# કેસરી.

## પૂર્વાર્ધ.




લખનાર,

હરિદાસ રેવાશંકર નાગેશ્વર.

ભરૂચ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર હુસેનઅલી નુરૂદીન

કતોપોર બજાર—ભરૂચ.



આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૬૯. સને ૧૯૧૨.

શ્રી "જ્ઞાનોદય" પ્રીન્ટીંગ પ્રેસ—ભરૂચ.



કીંમત રૂ. ૧—૮—૦.



ભરૂચ.
શ્રી "જ્ઞાનોદય" પ્રીન્ટિંગ પ્રેસમાં, ઇચ્છાલાલ અમૃતલાલ
મામલતદારનાએ નવા ડેરા પાસે નંબર ૫૦૫ વાળા
મકાનમાં છાપ્યું.

# અર્પણ પત્રિકા.

**પરમ પ્રિય,**

**ભાઈશ્રી મુલજીભાઈ નારણદાસ મહેતા,**

**સ્થળ—મુંબાઈ.**

**ગઝલ.**

અરે મુજ મિત્ર ગુણિયલરે, કથું શું ગુણ હું મુખથી:
પ્રિતિ વારિ તણુ પુર તો, અતિ ઉભરાય છે સુખથી.
અરે શું યાદગિરીમા, ત્હને હું પ્રેમથી આપું:
રસિક આ કેસરી સંગે, અમર તુજ નામ કરી સ્થાપ્યું.
મધુર પુષ્પો તણો ભોગી, અરે મકરંદ તું વ્હાલા:
ધરૂં તુજ કંઠને વિષે, સુવાસિત કાવ્યની માળા.
ખરે અવદાન તુજ કીર્તિ, જગમાં પ્રેમથી પસરે;
મધુરી વાસ તે આપે, સરવ ઠામે મળે જસરે.
ખરા દિલની તુ પ્રત્યેની, શુભાશિષ છે અરે મ્હારી;
સફળ જગનાથ તે કરશે, ચતુરભુજ ચક્ર તો ધારી.

**વહાલા બન્ધુ,**

આપણા ઉભયના પ્રિતિ પાત્ર હૃદયમાં હમેશ પ્રેમના નિર્મળ ઝરાનું ઝરણ ઝરે એમ માની આ કેસરી ગદ્ય પદ્ય કુસુમની માળા આપનાં કોમળ કંઠમાં સપ્રેમાર્પણ કરૂં છું. તે સ્વીકારી કૃતાર્થ કરશો.

લી૦ આપનો આભારી સ્નેહાધિન.

**રેવાશંકર નાગેશ્વર હરીદાસ**

**ના જયશ્રી હરી.**

# પ્રસ્તાવના.

—****✿****—

અંગ્રેજ સરકારના દયાળુ અને ઇન્સાફી વાવટા તળે આવ્યા પછી, ભારત વર્ષમાં થોડા સમય ઉપર પેસી ગયેલી ભયંકરતા અને અશાંતિ જીવ લઇને ન્હાસી ગઇ છે. અને તેને બદલે વિદ્યા, કળા તથા વાંચનની અભિવૃદ્ધિ દિન પ્રતિ દિન થતી જાય છે. અને શોધક ગ્રહાકોને તેમાંથી કંઇને કંઇ સંગ્રહ કરવાનું મળીજ આવે છે.

વાંચન એ જ્ઞાન માર્ગ તરફ ગતિ કરનારૂં મુખ્ય સાધન છે. વાંચનથી ઘેર બેઠાં ગુરૂ વિના અનેક પ્રકારના ગુણો ગ્રહણ કરી શકાય છે. બુદ્ધિ અને શક્તિને ખીલવવામાં વાંચન એ મુખ્ય છે અને તેથી દરેક સ્ત્રીને પુરૂષોએ અહર્નિશ વાંચનનો શોખ રાખવાની જરૂર છે.

પ્રિય પાઠક ! આઠ વર્ષ ઉપર લખાયલો આ લેખ આપના કર કમળમાં એક સુશોભિત પુસ્તકના રૂપમાં આવતાં તેમાંથી આપને જે યોગ્ય લાગે તે ગ્રહણ કરશો અને અનુભવમાં મુકશો.

આ પુસ્તકમાં નિચે મુજબનાં વિષયો ચર્ચાવામાં આવ્યાછે.

બાળ લગ્નથી થતી હાની, ઓરમણ માતાની નિષ્ઠુરતા, ખાડો ખોદે તે પડે, પ્રેમનો ઉન્મત્ત નિશો, મિત્ર ફરજ, ધુતારા અને ઢોંગી ઉપદેશકો, પ્રપંચી ભકતાણીઓ, ધર્મને ઓથે થતાં કુકર્મો, કુટુંબ કલેશનાં માઠા પરિણામ, અંધ શ્રદ્ધાની અવધી અને પૂંઠળથી પશ્ચાતાપ, આજ કાલનો સુધારો, લંપટ અને લોભી પુજારાઓ, પવિત્ર પ્રેમની ખુબી, ભુલભુલામણી વિદ્વાનને કામપીડા અને પાતિવ્રત્ત સાચવતાં આવી પડેલી અનહદ આફતો, વિગેરે બાબતોનો ચિતાર ઉત્તમ નીતિ રીતિથી આપવામાં આવ્યો છે.

જેથી પુસ્તક સર્વોપયોગી થઇ પડશે અને દરેક વ્યક્તિને તેમાંથી કંઇ પણ ગ્રહણ કરવાનું મળી આવશે એમ મારૂ ધારવુંછે.

મારો આ પ્રથમ પ્રયાસ છે તેથી કદાચ કોઇ સ્થળે દોષ દ્રષ્ટિગોચર થાય તો તેને માટે વિદ્વજ્જન મને ક્ષમા અર્પશે એવી આશા છે.

गृहीतं यद्भवद्भिर्तद्गुणितं दुष्टमन्यथाः ।
पीतं पयोराज हंसैवारित दूरुमुज्झितम् ॥

અર્થ:—તમો (સજ્જનો) જે ગ્રહણ કરો તે ગુણવાળું અને જે ન ગ્રહણ કર્યું તે દુષ્ટ એમ હું સમજું છું. જેમ રાજહંસ જે પીએ તે દુધ અને તજી દે તે પાણી.

ગ્રહે સજ્જનો સાર શોધી બધેથી,
વળી દુર્જનો છીદ્ર શોધે ખુશીથી;
રૂડા હંસ લે દુધનો સાર કાડી,
ભુંડા કાગડા ચાંદુ શોધે અનાડી.

सुज्ञेषु किम् बहुना.

સંવત ૧૯૬૯ કાર્તિક
શુકલ પ્રતિપદા શનિવાર
ભ્રગુપુર

આપનો,
હરિદાસ રેવાશંકર નાગેશ્વર
ના જય શ્રીહાર.

>*********<

# અનુક્રમણિકા.

—****✠****—





# સાવચેત થાઓ.

## નામ નોંધાવો ! છપાય છે ! ! નામ નોંધાવો ! ! !

# સ્વર્ગનો સાથી યાને ભોમિયો.

—****❋***—

### કીંમત રૂા. ૧—૮—૦

એક ઉત્તમ અને સોનેરી તકનો લાભ લેશો કે !

એક પોસ્ટ કાર્ડ ઉપર તમારૂં નામ ઠામ ઠેકાણું. સ્પષ્ટાક્ષરે લખી મોકલી ગ્રાહક થશો તો ફકત રૂા. ૧-૦-૦ માંજ મળશે વિવેક ભક્તિ, વૈરાગ, અને અનેક ધાર્મિક વિષયોનું પ્રતિ પાદન કરી વ્યવહાર અને પરમાર્થ બન્ને સાચવી શકાય એવા નિયમથી શાસ્ત્રીયલખવામાં આવ્યું છે.

સ્ત્રી અને પુરૂષોને વાંચી મનન કરવાને ખાસ જરૂરનું છે દ્રઢ શ્રદ્ધા વાળા શુભ કેતાના ચરિત્રો અને પ્રભુની અગાધ શક્તિથી કરવામાં આવેલા કાર્યો તથા રમુજી દ્રષ્ટાંતોથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધવાને એક ખરેખરા સાધનરૂપ છે.

કદ ડેમી આઠ પેજી લગભગ અઢીશો પૃષ્ટ ઉંચા ગ્લેજ કાગળ સુંદર છપાઇ પાકું પુઠું અને સોનેરી નામ સાથે લાયબ્રેરીમાં અને હૃદય મંદિરના પવિત્ર ભૂમિમાં જગ્યા આપવાને યોગ્ય નામ નોંધાવી લ્યો નહિ તો પાછળથી નાહક ખોટના ખાડામાં ઉતરવું પડશે.

પત્ર વ્યવહાર.

**મણીલાલ ચુનીલાલ વૈશ્ય**

શ્રી સામુદ્રિ વિજય છાપખાનામાં

વેજલપોર—ભરૂચ.

# સીવવાના સંચા વાપરનારને એક ઉત્તમ તક ?

## દુનીયામાં ૪૪ વરસની જુની અનુભવી ડરકોપ કંપનીના બનાવેલા છેલ્લામાં છેલ્લી તદ્દન સુધરેલી ઢબ પ્રમાણેના.

# સાંચાઓ.




હમારે ત્યાંથી સીવવાના દરેક જાતના સાંચાઓ જેવા કે હાથના, પગના, દરજીઓ માટે, તેમજ મોચીઓ અને ઘર કુટુંબી ગ્રહસ્થોને માટે, ઘણા કીફાયત ભાવથી મળશે. આ મશીનો બોલ બેરીંગના હોવાથી કામ

વાંચવા લાયક પુસ્તકો તઈયાર છે.

# જાહેર ખબર.



હમારે ત્યાંથી વાંચવાની ચોપડીઓ ઘણેજ કીફાયત ભાવેથી મળશે.

| | | |
|---|---|---|
| એરેબીયન નાઇટસ .... .... .... | કીંમત રૂા. | ૨—૦—૦. |
| અલીફ લયલા .... .... .... .... | ,, | ૨—૦—૦ |
| દાસતાન અમીર હમજા .... .... | ,, | ૧—૦—૦ |
| બત્રીસ પુતળી .... .... .... .... | ,, | ૧—૦—૦ |
| કાવ્ય દોહન .... .... .... .... | ,, | ૧—૦—૦ |
| મહા ભારત .... .... .... .... | ,, | ૨—૦—૦ |
| નરગીજ નાટકકાર .... .... .... | ,, | ૧—૮—૦ |
| હાતમતાઇટ .... .... .... .... | ,, | ૦—૮—૦ |
| બીરબલ (બાર ભાગ).... .... .... | ,, | ૦—૬—૦ |
| રામાયણ મોટી .... .... .... .... | ,, | ૦—૮—૦ |
| ચાર ફકીરની વારતા .... .... .... | ,, | ૦—૮—૦ |

એ સીવાય નાટકો વારતાઓ ગરબાઓ વગેરે ચોપડીઓ ડાયરી બુકો પંચાગો કેલેંન્ડરો વગેરે ઘણાજ કીફાયત ભાવથી વેચનાર.

બુકસેલર હુસેનઅલી નુરૂદીન કાગદી,

કતોપોર બજાર—ભરૂચ.



# કેસરી.

## પૂર્વાર્ધ.



## પ્રકરણ ૧ લું.

### એક છુપી બાતમી અને ત્રિપુટીનો ગૃહત્યાગ.

રે ! રે ! કઠોર ચિત્ત ભેદન કેમ પામે !
રે ! પ્રાણ પ્યારિ વણ કેમ હવે વિરામે, !
ધિક્કાર છે ! હૃદય આ શત ધાન ફાટે !–
આ દેહ મધ્ય વસિને નિજ પ્યારિ માટે,



જગતનિયંતાના નિયમાનુસાર આ સૃષ્ટિ ચક્ર સદાંને માટે ભ્રમણ કર્યા કરેછે, સુખ–દુઃખ, હર્ષ–શોક, અને લાભ ગેરલાભ તથા ચઢતી પડતીના સુત્રમાં પ્રાણીમાત્ર ગ્રંથિત થયેલાં છે.

આજે ભૂતળપર દ્રષ્ટિ ફેંકતાં ચોતરફ સુંદર શિતળતાએ પ્રવેશ કરેલો છે, અઢાર ભાર વનસ્પતિ ખીલી રહી છે અને કોયલોના કુહુકાર અને મયુરોના ટહુકારથી વસંત ઋતુનો પ્રાદુર્ભાવ સંપૂર્ણ રીતે પ્રદર્શિત થતો હતો.

સૂર્યનારાયણ નિત્ય કાર્યથી નિવૃત થઇ સમુદ્રમાં સ્નાન કરવાને ઝંપલાવતા હતા. અગ્નિસમ ઉષ્ણ કિરણરૂપી વસ્ત્રોનો ત્યાગ કરી પચરંગી પોશાક ધારણ કર્યો હતો. પક્ષિઓનાં ટોળે ટોળાં આકાશ માર્ગમાં દોડાદોડ કરી રહ્યાં હતાં, વૃક્ષલતાઓ, માળાઓ અને ઝાડની પોલાણનો આશ્રય લઇ મુખમાં ભરેલા કણને તેઓ પોતાનાં વહાલાં બચ્ચાંઓની ચાંચમાં દેતાં હતાં અને ત્યાગશિલ ગુણગ્રાહક પથિકોને પ્રેમ-પ્રિતી અને માયા બંધનનું નાટક ભજવા ઉપદેશ આપતાં હતાં.

મધુકરોનાં વૃંદ, સર અને સરોજને ત્યાગી જતાં હતાં, નવોઢાઓના હૃદયમાં કામદેવે ધીમે ધીમે પ્રવેશ કરવા માંડયો હતો. પ્રવાસિ પુરૂષો ગૃહ તરફ ગમન કરી રહ્યા હતા અને શ્રમિત થયેલા જનો વિશ્રામભુવન ( ગૃહ ) નો આશ્રય કરતા દેખાતા હતા.

પ્રકાશમય પટને ઉપાડી લઇ તિમીર પટને ઓથે જગત ઢાંકવાને માટે કરેલા પ્રયત્નમાં શ્રીહરિ સૂત્રધારે પોતાની મહાન્ અને દિવ્ય શકિતનો ઉપયોગ કર્યો હતો.

‘ દોરી સર્વની એના હાથમાં ભરાવ્યાં ડગલાં ભરે;
‘ જેવો જંત્ર વગાડે જંત્રિ તેવો સ્વર નિસરે.

અત્યાર સુધી સ્થિર થયેલી દ્રષ્ટિ ચપળ થઇ, વાટિકાઓ ગિરી ગુહાઓ, વૃક્ષલતાઓ અને કુદરતનાં વિચિત્ર ચિત્રોને નિહાળી તૃપ્ત થયેલી દ્રષ્ટિ હવે જન સમાજ નિહાળતાં જરા વધારે ઉંડી ઉતરી, પ્રેમામૃતનાં પવિત્ર અને સ્વચ્છંદપણે વહેતાં નિર્મળ ઝરણાં જોવા આતુર બની અને, રમણિય ભાસતા રત્નપૂરમાં પેઠી.

રત્નપૂર ચારે તરફ આવેલાં પહાડનાં શિખરોમાં ચક્રવર્તિ રાજાની પદ્વિ ભોગવતું હતું. ડુંગરા ઉપર આવેલાં દેવળનાં રમણિય શિખરો, ધ્વજાઓ, અને રંગબેરંગી ચિત્રો શહેરમાંનાં વિશાળ ભવનો દરબારગઢ, રાજ મહાલય, હોજ ફુવારા અને પ્રદર્શન સહિતના બગિચાઓ તથા બંને તરફ પતિત પાવની ગંગા નદીનો પ્રવાહ આ સર્વ શણગારથી સ્વર્ગની અમરાપુરીનું માન મુકાવે તેવું દિસતું હતું.

વિજળીક રોશનીથી આ શોભામાં અનહદ વૃદ્ધિ થતી હતી. દરબારગઢની અંદરના એક મનોહર મહેલમાં પાંચમા માળ તરફ દ્રષ્ટિ નાખતાં અનેક પ્રકારનાં ફુરનીચર, હાંડી, તકતા અને ઝુમરોથી શણગારાયેલું એક રમ્ય દિવાનખાનું કેવળ આનંદધામ અથવા તો સુખસ્થાન જેવું દિસતું હતું.

એક કિમતી સુવર્ણની પણ રત્ન જડિત આરામચેરના ઉપર દ્રષ્ટિ નાખતાં એક વીરનરનાં દર્શન થતાં હતાં, તેનાં દિવ્ય ચક્ષુ થોડાકવારમાં ખુલતાં અને થોડીવારમાં બંધ થઇ જતાં હતાં. વિજળીની શુકલ રોશનીમાં તેના મુખચંદ્રને રાહુએ ગ્રાસ કર્યો હોય એવો દેખાવ થઇ રહ્યો હતો, આટલા બધા આનંદ અને પ્રકાશમાં પણ તેનું મુખકમળ નિસ્તેજ ફિક્કું અને શોકાતુર લાગતું હતું, તેના બંને હોઠ નીચા ઉંચા થવા લાગ્યા જડમાં જેમ ચૈતન્ય આવે તેમ આ સ્તબ્ધ મૂર્તિ ધીમે ધીમે ડોલવા લાગી અને ક્ષણવારમાં તેમાંથી ધ્વનિ ઉત્પન્ન થયો.

" અગાધ ભવસિંધુ તરન ઔરન કોઉ ઉપાય,
એક પ્રેમ નાવકે આસરે પ્રેમી સો તર જાય; "

સહજ શાંત થયા પછી તર્તજ પ્રવૃત્તિએ પ્રવેશ કર્યો, અને તે વીરનર બોલી ઉઠયો, તું મને વધારે ન સતાવ, વધારે ન-રોબાવ, વાહ ! આ શું ! આ દુઃખદાતા કોણ ? ઇશ્વર; ના, તે નિર્દોષ છે. પ્રારબ્ધ ? ના, પ્રયત્નની જરૂર છે, ત્યારે કોણ ? મારી નવિ માતાના પ્રેમપાશથી પરવશ થઇ મારી ચિંતા તજી બેઠેલા મારા પિતાજી; હા ! હા ! તેજ.

મારી મરનાર માતાએ મર્ણ સમયે મને નવી માતાના ખોળામાં મુકયો હતો તે વખતે મારાં માતાજી તથા પિતાજીએ તે મારી મર્ણ–શર્ણ થયેલી માતાનું વચન પાળ્યું છે ? ના બીલ-કુલજ નહિં.

માતા ! વહાલી માતા! તારો મારા ઉપર કેટલો બધો પ્રેમ. મરતાં મરતાં પણ આ તારા ત્રણ વર્ષના બાળકને માટે તારી આટલી બધી મમતા, માતા ! આ તારો પામર અજ્ઞ બાળક એ તારા અગાધ ઉપકારોનો બદલો કઇ રીતે વાળી સકશે.

## ઇંદ્ર વિજય.

માત તણા ઉપકાર બરાબર અન્ય નહિં ઉપકારજ એકે,
માત તણી મમતાની બરાબર અન્ય તણી મમતા કુણ લેખે;
માત તણા ઉપકારની કિંમત રાજ્ય તણી રિધ્ધિથી અધિકી છે,
માત તણી મમતા તણી કિંમતથી અવધિ અવધિ અવધિ છે.

સુખદાતા માતાથી સદાને માટે વિયોગી થયેલાને શાન્તિદાતા કોણ છે? પિતા વિના અવર કોણ હોય!

તેમને તો મારી ફીકર નથી. નૂતન પ્રેમ પિંજરામાંથી તેઓ નિકળી શકતા નથી, અને કવચિત્ નિકળે છે તો મુંબઇ અને વિલાયત સિવાય બીજો માર્ગ તેમને સુઝતો નથી; કેળવણીના ડોળમાંને ડોળમાં કરોડો રૂપીઆનો ખર્ચ કરી નાંખ્યો, વિલાયત જઇ લાખો રૂપીઆની આહુતિ આપી, અને સ્વપ્રજાને દ્રવ્યહિન, બળહિન અને માલ વગરની કરી નાંખી; પરંતુ તેથી તેઓ સ્વદેશનું હિત કંઇ પણ કરી શકયા નથી: જેઓ પોતાનું, પોતાના ગૃહનું, કુટુંબનું અને ઈષ્ટ મિત્રોનું હિત કરી શકયા નથી, તેઓ દેશનું હિત શી રીતે કરી શકનાર છે!

બાવીસ વર્ષનું મારૂં વય થયું છતાં હજુ મારે માટે તેમને લેશ પણ ચિંતા નથી; બગિચામાં અને શહેરના બજારોમાં પતિ પત્નીનાં પવિત્ર જોડાંને પ્રેમ પાઠનુ પઠન કરતાં જોઇ મારૂં હૃદય ભેદાઇ જાય છે, યુવા સિંહણીના પંજામાં આવી કોણે બુદ્ધિ રૂપી બકરીને સ્વતંત્ર રાખી છે?

કેટલાંએક માણસોથી મને નહિંજ જેવી ખબર મળી છે કે મારૂં લગ્ન થયું છે; પરંતુ કયાં થયું છે, કોની સાથે, કઇ ભૂમિમાં અને કઇ મૃગનયનાને માટે આ, પ્રારબ્ધહિન પતિ નિર્માણ થયો છે, તે મને સમજાતું નથી.

" પ્રિયા વિણ જીવતર સુનું, ગમે ના રાજ્ય આ ભૂનું;
હૃદયમાં દર્દ દુઃખ દુનું, નૂતન લાગે સહુ જૂનું."

પ્રિયાના પવિત્ર મુખડાનું દર્શન કરવાને અધિરૂં થયેલું હૃદય વિયોગાગ્નિથી બળી રહ્યું છે, તેમાંથી મુકત થવાને માત્ર આશા ઔષધિનો ઉપયોગજ બસ છે.

આશા મોટાં કામ કરાવે જન પાસે,
રામે બાંધ્યો તે પુલ સીતા તણી આશે;
પાંચાલીની આશથી પાર્થે મચ્છ ચીર્યો,
ધૂમ્યો આશે કીર્તિનો સીકંદર વીરો.

પરંતુ હવે આ આશા ટકી શકશે નહિં, ધીરજ રહેશે નહિં, મન્મથ સૈન્યસહ મથિ રહ્યા છે.

કાલીંગડો દાદરો.

મદન બાણ કામીઓને કરે ઘાવ કારી,
કરે ઘાવ કારી નાખે ભલ ભલાને મારી:......મદન.
કામ તુંને ભસ્મ કીધો શિવે નાખ્યો બાળી,
તે છતાં અરે ભસ્મ તારી નાખે જનોને પ્રજાળી......મદન.

**तावन्महत्त्वं पांडित्यं विवेकित्वं कुलीनता ।**
**यावज्ज्वलति नाङ्गेषु हन्ति पञ्चेषु पावकः ॥**

**भर्तृहरि.**

અર્થ:—જ્યાં સૂધી શરીરમાં કામદેવ પ્રકટ થતો નથી ત્યાં સૂધી મહત્વ, પંડિતપણું, વિવેકીપણું અને કુલીનપણું રહે છે.

વિચાર વમળમાં ગુંચાયલો વિયોગ જળમાં ઝંપલાવવા ધારતો, વીરનર ક્રોધાવેશમાં આવી બોલ્યો. બસ, યોગી થઇ જવું.

“ બસ, યોગી થઇ જવું. ” એ શબ્દો નિકળતાંજ પાસેથી એક વૃદ્ધ ડોશી બહાર નિકળી આવી. બેટા ! ધીરજ ધર. યોગી થવામાં કંઇ માલ નથી, ઉતાવળો ન થા. તારા નામના ગુણોને કેમ વિસારી દે છે. બેટા ! તું પ્રમાદી થઇ બેશી રહ્યો છે ત્યાં સૂધી શિકાર તારાથી દૂર છે; પરંતુ જે વખતે તું પ્રમાદ ત્યાગી ફલંગ મારીશ તે વખતે શિકાર તારી પાસેજ છે.

વાંચક ! વૃદ્ધા એ આપેલાં વિશેષણોથી આપને સ્પષ્ટ સમજાયું હશે ! કે અત્યાર સૂધી જેને આપણે એક વીરનર તરીકે ઓળખતા હતા તે બીજું કોઇ નહિં; પરંતુ આપણી વારતાનો નાયક કેસરીજ છે.

તે આતુરતાથી બોલી ઉઠયો. કોણ, ડોશી ?

હા, દીકરા ! તારી માતાએ મારા ઉપર ઘણુ ઉપકારો કર્યા છે, અને તેના અગાધ ઉપકારોનો બદલો વાળવાને મને આ યત્કિંચિત્ સમય મળ્યો છે.

અધિરો કેસરી વચમાંજ બોલી ઉઠયો. ત્યાગી થવાની અણી ઉપર તમે શું બદલો આપવા માગો છો, તે જલદી કહો !

બીજો કોઇ જાતનો બદલો મારાથી આપી શકાય તેમ નથી કારણ હું નિર્ધન, વૃદ્ધ, અને પરતંત્ર છું; પરંતુ હાલ તરત તો હુ યોગી ને ભોગી બનાવી શકું છું; તેમાં પ્રયત્ન તમારેજ કરવું પડશે.

ઠીક ! ઠીક !! ડોશી ! જલદી કહો શું વાત છે; જોઇએ !

બેટા ! ઉતાવળો ન થા, ધીરજ ધર અને શાન્ત ચિત્તે શ્રવણ કર, અન્યને આ વાત કરીશ નહિં અને કરીશ તો તારા પિતાના હાથે તર્તજ મારૂં મુસ્તક ધડથી જુદું થઇ જશે. ભલે તારા સુખ ને ખાતર ગમે તેમ થાઓ.

તારૂં લગ્ન મણિપુરના મહારાજા ચિત્રસેનની પુત્રી વસંતસેના સાથે તારી માતાના મર્ણ અગાઉ એક માસ ઉપરજ થયું છે. ક્ષત્રીઓના નિયમ મુજબ ખાંડુ મોકલી લગ્ન કરાવવામાં આવ્યું હતું. આજે તારી ઉમર બાવીશ વર્ષની છે તો તે તારી પ્રિય વસંતની ઉમર અરાઢ વર્ષની હોવી જોઇએ, મારા સાંભળવા પ્રમાણે વસંતસેના રૂપ ગુણમાં ઉત્તમ પદ્મિની છે. ઇંદ્રાણી, ઉર્વશી, મેનકા અને રંભાનું ભાન ભુલાવે તેવા છે; પરંતુ લગ્ન બાદ તારા પિતા અને તારા સસરાને એક બીજાની સરહદની તકરારથી પરસ્પર વેર થયું, અને જબરૂં યુદ્ધ થયું, જે વખતે તારા પિતાએ ત્હારી પ્રથમની સ્ત્રી તે બિચારી નિર્દોષ વસંત ને નહિં તેડવાને પણ કરેલુ છે અને તને ફરી પરણાવનાનું પણ પણ તેઓએ તેજ વખતે કરેલું છે. પ્રથમનું પણ તેઓએ હજુ સુધી પાળ્યું છે અને બીજું પણ તને ફરી પરણાવવાનું તેને ઇર્ષારૂપી તારી નવી માતા ભક્ષણ કરી ગઇ છે.

મહારાજ ! આપના મિત્ર ધનપાળશા પધારે છે. દ્વારપાળ નો અવાજ કર્ણ પર પડતાં બરાબર ડોશી ચાલતાં થયાં, જતાં જતાં તેણે કેસરીને પોતાની વાત બીજાને ન કહેવાને ગુપ્ત સૂચના કરી.

ધનપાળશા તર્તજ દાખલ થયા અને પૂઠળ મગન જોશી પણ આવતા હતા.

ધનપાળને આવતો જોઇ ડોશીના ગયા પછી સંકલ્પ વિકલ્પ તરંગમાં ગોથાં ખાતો કેસરી સાવચેત થયો અને સન્મુખ જઇ કહ્યું. પધારો ધનપાળ ભાઇ ! કેમ આજે આપને આવવાને અસુરૂ થયું ?

ભાઇ ! મગનને તેડવા ગયો હતો તેથી જરા વિલંબ થઇ; પરંતુ તેઓશ્રીની સ્વારી તો પ્રથમથીજ આપના તરફ નિકળી ચુકી છે.

ત્યારે, ધનપાળ ભાઇ ! મગન ક્યાં ગયો હશે ? આજે નિત્ય કરતાં તેને વધુ વિલંબ થયાનું કારણ સમજાતું નથી.

મગને પ્રવેશ કરી કહ્યું. કારણ કંઇજ નથી, આપના તરફ આવતાં માર્ગમાં મારા એક જુના મિત્ર સાથે વાતચિતમાં રોકાણ થવાથી આપશ્રીની સેવામાં હાજરી આપવાને ઢીલ થઇ છે તો કૃપામય દ્રષ્ટિથી મને ક્ષમા અર્પશો એવી આશા છે.

ક્ષમા શી રીતે આપી શકુ ? હું પરવશ છું, દિવાનો છું અને વિયોગાગ્નિથી બળું છું, માટે તમો મિત્ર ધર્મ બજાવી મારી દુઃખીની રક્ષા થાય તેમ કરો—મને અભયદાન આપો.

કઠણ કામ પણ સાધિ લે, જેને મિત્રનું જોર,
કરવા મિત્રો તે થકી, સમજી આ અંકોર.

કેસરી ભાઇ ! ઝટપટ કહો, આજે આ નૂતન પ્રકરણ વળી શું નિકળ્યું છે ! અમો નિશ્ચયપૂર્વક કહીએ છીએ કે, આપના કાર્યમાં મદદ કરવાને આત્મભોગ આપતાં સુધી હમો પાછી પાની કરીશું નહિં; ધનપાળ અને મગને પ્રિતીપૂર્વક કહ્યું.

મિત્ર વચન શ્રવણ કરી હર્ષાવેશમાં કેસરીએ પોતાની પ્રિયા સંબંધીની સર્વ વાર્તા મદદગાર મીત્રોને કહી.

મગન બોલી ઉઠયો, અરરર ! ઘણોજ અનર્થ, એ વેહવાઇ લડી મરે તેમાં બિચારી નિર્દોષ વસંતને શિક્ષા શા માટે હોય ! અને સ્ત્રીનો વિના વાંકે ત્યાગ કરવો એ અતિ નિંદ્યકર્મ છે.

अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा ।
असहायस्य लोकेऽस्मिन् लोकयात्रा सहायिनी ॥
नास्ति भार्या समो बन्धुर्नास्ति भार्या समा गतिः ।
नास्ति भार्या समो लोके सहायो धर्म संग्रहे ॥

॥ महाभारते आदिपर्वे ॥

અર્થ:—ભાર્યા ( સ્ત્રી ) પુરૂષનું અર્ધું અંગ છે, તે સૌથી ઉત્તમ મિત્ર છે, આ સંસારમાં પાર પડવાને જેને કોઇની સહાય ( મદદ ) નથી તેવા પતિને તે સહાય કરનારી છે.

અર્થ:—ભાર્યા સમાન બંધુ ( સગો ) નથી, તેના જેવી બીજી સવડ નથી, એટલુંજ નહિં પણ ધર્મ પાળવામાં તેના જેવી બીજી મદદ કોઇની નથી.

કેસરીભાઇ મહાન્પુરૂષો જેને માટે આટલું બધું લખી ગયા છે તેના ગુણ દોષ જોયા વિના ત્યાગ કેમ થાય! નજ થાય.

છપય છંદ.

તે નરને ધિક્કાર તજે જે પરણી નારી,
મુરખનો સરદાર ભમે પર ઘેર અનાડી;
રામા વિણ સંસાર રેન અંધારી કાળી,
પતિ પ્રિયા સંયોગ શર્દ ખીલેલી સારી;
રામા રત્ન રખડતું કરે, ગૃહસ્થ રંકકે રાયકો,
"રેવા, વહાણ તે અભાગીનું, ભવસાગર ડુબકાં ખાયતો.

મગન વિશેષ બોલવા જતો હતો તેટલામાં વચમાં ધનપાળ બોલી ઉઠયો. મગનભાઇ! બસ કરો, કેસરીભાઇએ પ્રિયાને આવો ગેરઈન્સાફ આપ્યો નથી. તમે ખરેખરા નારદજી જણાઓ છો, સહજ વાત હાથમાં આવતાં તો તમે કાગનો વાઘ કરી નાંખ્યો.

ધનપાળભાઇ! શાન્ત થાઓ. મગનભાઇના અક્ષરે અક્ષર મને ખરા લાગ્યા છે. મેં આટલા દિવસ પર્યંત તે મારી વહાલી વસંતની તપાસજ ન કરી, તે માટે હું પણ કંઇક શિક્ષાને પાત્ર છું, મગનભાઇએ ઘરની વાતો કરી નથી; પરંતુ તે એક સારા

વિદ્વાન અને વકતા છે, તેથી હું નિશ્ચય ઉપર આવું છું કે આજે રાત્રિએ ગૃહ ત્યાગ કરી, પ્રિયાની પધરામણિથી પવિત્ર થયેલા મણિપુર તરફ ગમન કરવું એજ શ્રેયસ્કર છે.

કેસરીભાઇ ! આ આપનો અજ્ઞ મિત્ર આપના સુખમાં ભાગ લેનારો તે આપના દુઃખમાં પણ ભાગ લેશેજ ! એટલે આ તમારો મગન તમારી સાથે મણિપુર તરફ આવી, બનતી મદદ કરી પોતાની ફરજ બજાવવાને તૈયાર છે. મગને આનંદપૂર્વક પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો.

હા, અને કેસરીભાઇ ! આ ધનપાળ પણ આપના સુખ દુઃખમાં સરખો હીસ્સો લેશે, આપની સાથે અરણ્યમાં અટન કરશે, અને શીત ઉષ્ણને સહન કરી આપના કાર્યમાં મદદ કરશે ધનપાળે ઉમેર્યું.

વિપત્તિના સમયમાં મિત્રો તરફથી મળતી મદદથી કેસરી વધુ ઉશ્કેરાયો, તે દિવાનો બન્યો. હર્ષમાં આવી આમતેમ ફરવા લાગ્યો અને કેટલીએક વાર ધીમે સાદે અને કેટલીકવાર તાણીને બરબડવા લાગ્યો. કેસરીના હર્ષાવેશના ઉદગારોઃ-

( ગઝલ. )

કંઇ લાખો નિરાશામાં, અમર આશા છુપાઇ છે !
ખફા ખંજર સનમનામાં, રહમ ઉંડી લપાઇ છે !—કંઇ૦
શમાપર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લુંટાઈ છે.—કંઇ૦
હજારો ઓલિયા મુરશિદ, ગયા માશૂકમાં ડૂબી,
ન ડૂબ્યા તે મૂવા એવી, કલામો સખ્ત ગાઇ છે.—કંઇ૦

કવિતાના શબ્દોને વારંવાર બોલતાં તેના અર્થનું મનન કરતાં, કેસરી પૂર પ્રેમમસ્ત બન્યો અને દેહ શુદ્ધિ વિસારીને પલંગ ઉપર પડયો.

મગનભાઇ ! આ શું ચમત્કાર ! આ કયું જાદું અને આ કયું દિવાનાપણું છે કે જે કેસરીને પણ શ્રગાલ બનાવી દે છે. ધનપાળે પૂછ્યું.

ધનપાળભાઇ ! એ મનનો ધર્મ છે. મન મર્કટ પેઠે ભ્રમણ કરનારૂં છે.

" મન મર્કટની પેઠે ભમતું;
મન નિશદિન રહે છે દમતું."

મનકા રંગ કયસા ! જીસ્મે મિલાવે વૈસા. વળી તત્સંબંધમાં જરા નિચે નિધા કરશો તો પરિપૂર્ણ સમજાશે. કહી મગનલાલે આગળ ચલાવ્યું.

ઇંદ્ર વિજય.

જો મન નારિકી ઓર નિહારત, તામન હોતહિ તાહિ કરૂપા ॥
જો મન કાહુ સુ ક્રોધ કરૈ પુનિ, તામન હ્હૈ તબહીં તદરૂપા, ॥
જો મન માયાહિ માય રટૈ નિત, તામન બ્રુડત માય કે કૂપા ॥
સુંદર જો મન બ્રહ્મ વિચારત, તામન હોતહિ બ્રહ્મ સ્વરૂપા ॥

ધનપાળભાઇ ! કેસરીનું મન વસંતમય બની ગયું છે, માટે તેને વસંતરૂપ ઔષધી મળશે ત્યારેજ આ અસાધ્ય રોગની શાન્તિ થશે, તેની મરજીને સ્વાધિન થઈ મદદ કરવી એજ આપણું કાર્ય છે.

અત્યાર સુધી પલંગમાં પડી વિચારના તરંગોમાં ગુંચાયેલો કેસરી ઝટ ઉઠયો, પલંગનો ત્યાગ કર્યો, મારા વ્હાલા મિત્રો ! મારા ઉપર દયા રાખજો, દિવાનાની સંભાળ રાખજો, રંકની રક્ષા કરજો, અને તમારી પૂરજ તરફ દ્રઢ રહેજો, હું જાઉં છું, આપ મરજી મુજબ વર્તજો. બોલતાં બોલતાં તો કેસરી છેક નીચે આવ્યો, ધનપાળ અને મગન પણ તેને પગલે પગલે ચાલતા હતા કેસરીએ અશ્વશાળામાં પ્રવેશ કર્યો. એક અતિ ઉત્તમ અશ્વપર સ્વાર થઇ તેણે બોલ્યા ચાલ્યાવિના કોઇની પણ પરવા રાખ્યાવિના ચાલવાજ માંડયું.

ધનપાળ અને મગને પણ તેમજ કર્યું બેજણે બે અસ્વપર સ્વાર થઇ કેસરીની પૂંઠળ અસ્વ છોડી મુકયા.

રાજમહાલયમાં વસનારો કેસરી ધનપાળ અને મગન ( ત્રિપુટી ) ક્ષણવારમાં વનવાસી થયા, અને અંધારી ઝાડી તથા પહાડી ભૂમીનો અનુભવ કરતા તેઓ મણિપુર તરફનો માર્ગ પૂછતા પૂર વેગમાં ચાલ્યા.



# પ્રકરણ ૨ જું.

## મેનાની ભૂલ, અને મદનનું ખૂન!

હું કરૂં આ મેં કર્યું એ માનવી મિથ્યા બકે,
પણ ઇશની આજ્ઞા વિના નવ પાન પણી હાલી શકે;
ચંદ્ર તારા સૂર્યને ગૃહની ગતિ આધીન છે,
પણ ઇશની ન્યારિ કળા જ્યાં સર્વ પ્રાણિ દિન છે;



રત્નપુરનાં રમણિય મહેલોનાં શિખરો ઉપર બિછાવેલી શુકલ ચાદર સમેટી લેવામાં આવી, સુખરૂપ જરિયનનો પ્રેમમય બુટ્ટાવાળો પડદો ઉપડી ગયો અને ધીમે ધીમે અરણ્ય ( દુઃખ ) નો પડદો પડતો દેખાયો. જેમાં ભયંકર ( પ્રપંચ ) પહાડો, દુઃખરૂપ દાવાનળ અગ્નિને ઉત્પન્ન કરે તેવાં વાંસનાં ઝાડો, કલેશમય કાંટાની વાડો, કામ ક્રોધાદિક હિંસક પશુઓ અને કૂકર્મના ફલરૂપ રોમ કંપાવનાર દુઃખો (વ્યાઘ્ર) દેખાવા લાગ્યાં.

માનસિક ગુનાહોને પ્રત્યક્ષમાં લાવવાને, તપાસવાને અને ઇનસાફમાં જરૂર પુરતા સાક્ષીઓને ઓળખવાને, હજુર કોર્ટના અધિકારી શ્રીહરિએ, સૂર્યરૂપ જગદિપકનો ઉદય કરી, સત્યાસત્યનો નિર્ણય કરી, ગુનેહગારને શિક્ષા, કરી દીધી હતી.

રત્નપુરના દરબારગઢનો મધ્યમાં રહી નભમંડળ સાથે મિત્રતા બાંધી બેઠેલા એક અલૌકિક મહેલમાં, અત્યારે ( પ્રાતઃકાળના પાંચ વાગે ) વાજીંત્રનાદ થઇ રહ્યો હતો. સંગતના જાણકાર,

ગવૈયાઓ, નાયકાઓ, સાજીંદાઓ તથા પ્રેક્ષકમંડળીથી, દિવાનખાનું ચિકાર થઇ ગયું હતું અને મહેલની નીચે ચોગરદમ લોકોની ઠઠ જામી હતી.

ભૈરવી રાગણીની, મીઠી મધુરી અને મસ્ત છાયામાં, સર્વ શ્રોતૃમંડળી લિન થઇ હતી.

પ્રમુખસ્થાને મનોહર પલંગ પર મુખમલના તકીઆ સાથે માથું ટેકવી, સુંદર જરિયનની સાડી, અને રમ્ય અલંકારો ને ધારણ કરી બેઠેલી એક મોહિની, વારંવાર, દ્વાર તરફ અધિરા દિલથી દ્રષ્ટિ કરતી દેખાતી હતી.

તે ચંદ્રાનની ક્ષણમાં હર્ષ અને ક્ષણમાં શોકમાં ડુબતી હતી સર્વને સંગિત ( નાદ ) માં લુબ્ધ થયા જાણી નજદીકમાં બેઠેલા એક પુરૂષ તરફ કટાક્ષ ફેંકી તે બોલી. ધુર્ત ! હજુ સૂધી કંઇ સમાચાર આવ્યા નહીં.

સ્વ નામના ગુણને સાચવી રાખનાર, ધુર્તસિંહે રાગણીના આલાપ સાથે આલાપ મારી ઉત્તર વાલ્યો. બે ફીકર રહો સર્વ થઇ ગયું છે.

આજ બિરાજત સુરા સમાજ જહાં.
બાજત બિન મૃદંગ,
જાએ ધસીટ દૂસરે દિન સબ,
કાલ સમુદ્ર તરંગ.

કાળની ગતિ કંઇ વિચિત્ર છે, આનંદ સાગરના તરંગોમાં ડોલતાં, અને સંગિતની મીઠી મજેહમાં સુખ માણતાં, આ સુખી પાત્રોના અધિપતિ સૂત્રધારે દોરી ખેંચી, સુખ સર્વ અદ્રશ્ય થયાં, એટલે ભય શોક અને કલેશ આવી ખડાં થયાં.

અચાનક એક કરૂણાજનક પોકારે સર્વની શ્રોત્રેંદ્રિયમાં પ્રવેશ કર્યો અને નાદમાં મહાલતા મનને ભયનું વારંટ બતાવી કલ્પાંતરૂપી કાળાગૃહમાં કેદ કર્યું.

મહારાજ હદ થઇ ! દૈવ રૂઠયો, દેવને દયા નથી, અરરર ! આશો ગજબ ! હા દૈવ મારો પ્રાણ કેમ જતો નથી.

ભૈરવી અદ્રષ્ય થઇ ગઇ, તાલ સુર બંધ થયા, આનંદ પ્રકરણની સમાપ્તિ થઇ, અને સર્વ એક બીજાના સામુ જોઇ, ચિત્રવત્ બનિ ગયાં.

કોમળાંગિના સુકોમળ કંઠમાંથી કર કમળને અલગ કરી, નિદ્રમાંથી, જાગ્રત થયેલા, સિંહની માફૂક, પ્રચંડ અવાજ કરી, એક પુખ્ત ઉમરનો પુરૂષ બોલી ઉઠયો શું છે! શું છે!! શું છે!!!

મહારાજ! અન્નદાતા, કહેતાં મારી જીભ ઉપડતી નથી.

જલદી કહે, શું કેર થયો છે?

મહારાજ!. કેસરીભાઇનું ખુન!

હેં! હેં!! શું કહે છે ખૂન! કોનું ખૂન! મહારા કેસરીનું ખૂન! ઉપર મૂજબ બોલતાં બોલતાંમાં તો તે પ્રૌઢ પુરૂષ બેભાન થઇ જમીન ઉપર પડયો.

વાંચક આ પુરૂષ તે આપણા રત્નપૂરના મહારાજા ચિત્રસેન અને પ્રમુખસ્થાને બિરાજેલી મોહિની તે વનવાસિ થયેલા કેસરીનાં માતા અને પિતા થાય છે.

કેસરીની નવી માતા મેના, પોતાના પતિનું મુસ્તક, ખોલામાં લઇ લૌકિક અશ્રુપાત કરતાં સ્ત્રી ચરિત્રની શરૂઆત કરી.

બેટા કેસરી, મને તારા સિવાય અન્ય કોઇનો આધાર નથી, કેસરી તારૂં ખૂન! કોણે કર્યું! શીરીતે થયું! અરે આ શુ પતિને બેભાન થતાં બીજી સર્વ મંડળીને શોકાતુર થયેલી જોઇ પ્રપંચી મેનાએ નેંનના પલકારાથી, ધુર્તસિંહને પાસે બોલાવી તેના કર્ણ પાસે મુખ રાખી કહ્યું. ધુર્તસિંહ! ધન્ય છે, બાજી પાર પડી ચૂકી, હવે આપણું સુખ નિર્ભય થયુ છે, તમારા આ ઉપકારનો બદલો મારાથી વળે તેમ નથી અને તેના બદલામાં આ મેના તમારીજ છે, તે તમારા પ્રેમપિંજરમાં કેદ થઇ રહેવામાંજ સુખ માને છે.

**स्त्रीणांद्वि गुणमा हारो, लज्जा चापि चतुर्गुणा ।**
**साहसं षड् गुणं चैव, कामश्चाष्ट गुणस्स्मृतः ॥**

પુરૂષથી સ્ત્રીઓનો અહાર બમણો, લજ્જા ચાર ઘણી, સાહસ છ ઘણું, અને કામ અષ્ટ (આઠ) ઘણું હોય છે.

સ્ત્રીને રાજમહેલમાં રાખો કે ઝુંપડીમાં રાખો પરંતુ તેનો જાતિ સ્વભાવ જવો એ બહુજ કઠીણ કામ છે.

સોનાને શુભ પાંજરે પકડીને રાખ્યો કદી કાગડો,
સંભાળી શુભ ખાનપાન દઇને પ્રેમે પઢાવ્યો ઘણો.
ક્યાંથી તે શુકના સમાન પદ્ધિ પામે અરે પાપીઓ,
આવે દુર્જનમાં નહિં સુજનતા સિધ્ધાંત એવો થયો.

મહારાજ મારાથી બોલાતું નથી, મારૂ ચિત્ત ચગડોળે ચડ્યું છે મારા વ્હાલા કેસરીનુ મર્ણ હાય હાય? આશો ગજબ!

મેનાએ સ્વામિને સાવચેત કરીને કહ્યું.

ધુર્તસિંહ, મહારા વ્હાલા દરબારીઓ, તમે સર્વ તે મહેલ તરફ ચાલો આપણે સર્વ જાતે જઇ તપાસ કરીએ કે ખૂન થવાનું કારણ શું છે મહારાજાએ રડતા હૃદયથી કહયું.

સર્વ મંડળી ધૂર્તસિંહ અને મેના સહિત મહારાજ ચિત્રસેન કેસરીના મહેલ તરફ ચાલ્યા.

અલ્પ સમય પછી રાજ્યાભિષેક કરવાના વિચારો કર્યાં, પૂરી લગ્નની ગોઠવણોના તર્ક વિતર્ક કર્યાં, અને કયાં આ માઠા સમાચાર.

રાજતિલકના મૂહુર્ત સમયે દશરથને રખડતા કરી, શ્રીરામે વનવાસ કર્યો, અને પુત્ર પ્રેમનો ઘા વાગવાથી દશરથે મર્ણ મુખમાં પ્રવેશ કર્યો; ખરેખર આજે મારી તેજ સ્થીતિ છે; પરંતુ કૈકેઇની જગ્યા કોને આપવી! મેનાને ? ના ના, તે ઇર્ષાથી રહિત છે, કેસરી માટે જીવ આપે તેવી છે.

ગમે તેમ હો પરંતુ આશાએ મને ઠગ્યો છે.

અનુભવ નહોતો તે થયો, શું ધારીએ શું થાય છે,
આશા નિરાશા વાદળીના, રંગ શા બદલાય છે.
મનસુબા મહેલ બાંધી પ્રાણી ફોકટ તું ફુલાય છે,
ખોટો ખલકનો ખેલ સાચો ભ્રાંતિમાં જણાય છે.

આખા શહેરમાં શોકનાં ચિહ્ન છવાઇ ગયાં, પ્રજામાં ભારે ખળભળાટ થયો, કોઇ કહે ધૂર્તસિંહે આ ખુન કર્યું છે. કોઇ કહે ના, એ કામ મેનાનું છે, કોઇ કહે છે રાજાએ કરાવ્યું હશે, એમ અનેક પ્રકારની વાતો શેરીએ શેરીએ અને ઘરોઘર થવા લાગી.

રડતા હૃદયના અશ્રુથી ભીંજાયલા આપણા મહારાજા ચિત્રસેન, અંતરમાં હર્ષ અને ઉપરથી કલ્પાંત કરતી મેના, ધૂર્તસિંહ અને બીજી દરબારી મંડળી તથા આપ્તવર્ગ સર્વ સેહેજવારમાં કેસરીસિંહના મહેલમાં આવી પડયાં.

મહેલમાં પ્રવેશ કરતાંજ મહારાજાશ્રીનું હૃદય ભરાઇ આવ્યું, તેમણે મોટી પોક મૂકી, ધૂર્તસિંહ અને બીજા દરબારીઓ તેમનો કર ગ્રહી ઉપર લઇ ગયા.

દિવાનખાનામાં દ્રષ્ટિ ફેંકતાં તો કંઇ જુદુંજ નાટક ભજવાયલું જોવામાં આવ્યું.

મહારાજાનો કર છોડી ધૂર્તસિંહ શવ ( લાસ ) પાસે દોડી ગયો અને ગભરાટમાં બોલી ઉઠયો. અરે ! આ તો મદન છે.

હેં ! હેં ! ! મહારો ભાઇ મદન ? ગભરાઇ ગયેલી મેના બોલી ઉઠી.

મહારાજા જરા શાન્તિમાં આવ્યા, પ્રજાવર્ગમાં ઝટ આ વાત પ્રસરી ગઇ. કેસરીનું ખુન થયું નથી; પરંતુ મદન મરાયો છે.

શોક સાગરમાં ડુબેલી પ્રજા હર્ષિત થઈ; પરંતુ મેના અને ધૂર્તસિંહની દિલગીરીનો પાર રહ્યો નહીં.

### રાગ કાફી.

જેને રામ રાખેરે, તેને કોણ મારી શકે;
અવર નહિં દેખુંરે, બીજો કોઇ પ્રભુ પખે.—જેને.
બાણ તાણીને ઉભો પારધી, સીંચાણો કરેરે તકાવ;
પારધીને તો પગે ડશિયો સીંચાણા શીર નહિં ઘાવ,
બાજ પડયો હેઠેરે, પંખી ઉડી ગયાં સુખે.—જેને.
ગજ કાતરણી લેઇને બેઠા, હરજી તો દીનદયાળ;
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ,
ધણી તો ધીરાનોરે, હરિ તો મારો હીંડે હેકે.—જેને.





# પ્રકરણ ૩ જું.

—*****—

## " અણધારી અગવડ, અને ત્રિપુટીમાં તડ: "

સંસારની ઘટમાળ નિત્ય ભરાયને ઠલવાય છે;
જન્મે જગતમાં જેટલા તે કાળને વશ થાય છે.
આવે ન કામ કદાપિ જે પ્રેમે પથારી પાથરે;
સુખ છે નહિ સંસારમાં શાને વૃથા ચિંત્તા કરે.



સુર્ય નારાયણે સ્વરાજ્ય સંભાળવાને, અને નિશાચરોને હાંકી કાઢવાને, પ્રકાશમય પોતાનું પ્રબળ સૈન્ય રવાના કરી દીધું હતું. પક્ષીઓ માળાઓનો પરિત્યાગ કરી પૂર્ણ કલ્લોલ કરી રહ્યાં હતાં. રજનિચરો અને ઘુવડો સ્વપ્રારબ્ધમાં સ્થાપન થયેલી અંધારી ઝાડીમાં પ્રવેશ કરી બેઠાં હતાં, ભયંકર અરણ્ય પણ પ્રભાતના શિતળ સમિરથી શાંતિમય દિસતું હતું. સરિતાનાં સુંદર મિષ્ટ જળયુકત ઝરણાં વહિ રહ્યાં હતાં. કમળો પ્રપુલ્લિત થતાં હતાં અને ભ્રમર કોન્ફરન્સ ભરાતી હોય તેમ ભ્રમરોનાં વૃંદનાં વૃંદ પુષ્પ લતાઓમાં ચોતરફ ઉડી તત્વ ગૃહણ કરતાં હતાં.

મૃગલાં રમતાં,
તરૂઓ લડતાં,
વિહંગો ઉડતાં,

કલીએ કલીએ ભ્રમરો ભમતા;
ઝરણું પ્રતિ હર્ષ ભર્યું કુદતું,
ઉગતો રવિ જોઇને શું હસતું ?
પછી કેમ વિમાસી રહ્યો તું સખે !
ફુલ વીણ, સખે ! ફુલ વીણ, સખે !
હજુ તો ફુટતુંજ પ્રભાત, સખે !

કીરાતાદિ જંગલી લોકો આમ તેમ ભટકતા માલુમ પડતા હતા, એટલામાં ઝાડીમાંથી ઘોડાની એડ સંભળાઇ, એક અવાજ થયો.

ભાઇ આપણે ઘણે દૂર નિકળી ગયા છીએ, આ કયા નગ્ર તરફ જવાનો માર્ગ છે, તે કોઇ મનુષ્યને પુછયા પછી આગળ ચાલવું એ ઠીક છે, માટે અત્રે જરા વિશ્રામ લઇએ. ધનપાળે કેસરીને કહ્યું.

હા હા ! વ્યાજબી છે, વખતે અવળે રસ્તે ચડી જઇશું તો વધુ વિપત્તિમાં પડવું પડશે, અને મનોહર વસ્તુ મેળવવાને વિલંબ થશે. કેસરીએ અસ્વ ઉભો રાખી પ્રતિ ઉત્તર વાળ્યો, અને એક પછી એક ત્રણે મિત્રો એકત્ર થયા.

સંનિધમાંથી એક નદીનો પ્રવાહ વહેતો હતો તેના પવિત્ર કિનારા ઉપર ઉભા રહેલા આ ત્રણે મિત્રો અરણ્યનો અદ્‌ભૂત દેખાવ નિહાળવા લાગ્યા. પર્વતના પોલાણમાંથી પડતા પાણીનો ખળખળ અવાજ સાંભળી આપણો ચતુર ચાતક કેસરી, વસંતરૂપ ચદ્રને યાદ કરી બોલ્યો.

વસંત તિલકા.

મળવા સમુદ્ર પતિને અતિ હર્ષ સાથે,
વહેતી સરીતા ખળખળખળ દીન રાતે;
ભેટી પતિને સતિને, ગૃહિ નિજ નાથે,
સુખિઆં સુભાગી, દુઃખમાં ડૂબ્યુ હું જાતે.

કેસરીભાઇ ! વસંતના વિચારમાં તમે મોટું સાહસ આરંભ્યું છે, એટલુંજ નહિ પરંતુ મારા ધારવા પ્રમાણે તમે દીવાના બન્યા છો. ધનપાળે વિનોદપૂર્વક કહ્યું.

ધનપાળભાઇ તમે મને દીવાનો ગણો યા ડાહ્યો ગણો મને કાંઇ પરવા નથી.

નથી કંઇ જગતના પરવા,
પ્રિયા કાજે જવું મરવા;

મળેના પ્રાણ પ્યારિ તો,
નકી આ પ્રાણ પરહરવા.

કેસરીભાઇ ! મન ઉપર જરા અંકુશ રાખો, વસંત મળશે, એ નિઃશંક છે, પરંતુ મર્યાદા બહાર જવું એ ઠીક નથી. મગને કહ્યું.

મગનનાં બોધ વચનોની વચમાંજ કેસરી બોલી ઉઠયો.

હવે સ્વચ્છંદચારી હું ! યદચ્છા વેશ ધારી હું !
પતંગો ઉડતી જેવી-હવે મ્હારી ગતિ તેવી.
ઉડે પક્ષિ ગણો જેમ, હવે મ્હારે જવું તેમ,
સમુદ્રે મોજું રૂહે તેવું, હવે મ્હારેય છે રૂહેવું.

વચમાંજ ધનપાળ બોલી ઉઠયો. કેસરીભાઇ હવે આ આપનું પ્રેમ પુરાણ બંધ કરો, આમ વાતોમાં વખત ગુમાવશો તો પછી વસંતને કયારે મળશો.

હા હા ! ચાલો તૈયાર છું; પરંતુ માર્ગ તો પુછો. કેસરીએ ધનપાળને કહ્યું. ધનપાળે એક કીરાતને પૂછયું. ભાઇ ! ચિત્રપુર કેટલું દૂર છે અને કયે માર્ગે જવાશે ?

એ દાદા ! આ હાંમે મારગે જહો તો, હેલા ચિતરહેન રાજાનું મણિપુર ગામ આવહે. કીરાતે કહ્યું.

ભાઇ ! મણિપુર કેટલું દૂર છે ? અધિરો કેસરી વચમાં બોલી ઉઠયો.

એ મેં કીધું દાદા ! મણિપુર હેર બઉ હારૂ છે અને અહીંથી ચાર દહ ગાઉ વેગળું છે. આ તમારાં ટટવાં હુરજ આથમતાં હોરાં જહે ખરાં ! કીરાતે કહ્યું.

મગને કહ્યું. કેસરીભાઇ ! હવે આપના હૃદયકમળમાં વસિ રહેલી વસંતસેના માત્ર ચાળીસ ગાઉ દૂર છે.

કેસરી ઝટ ઉઠયો અને અસ્વપર સ્વાર થયો, ધનપાળ તથા મગન પણ તત્પર થયા અને વિદ્યુતના ચમકારા બરાબર આ ત્રિપુટીએ પોતાના અસ્વોને ખસતા કર્યા.

પરસ્પર વિવિધ વાર્તાઓ કરતા, અત્યંત વેગથી ઘોડાઓને દોડાવતા, આ ત્રણે પુરૂષો ભયાનક વનકટી અને ગીચ ઝાડીને ઉલંઘન કરી સૂર્યાસ્ત સમયે એક સપાટ પ્રદેશમાં આવી પડયા.

માણસોના બોલવાનો ઘોંઘાટ, વિજળીક રોશનીનો દૂરથી દેખાતો ચળકાટ, સંધ્યા આરતીનો દેવ મંદિરોમાંનો ઘંટનાદ, શંખનાદ અને નગારાંના અવાજથી કેસરીએ કહ્યું. મગનભાઇ! મારા ધારવા પ્રમાણે આ મણિપુરજ હોવું જોઇએ!

ધનપાળે કહ્યું. હા, એજ મણિપુર છે. ખરેખર અત્યારે અમરાપુરીના જેવો દેખાવ થઇ રહ્યો છે. કેસરીભાઇ! હવે માત્ર એક માઇલથી પણ ઓછું છે, માટે ધીરજ ધરજો.

જમણાહાથ તરફ આ ભડકા શાના દેખાય છે? ધનપાળે ભયભિત થઇ કહ્યું.

કેસરીએ નિર્ભયપણે તર્તજ તે તરફ પોતાનો ઘોડો દોડાવી જોયું તો માલુંમ પડયું કે તે સ્મશાન છે, અને બીજી તરફ સફેદ પહાડ જેવું દેખાતું હતું; તે શિવાલય છે. કેસરીએ ધનપાળ તથા મગનને ઉપરની વાત કહી એટલે તે બંને જણા કેસરી પાસે ગયા.

મગને કહ્યું. મંગળદાતા શ્રીશંકર અને વિઘ્નનાશક, ગજાનનનાં દર્શન કરી નગ્રમાં જઇએ એટલે વસંત મળવામાં વિઘ્ન આવશેજ નહિ.

ભોળાનાથનો મુકામ, અને વળી સ્મશાનમાં ઠામ, એટલે દિવા બત્તિનું તો નામજ નહિ. વાહ! સાચા યોગી તો શ્રી શંકરજ છે!

કેસરીએ દિવાસળી સળગાવી, પ્રકાશ થતાંજ સર્વ જય! શિવ! શંભુ! ત્રિપુરારી! ભિડભંજન, વિગેરે નામોથી પોકારી પ્રાર્થના કરી, ગાલ વગાડી, ઝટપટ બહાર નિકળ્યા. કેસરી ઘોડા પર સ્વાર થયો.

કેસરીભાઇ! મારા ધારવા પ્રમાણે, રજનિ અત્રેજ રહી પ્રાતઃકાળે નગ્રમાં પ્રવેશ કરવો, એ લાભકારક છે.

મગનભાઇ! અત્યારે જવામાં શું હરકત છે? ધનપાળે પૂછયું.

મગને કહ્યું. આજે કેસરીભાઇને ચંદ્રમા પૂઠે છે, અને શહેરમાં પેસતાં જોગણીનું ઘર સ્હામું છે, એટલે બંને તરફથી નુકશાન છે.

જ્યોતિષને હું સાચુ માનતો નથી, જોશીઓ કંઇ પરમેશ્વર કે ત્રિકાળના જાણનાર નથી, વળી અંધારી રાતમાં મસાણમાં પડી

રહેવું, અને વનચર, હિંસક પશુઓ કે ભૂત પ્રેતાદિકના પંજામાં ફસાવું, તેના કરતાં વસ્તીમાં જઇ વિશ્રામસ્થાન ખોળી રહેવું એ હજાર દરજે સારૂં છે. વિરહ પિડિત કેસરીએ કહ્યું.

( મનહર )

સીતા પતિએ ન જાણ્યું, સીતાનું હરણ થશે,
સીતાએ ન જાણ્યું, જે સન્યાસિ પ્રતિકૂળ છે;
દેવ પતિએ ન જાણ્યું, દમયંતિ નહીં પામું,
નારદે ન જાણ્યું, મોહિની તો માયા મૂળ છે;
ગૌત્તમે ન જાણ્યું જે, આ કૂકડામાં કપટ છે,
શુકે ન જાણ્યું જે, ઝારીમાં સંકટ શૂલ છે;
કહે દલપતરામ, આજ કળીકાળ મધ્યે,
જોશીઓ ભવિષ્ય જાણે, ધારવું તે ધૂળ છે.

મગન વચમાંજ બોલી ઉઠયો. ધનપાળભાઇ ! કેસરીભાઇને જવા ધો, પરિણામ શું આવે છે, તે જોજો, શાસ્ત્ર વિરૂદ્ધ આચરણ હું તો કદી કરનાર નથી.

કેસરીએ કહ્યું. ભલે મગનભાઇ ! તમો તથા ધનપાળભાઇ અત્રેજ રહો, અને આ મારા અસ્વને પણ અત્રેજ રાખો કારણ હું પગે ચાલતોજ નગ્રમાં જઇ કંઇ છુપી તપાસ કરીશ, અને સ્હવારે આપણે મળીશું. કહી કેસરીએ ચાલવા માંડયું.

થોડીવાર વિચાર કરી ધનપાળ ઉઠયો, અને મગનને કહેવા લાગ્યો. મગનભાઇ ! મિત્ર ફરજ બજાવવામાં ખામી આવે છે, માટે કેસરીભાઇના અંગ રક્ષક તરીકે તેમની સાથે જવાની જરૂર છે.

ભલે તમે જાઓ ! મને હરકત નથી, હું અત્રેજ રહીશ. મગને નિડરપણે કહ્યું. ભલે આપની મરજી, હું જાઉં છું.

કહી ધનપાળ કેસરી પાછળ ચાલ્યો.

મગન પોતાના બંને મિત્રો ગયા પછી ઓટલાને છોડી શિવાલયના અંદર ગયો અને પંચાક્ષરી મંત્રનો જપ જપવો શરૂ કર્યો.





# પ્રકરણ ૪ થું.

—***✱***—

## " ભામાની ભ્રાન્તિ અને આનંદમાં અશાન્તિ "

સંસાર સ્વપ્ન સમાન છે, સુખ મૃગજળ જેમ;
આધિ વ્યાધિને ઉપાધિથી, તાપ ઉપજે છે તેમ.
ભ્રાંતિમાં પડિ ભોગવે, ભવમાં ભારે દુઃખ;
સુખ માંહે છે દુઃખને, દુઃખ માંહે છે સુખ.

**सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखम् ।**
**पर्यायेणो पसर्पेत नरंनेमि मरा इव ॥**
**वन पर्व अ. २६०—४४.**



ફરતા ચક્રના આરાઓની પેઠે મનુષ્યને, વારા ફરતી સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવ્યાજ કરે છે.

પ્રેમાંધ થઇ અસ્વ તજી, કોમળ ચર્ણથી કંટક અને પાષાણવાળી ધરતીમાં ચાલતો, ઠોકર ખાતો, અને પગને સંભાળી સંભાળી મુકતો, આપણો કેસરી, અને તેનાથી, બસો ત્રણસો કદમને છેટે, થરથર ધ્રુજતો, અને ભયભિત, પણ મિત્ર ફરજ બજાવવાને કટિબદ્ધ થયેલો ધનપાળ, ગુપચુપ મિત્ર ચરિત્ર, નિહાળતો ચાલતો હતો.

કાળી અંધારી રેનમાં અજાણ્યા પંથે આથડતા ભુલા પડતા, અને ધૈર્યતાથી આગળ વધતા, આ બંને મુશાફરો રાત્રિના અગિઆર વાગે, શહેરના એક જાહેર રસ્તા ઉપર આવી પહોંચ્યા.

કેસરીની શકિત, સાહસ અને યુકિત, એ જોવાની ઇચ્છા-થી, ધનપાળ મુંગે મોંઢે કેસરી ન જાણે તેમ તેની પુંઠે એક બાહોશ ડિટેકટીવનું કામ કરતો હતો.

બજારમાં બંને તરફનાં રમ્ય મકાનો, અત્યારે અંધારી રાત્રિમાં, અબરકના પહાડ જેવાં દિસતાં હતાં.

કેટલાએક ભાગમાં થોડે થોડે છેટે, વિજળીક રોશનીનો પ્રકાશ પડી રહ્યો હતો. ત્યારે કેટલાએક લત્તાઓમાં બિલકુલજ અંધકાર, છવાયલો દેખાતો હતો, અને કેટલીએક જગ્યાએ ખાલી લોહ સ્થંભ રોપવામાં આવ્યા હતા. તે ઉપરથી સમજાતું હતું કે આ વિજળીક રોશનીની પધરામણી નવીજ થઇ છે.

મણિપુર ધંધા–રોજગાર, અને હુન્નર–કળામાં તથા સંપત્તિમાં સર્વ દેશોમાં સર્વોપરિ સત્તા ભોગવતું હતું.

માહા મહિનાની સખ્ત ઠંડીને લીધે બજારમાંનાં રમ્ય મકાનોનાં, બારી બારણાં સર્વ બંધ હતાં, લોકો ભર નિંદ્રામાં હતા; હોલ્ટ હુકમ ઇજ ધેર ( હુકમ ડર ) વિગેરે પોકારો અને પોલીસના હાલએલના પોકારો, થોડી થોડી વારે કર્ણેંદ્રિયને જાગૃત કરતા હતા.

પ્રેમ પિંજરાને ભેદી નિકળેલો કેસરી જોશભેર ચાલતો હતો. હુકમ ડર એવો અવાજ થયો; નિડરપણે પ્રયાણ કરતાં કેસરીએ કહ્યું. રૈયત. ઝટ તે માર્ગ ઉલંઘન કરી કેસરીએ બીજો માર્ગ લીધો.

પશ્ચાત્ ધનપાળ પણ તે પ્રમાણે જવાબ આપી, કેસરીની પૂંઠે પૂંઠે ગયો. એમ ક્રમે ક્રમે આગળ વધતા કેસરી, અને ધન-પાળ બંને રાજમહેલ રોડપર ચાલવા લાગ્યા.

નૂતન વિજળીક રોશનીની શરૂઆત થયેલી હોવાથી, રાજ મહેલ રોડ તરફ તદ્દન અંધારૂં હતું.

સૃષ્ટિએ ચોર, નઠોર, અને જાર પુરૂષને, વહાલી કાળી, અંધારી, સાડી, ધારણ કરી હતી; ડાબા હાથપર રહેલા વિશાળ મહેલમાંની ઉઘાડી રહી ગયેલી બારીમાંથી, ગ્યાસની રોશનીનું અજવાળું જમીન ઉપર પડી, વાદળાંવાળા નભમાં જેમ ચંદ્ર શોભે તેમ શોભતું હતું; થાકેલા કેસરીનું શ્રમિત થયેલું મન, દુઃખરૂપ

અંધારી ખીણુમાંથી નિકળી સુખરૂપ, પ્રકાશના શિખર પર જવાને લલચાયું.

પ્રેમ દર્દિ કેસરીની દ્રષ્ટિ પ્રકાશમાં પરોવાઇ દ્રષ્ટિએ ચિત્તને, ચિત્તે મનને, અને મને શરીરને, આકર્ષ્યું; અને કેસરી ત્યાંજ સ્થીર થઇ વારંવાર તે પ્રકાશ નિહાળવા લાગ્યો.

સૂત્રધાર શ્રી હરિના રાત્રિ અને દિવસરૂપી દ્વીઅંકી નાટકમાં; સુખ અને દુઃખરૂપ પડદામાંથી, કામ, ક્રોધ, મોહ, મદ અને લોભરૂપી પાત્રો સ્ટેજપર આવતાં માલુમ પડયાં.

બીજા અંકના એટલે કામ-ક્રોધના અગ્રેસર સ્ત્રીરૂપ પાત્રને જોતાં બરાબર વિરનર કેસરી, ઘાયલ થયો, અને ભકિતરૂપ, મદોન્મત હસ્તીના ગંડસ્થળને ભેદી મુકિતરૂપ મોતી ખાવાને બદલે વિષયરૂપ ઘાસ ખાવામાં ગુંથાયો.

**वसन्ततिलका वृत्त.**

**मत्तेभ कुम्भदलने भुवि सन्ति शूराः ।**
**केचित्प्रचंड मृग राज वधेऽपि दक्षाः ॥**
**किंतु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य ।**
**कन्दर्प दर्प दलने विरला मनुष्याः ॥**

**भर्तृहरि.**

મદમસ્ત હસ્તિનાં ગંડસ્થળ ફાડી નાંખે એવા શૂરા છે; અને કેલાક પ્રચંડ સિંહનો વધ કરવામાં પણ કુશળ છે; પરંતુ હું બળવાનોની સમક્ષ કહું છું કે, કંદર્પનો દર્પ ઉતારનારા તો વિરલજ છે.

મધ્ય નિશા થઇ ગઇ હતી, કેસરી જે પ્રકાશમાં લુબ્ધ થયો હતો, તે કંઇ જુદોજ પ્રકાશ હતો.

થોડા સમય સુધી એક લક્ષથી નિહાળ્યા બાદ તેણે તે પ્રકાશમાં એક અલૌકિક પ્રકાશ જોયો, તે બોલી ઉઠયો. વાહરે ! વાહ ! વિધિ ! કેવું ઉત્તમ મહિલા રત્ન નિરમ્યું છે. મુખચંદ્ર અને શરીરના અન્ય અવયવો, કેવાં નાજુક, અને મનોહર દિસે છે; ખરેખર કોઇ પરમ ભાગ્યવાનનેજ તું પ્રાપ્ત થઇશ !

ત્રીજા માળની ગચ્છીમાંથી દ્રષ્ટિ કરતી સ્વર્ગની, સુંદરીએ પણ આપણા ઉન્મત્ત કેસરીને વારંવાર નિહાળી નિર્ભયપણે નેત્ર કટાક્ષ ( બાણ ) મારી ઘાયલ કરવા પ્રયત્ન ચાલુ કર્યું હતું, અને તેમાં તે સફળ થઇ.

છપય છંદ.

નયન કરે છે પ્રીત, પ્રથમ પરદેશી જનથી,
મારે અગ્નાસ્ત્ર બાણ, વિંધી નાખે તનમનથી;
મરે નહિં પણ ઝખમ, દુઃખ બાળેજ અગનથી,
વસે ઇંદ્રિ ભુવન અગન નવ બુજે વનથી;
પ્રેમી પરસ્પર રોગીઆં, પીડાતાં બંને મળે,
"રેવા" રસિક દુઃખ રોગ તે, સંયોગ જળે નિસ્ચે ટળે.

લોખંડ અને પાષાણના ઘર્ષણથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ આ બંને દિવાનાંઓના મેળાપથી, સ્નેહરૂપ કંઇ નૂતન વસ્તુનો જન્મ થયો; અને તર્તજ એક મિઠા મધુરા અવાજનો પ્રારંભ થયો, કેસરી પ્રેમ સહિત તે શ્રવણ કરવા લાગ્યો.

શિખરણી વૃત્ત.

તજી છે પિતાએ, પ્રિય અપર માતાને ગણી,
મરી ગઇ છે માતા, દુઃખી છું શિર નથી મુગટમણી;
વસું છું એકાન્તે, અનુકુલ સખીઓ છે અહિં,
વિદેશી ઉભો કાં, ઝટ જા રજનિ વીતિ ઘણી.

" મણિપુરની મોહિની. "

તેજી ઘોડાને ટકોરોજ બસ છે. સાનમાં સમજ્યો, ગીતમાં ઘાયલ થયો, અને દેખતાંમાંજ દિવાનો થયો, છતાં પ્રતિ ઉત્તર આપવાને ચુકયો નહિં.

ભ્રમર કમળના લોભથી, તજે પોતાની કાય;
તોપણ દિનકર પ્રસંગમાં, કમળ પ્રફુલ્લિત જણાય.

" ચિત્રનો કેસરી. "

ગીતા—॥ **संगात्संजायते कामः** ॥ સંગથી કામ ઉત્પન્ન થાય છે.

**જેમ જેમ સમય જવા લાગ્યો, તેમ તેમ પ્રેમ ગાંઠ સજજડ પડવા લાગી; અને બીજા ગીતનો ધ્વનિ ઉત્પન્ન થયો.**

**મનહર.**

નૂતન ભ્રમર જો આ, રસિક હૃદય પરે,
કમળની માળા રૂડી ધારી છે, જે પ્યારી છે;
વસંતના ઠંડી લ્હેર, અંધારી નિશાનો કેર,
વિચારી કમળે પેશ, પાંખડી ઉઘાડી છે;
નિશા માંહે ઠોર ઠોર, ચોર કે ચુગલખોર,
વસે અતિ પણ આ કમળ ગતિ ન્યારી છે;
જતન કરીને રૂડા રતનની પેરે રાખી,
આપીશ અમુલ્ય લ્હાવ, રસ સુખકારી છે;
ચતુર ચેતીને ચાલે, મુરખ મુહુ હલાવે,
આવ્ય ઝટ લે આ દોરી, પ્રેમની પસારી છે.

" મણિપુરની મોહિની. "

**નભમાંથી વિજળી પડે, તેમ એક દોર પૃથ્વી ઉપર પડયો; જેનો એક છેડો ત્રીજા માળની, ગચ્છીના કઠેરા સાથે બાંધવામાં આવ્યો હતો.**

**વિલંબ ન કરશો ! પહેરેગીરોનો અવાજ સંભળાય છે ! કંઇ વિઘ્ન આવી પડશે, ઝટ આવો અત્રે બધી વાતનો ખુલાસો થશે.**

**આ મિષ્ટ વચનોને સ્વર્ગમાંના પડતા અમૃતની માફક, કેસરીએ, હૃદય ભૂમિમાં ધારણ કર્યાં.**

**ચોતરફ નિહાળી; પડેલા દોરના છેડાને પકડી તેણે આસમાન તરફ ગતિ કરી.**

**કેસરી સ્વર્ગની સીડીપર ચઢી રહ્યો હતો, ત્યારે મિત્ર ધર્મ બજાવતો આપણો ધનપાળ, તે મહેલ અને દોરને છોડી ધુનમાંને ધુનમાં, રાજવાડા તરફ રવાના થઇ ગયો.**

**દોરપર ચઢતાં કેસરીના સુકોમળ કર છોલાવા લાગ્યા; છતાં તેની દરકાર કર્યા વગર, પતંગીયાની માફક તે ગચ્છી સુધી પહોંચી ગયો.**

ઉપર રહેલી કામણગારી કામિનીએ, કટાક્ષ બાણુ મારી, મંદહાસ્ય કરી, કર ગ્રહી કેસરીને ઉપર ખેંચી લઇ કહ્યું. વિદેશી! આ પલંગ ઉપર પધારી પાવન કરો, અને ત્વરાથી મને કહેશો કે આપનું પવિત્ર નામ કયા અક્ષરોને શોભાવે છે!

મરણ પથારીમાં પડેલાને અમૃત! નિર્ધનને ધન! અને ભૂખ્યાને ભોજન મળે, અને જેમ તેઓ અર્ધઘેલા થાય છે; તેમ તારૂણીના તાનમાં, બેભાન કેસરીના શરીરને સુંદરીના સુકોમળ, કરનો સ્પર્સ થતાંવત્ તેનું મન વિચાર ચગડોળે ચઢી ભ્રમણ કરવા લાગ્યું.

ધીમે ધીમે દિવાનખાનામાં પ્રવેશ કરી કેસરી; ત્યાંની અદ્ભૂત શોભા નિહાળવા લાગ્યો.

ઈન્દ્રપુરીની હરીફાઇ કરે તેવા આ ક્રિડા ભૂવનને, સુંદર ગુલાબી રંગથી રંગવામાં આવ્યું હતું. તદુપરાંત સ્વર્ગની પરિઓ, અને કેટલાંએક સૃંગારિક ચિત્રોથી અને ચિત્ર વિચિત્ર વ્યૂઃચિત્રી, શોભાના શિખર ઉપર ચઢાવવામાં આવ્યું હતું.

હાંડી, તકતા અને ઝુમરોથી, આખો મહેલ ઝાકઝમાળ અને ઝગઝગીત થઇ રહ્યો હતો. કેટલાંએક સુશોભિત ઝુમરો સાથે વિજળીક તારનાં દોરડાંઓ જોડવામાં આવ્યાં હતાં. વેલબુટ્ટા વાળાં રંગ બેરંગી મુખમલનાં બિછાનાંથી જમીન ઢાંકી દેવામાં આવી હતી. એક સુંદર પલંગ કે જેના ઉપર, મચ્છરદાની રાખવામાં આવી હતી, તેની સામે એક આરામચેર પડી હતી.

આ બધો ઠાઠ જોઇ કેસરીને લાગ્યું. જરૂર આજ! વસંત હોવી જોઇએ. માટે સત્ય નામ કહેવું નહિ, પરંતુ એની છુપી તપાસ કરવી જોઇએ!

વસંત વચમાંજ બોલી ઉઠી. વિદેશી! શા વિચારમાં મશગુલ થયા છો? કેમ પ્રતિઉત્તર આપતા નથી? આપને આ સ્થાન રૂચિકર નથી કે શું?

મારૂં નામ નવિનચંદ્ર છે! હું રાજ તજી કંઇ કારણુસર મુસાફરી કરવા નિકળ્યો છું. આપનું નામ. ઠામ, અને આ એકાંત અવાસનું કારણુ કહી, મારા અધિરા હૃદયને શાંત કરશો; એવી આશા છે.

મુજ ચાતકના ચિત્તને શાંત કરનાર, નવિનચંદ્રજી ! આ કંઇ પ્રપંચ કે ખટપટ કરનારનું મકાન નથી, ગભરાશો નહિં. હું ક્ષત્રિની પુત્રી છું, કુંવારી છું, મારા પિતાનું નામ ચામુંડરાય છે. તેઓ અત્રેના મહારાજા ચિત્રસેનના માનવંતા પ્રધાન છે, મારી નવી માતાની ઈર્ષાથી અને મારા પિતાશ્રી તેમને વશ થઇ ગયેલા હોવાથી, મારા લગ્ન સંબંધી હજુ સુધી તેઓશ્રી કંઇજ કરી શકયા નથી, અને મને એકાંત રહેવાને બંદોબસ્ત કરી આપ્યોછે.

અત્રે બે ચતુર દાસીઓ મારી પાસે છે, તેઓ સર્વ રીતે મને સાનુકુળ છે, અને મારૂં નામ વિજયાલક્ષ્મી છે.

વાહ ! જેવું નામ છે, તેવુંજ કામ છે ! કેવું અલૌકિક સ્વરૂપ છે ! ( સહજવાર વિચાર કરી ) પરંતુ વસંત ! વસંત ! ! વસંત ! ! ! હજુ સુધી ત્હારો પત્તો લાગ્યો નહિં ! કેસરીએ નિરાશાથી ડોકું ધુણાવ્યું.

ભુજંગી છંદ.

વૃથા પારકી નારીનું સુખ જાણો,
પરાધિનનો જન્મ મિથ્યા પ્રમાણો;
વૃથા લક્ષ્મિ લોકે ગણોની પરાઇ,
વૃથા પોથિયે ભાઇ વિદ્યા ભરાઇ.

કેસરીને વિચાર વમળમાં મુઝાતો જોઇ, વિજયા વચમાંજ બોલી ઉઠી. નવિનચંદ્રજી ! તમારા મનમાં કોઇ રીતે વહેમ રાખશો નહિં, હું તમારી છું, અને તમે મ્હારા છો, પ્રભુએજ આપને મારા તરફ મોકલી આપ્યા છે; માટે હવે આમ જુદાઇ રાખવાનું કારણ શું છે ?

ચતુર કેસરી સાવધ થયો, અને બોલ્યો. વિજયાજી ! તમારાથી જુદાઇ હોય ? આ શું બોલો છો ? પરંતુ આ પ્રીતિ નિભાવશો કે કેમ ?

કરવી પ્રિતી તો સ્હેલ છે,
પણ નિભાવવી મુસ્કેલ.

પ્રાણ જતાં પણ પ્રિતી જનાર નથી, વિશ્વાસ રાખો. વ્હાલા !

હવે ઉઠો ! શયનગૃહમાં પધારો ! અને કામદેવના તિક્ષ્ણ બાણોના ઝખમ ઉપર, સંયોગનું શિતળ જળ સિંચ્ચન કરી, મને શાંત કરો ! વિજયાએ નમ્ર વિનંતી કરી.

હવે આમ અધિરાઇ કરવાનું કારણ નથી, સબુરીનાં ફળ મીઠાં છે, માટે ધૈર્ય ધરો ! કેસરીએ કહ્યું.

વેલી ! ઓ વેલી ! જરા આમ આવતો !

વિજયા બહેન ! શું હુકમ છે ? આવતાં આવતાંમાં આટલી બધી ઉતાવળ કેમ ? આવું છું, આવું છું, એવું બે વાર કહ્યું છતાં તે આપે સાંભળ્યું નહિ ? વેલીએ આવી કહ્યું.

વેલી ! સુંદર સ્વાદિષ્ટ મિષ્ટાન, મિઠાઇ અને મેવાઓથી એક થાળ ભરી લઇ આવ, જો ભૂલ થાય નહિં.

ચતુર વેલી આજનો ઠાઠ અને આ નૂતન પુરૂષની પધરામણીથી જાણી ગઇ હતી, કે આજનો રંગ કંઇ નવોજ છે ! તેણે જરા હસતે વદને કહ્યું. બહેન ! હીરાની કસોટી કર્યા પછી ખરીદજો. ઉતાવળમાં અધિરાં થઇ ચળકતા કાચને, સાચો હીરો માની ખરીદી લેશો નહિં. પૈસા જાય તેની ફીકર નથી, પણ લોકોમાં હાંસી થાય. પશ્ચાતાપથી ગુલાબ જેવું શરીર તવાઇ જાય, અને અંતે રોગને ભોગ થઇ જીંદગીનો દુઃખમાંજ અંત આવે, મને એટલોજ ડર છે.

વેલી ! બહુ થયું, મેં જાણ્યું ત્હારૂં ડહાપણ; તારા કરતાં હું કઇ કમ નથી, મુર્ખ નથી કે વગર વિચારે કુવામાં ઉતરી પડીશ. જા, જલ્દી સર્વ સાહિત્ય લઇ આવ, જો કોઇ જાતની ખામી ન રહી જાય, નહિં તો નવિનચંદ્રજી આપણી કિંમત કરી નાંખશે. વિજયાએ કહ્યું.

નવિનચંદ્રજી ! ચાલો, શયનગૃહમાં સર્વ સાહિત્ય આવે છે, અત્રે તમારે કોઇ રીતે ડરવા જેવું નથી, આ અવાસ આપનો છે, અને હું પણ આપનીજ છું, માટે નિર્ભય થઇને રહો. શું હું તમને અપ્રિય થઇ પડી છું ? વિજયાએ કહ્યું.

નવિનચંદ્ર ( કેસરી ) ના મનમાં અનેક તર્ક વિતર્ક ઉઠતા હતા. કર્મ ત્હારી વિચિત્ર ગતિ છે !

કર્મને ચરખે ચઢી સુર અસુર સર્વે નાચતા,
કર્મને ચરખે ચઢી ધનવાન ભીખજ માગતા.

વિજયાએ કર ગ્રહ્યો અને નવિનચંદ્રે (કેસરીએ) ઉઠી વિચાર વમળમાં ગોથાં ખાતાં, શયનગૃહ તરફ પ્રવેશ કર્યો.

ગઝલ.

કરમ ત્હારી કળા ન્યારી, હજારોને નચાવે છે;
ચ્હડે જે ચક્રરે ત્હારા, ઘણું તેને ભમાવે છે.—કરમ૦
હતો જે કાલ ભીખારી, બને ધનવાન તે આજે;
અહો ધનવાનને પળમાં, ભમી ભીક્ષા મગાવે છે.—કરમ૦

શિખરણી વૃત્ત.

**नमस्यामोदेवान्ननु हत विधेस्तेऽपि वशगा ।**
**विधिर्वन्द्यःसोऽपि प्रतिनियत कर्मैक फलप्रदः ॥**
**फलं कर्मा यत्तं किममर गणैः किंच विधिना ।**
**नमस्त त्कर्मभ्यो विधिरपिःनयेभ्यः प्रभवति ॥**

દેવોને નમસ્કાર કરીએ છીએ, પરંતુ તેતો બ્રહ્માને વશ છે; ( તો ) બ્રહ્મા વંદન કરવા યોગ્ય છે, ( પરંતુ ) તે એ, શાસ્રમાં કહ્યા પ્રમાણે કર્મનું ફળ આપે છે, તે ફળ કર્મના વશમાં છે, માટે દેવો તથા બ્રહ્માને ( વંદવાનું ) શું પ્રયોજન છે ? માટે બ્રહ્મા પણ જેને ફેરવી શકતા નથી, એવાં કર્મનેજ નમસ્કાર કરીએ છીએ.





# પ્રકરણ ૫ મું.

## ઇંદ્ર ભૂવનમાંથી ઉતરેલી પરી અને ધનપાળને પ્રાપ્ત થયેલી સ્વર્ગની સીડી.

જો મન નારિકી ઔર નિહારત, તૌમન હોતહિ તાહિ કુરૂપા ।।
જો મન કાહુ સુ ક્રોધ કરૈ પુનિ, તૌમન વ્હૈ તબહી તદરૂપા, ।।
જો મન માયાહિ માય રટૈ નિત, તૌમન બુડત માય કે કૂપા ।।
સુંદર જો મન બ્રહ્મ વિચારત, તૌમન હોતહિ બ્રહ્મ સ્વરૂપા ।।



પ્રિય વાંચક ! એક તરફ જ્યારે, નૂતન પ્રેમી પુતળાં પ્રેમ રસમાં તલ્લિન હતાં. ત્યારે બીજી બાજુએ કેસુરીની પૂંઠે પૂંઠે ચાલતો; ધનપાળ, વિજયાનો મહેલ અને દ્વાર મૂકી મિત્ર શુભ કરવાના વિચારની ધુનમાંને ધુનમાં, ઘણો દૂર નિકળી ગયો હતો.

મિત્ર વિયોગથી શોકાતુર થયેલો ધનપાળ, એક દિવ્ય મહેલની બાજુમાં અંધારાનો આશ્રય લઇ ઉભો રહ્યો.

મહેલનાં શિખરો ગગન મંડળ સાથે, સલાહના કરાર કરતાં દેખાતાં હતાં. મેડી, માળ, ઝરૂખા, અને ગચ્ચીઓ, તે કરારમાં સાક્ષી કરવાને ઝઝુમી રહ્યાં હતાં, અને પચરંગી રંગથી ચિત્રાયલાં ચિત્રો સુલેહની વિજય પતાકા પ્રદર્શિત કરતાં હતાં.

એકંદરે મહેલ ઘણો સુશોભિત, અને વિજળિક રોશનીથી

રમણિય લાગતો હતો, પરંતુ મિત્ર વિયોગિત ધનપાળ જે તરફ ગુપ્તપણે ઉભો હતો, તે તરફ કૃષ્ણ પક્ષની સંપૂર્ણ કૃપા હતી.

સ્વપરાક્રમોન્મત્ત નિર્ભય વનરાજને પણ મનુષ્યો વજ્ર જેવી લોઢાની સાંકળથી બંધન કરી પિંજરામાં પૂરે છે. તેમ બાહુબળ અને પ્રેમ નિશાથી ઉન્મત્ત થઇ, સૃષ્ટિમાં વિચરતા કેસરી ઉપર, કોઇ (સ્ત્રી) શિકારીએ, (કટાક્ષ) બાણ મારી, તેને ઘાયલ કરી (પ્રેમ) પિંજરામાં કેદતો નહિં કર્યો હોય?

આમ વિચારવશ થયલા, ધનપાળે ચિંત્તાતુર થઇ, આકાશ તરપ દૃષ્ટિ કરી.

આકાશ તરપ રહેલાં ધનપાળનાં, નેત્રોપર અકસ્માત્ એક વિજળી જેવા દિવાનો પ્રકાશ પડયો; અને ધનપાળે તેના તરફ તર્કવિતર્કમય ઘોડાઓને દોડાવ્યા.

ચિત્રવત્ બની રહેલા ધનપાળની દૃષ્ટિએ, કંઇ નવુંજ જાદુ નિહાળ્યું; તે દિવો માત્ર દેખાઇનેજ અટકયો નહિં; પરંતુ એક સુંદર સુંદરીને પોતાની સાથે લઇ તે ભૂમી ઉપર આવતો દેખાયો.

ધનપાળે નક્કી કર્યું. આ ઇંદ્રભુવનમાંથી ઉતરેલી પરી હશે?

ધનપાળ તે રંભાસમ રામાને જોઇ મોહિત થયો, અને મિત્રની વાર્તાનો, તર્તજ અંત આવ્યો.

### છપય છંદ.

જોઇ મોહની રૂપ શૂલપાણિ ભરમાયા,<br>
જપ, તપ, વૃત્ત, ને લાજ તજીને પૂઠળ ધાયા;<br>
મછ ગંધાએ હર્યું ચિત્તડું પારાશરનું,<br>
પવિત્ર ગંગા મધ્ય તપ ગુમાવ્યું ઘરનું;<br>
વિશ્વામિત્ર વશ થઇ રહ્યા નિહાળી મેનકા પરી,<br>
કહે રેવાશંકર માનજો, નારિ સૌ જાદુભરી;

ધનપાળનું હૃદય ધડકવા લાગ્યું, હૃદય સમુદ્રની સપાટી ઉપર તર્કતરંગો ઉત્પન્ન થયાં; અને નેત્રો મનરાજાના હુકમ સિવાય, સ્વર્ગની સુંદરીની તહેનાતમાં, દાખલ થયાં હતાં.

વૃત્તિરૂપી સ્વારો પણ શોધમાં પાછા પડી, તે મનોહરાના શરણાંગત થયા હતા. મન પણ અહંતા તજી દારાની પાસે દિનતાથી કંઇ યાચના કરતું હતું. તર્તજ તેણે ( મને ) ચર્ણદાસ ખવાસને હુકમ કર્યો અને રથનું ચાલવું શિરૂ થયું.

## હરિ ગીત.

આ ઈંદ્રિઓ છે અશ્વને, રથ આશરીર વિચિત્ર છે,
મન સારથી ને જીવ તેમાં, બેસનાર પવિત્ર છે;
જો સારથી વશ હોયતો, રથ ચાલવાનો પાંસરો,
સુખ છે નહિં સંસારમાં, શાને વૃથા ચિંત્તા કરો;

**मनोयस्येन्द्रिय स्येह विषयान् याति सेवितुम् ।**
**तस्यौ त्सुक्यं पृभवति पृवृत्तिश्चोप जायते. ॥**

**महाभारते बनपर्व. अ. २-६७.**

મનુષ્યનું મન જે ઈંદ્રિયના વિષયને ભોગવવા ને દોડે છે,
તે ઈંદ્રિય જાગૃત થાય છે, અને પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે.

**વિચારમાં વખત જવા લાગ્યો, દિપક સહિત તે માનુનિએ ચાલવા માંડયું. ગભરાયલા ધનપાળે આપ્રેત, ડાકિણિ, કે પિશાચણી, હશે અથવા ખપ્પર ભરવાને, જોગાણ આવી હશે; એમ વિચારતો મનને સમજાવવા લાગ્યો.**

### મનહર.

રાવણ રણમાં રોળી કુળનો સંહાર કર્યો,
સીતારૂપે જોગણિએ ખપ્પરને ભરવા;
પંચાળીને પાંચ પતિ મહાભારતે વાત કથી,
આવી અવનિએ કુરૂ કુળ નાશ કરવા;
પૃથુરાજ રાસા મધ્ય ફેરવી નજર જુવો,
સંયુકતા સતિએ માંડયા અધમોને હરવા;
લાલબાએ ના અધુરી, વાપરી કટારી પુરી,
બાદશાહિ ડોલાવી લાગ્યા તુરક ડરવા;
સતિ એ રાણકદેવી જુવો જોગણિના જેવી,
ખેંગાર ખુવાર થઈ ચડયો યુધ્ધે મરવા;
રટે "રેવાશંકર" કે ધ્રુજી ધનપાળ રહ્યો,
આવી જાણે જોગણિ? રૂધિર પાન કરવા.

**મોહ વશ પણ ભયભિત થયેલો ધનપાળ, તેની પાસે જવાને ગભરાવા લાગ્યો. હિમત હારી ગયો, અને થરથર કંપવા લાગ્યો.**

પરંતુ મન પાછું તેને તે અલૌકિક મૂર્તિ તરફ દોરી જવા લાગ્યું.

સ્ત્રી તાતા અંગાર સમ, ઘીઘટ સમ નર ધાર,
એ એના મેળાપથી, થાય અનર્થ અપાર.

સ્વર્ગની સુંદરીએ તે રમ્ય ભુવન તજી ચાલવા માંડયું, ભયવશ થયેલો ધનપાળ પણ ધીમે ધીમે તે તારૂણિની પૂંઠળ પૂંઠળ જવા લાગ્યો.

## શિખરણી.

રચી છે બ્રહ્માએ, અવકાશ સમયે આ પરી,
અમિ દ્રષ્ટિ ત્હારી, હશે તે મેળવશે શ્રીહરિ;
રમાડે રજનિ કાં, મારે ખપ્પરમાં ધરી,
ભયથી તન ત્રાસેછે,પણ પરવશ થઇ નિરખું ફરીફરી.

દિવાનો ધનપાળ હંસગામિનીની પાછળ પાછળ જવા લાગ્યો. એક જાહેર રસ્તા ઉપર પગનાં નૂપુરનો અવાજ સંકોચી, ચપળા એ ચાલવામાં એટલી બધી ચપળતા વાપરી; કે તેનો પગરવ પણ કોઇ જાણી શકે નહિ.

યુવાવસ્થામાં ઉન્મત્ત ચયેલો ધનપાળ, ભયને કુવામાં નાંખી નિર્ભય થઇ, આ મોહિનીનો ઉપાસક બન્યો, અને તેને પગલે પગલે ચાલવા લાગ્યો.

## હરિગીત.

ચંચળ થઇ ચિત્ત ભટકતું, ઘડીએ કંઇ ના ગોઠતું,
હરિભજન કે પરમાર્થમાં, પળવાર પણ ના ચોટતું;
નિર્ભય અને નિશ્ચળ થઇ, પરનારમાં ભમતું ફરે,
ફટફટ "યુવાની" આંધળી, તું વિષયને વ્હાલો કરે.
ઉંચ-નીચ કંઇ પરખાયના, ભુંડૂં ભલું જોવાય ના,
ગઢ્ઢા પાચસીમાં પડી, કંઇ ભેદ અવલોકાય ના;
મન માંકડું થૈ શ્વાનની, માફક બધે ફરતું ફરે,
ફટફટ "યુવાની" આંધળી, તું વિષયને વ્હાલો કરે.

વિષયવશ થયેલા યુવકો દુઃખના ડુંગર તળે કચરાતાં પણ

વિષયને તજી શકતા નથી, અને વિષયો તેમને છોડતા નથી.

वसन्ततिलका वृत्त.

भिक्षाशनं तदपि नीरस मेकवारं ।
शय्याच भूः परिजनो निजदेहमात्रम् ॥
वस्त्रंच जीर्ण शत खण्डमयीच कन्था ।
हाहा तथाऽपि विषयान परित्यजंन्ति ॥

भर्तृहरि.

માગી આણેલું નિરસ, અને તે પણ એકજવાર ભોજન મળે, પથારીમાં પૃથ્વીજ, પરિજન–સેવકમાં માત્ર પોતાનો દેહ, જુનાં પુરાણાં વસ્ત્ર અને ફાટી ટુટી સો થીંગડીયા કંથા ( ગોદડી ) હોય, આવી સ્થિતિમાં આવી પડવા છતાં પણ મનુષ્યને, અરેરે ! વિષયો તો છોડતાજ નથી.

---



# પ્રકરણ ૬ ઠું.



## " રંગમાં ભંગ અને પ્રપંચી પ્રસંગ "

### સવૈયા.

છે પરનારી હર્યા થકી પાતીક, રાવણ તેથી અજાણ હતો કે,
હેમ કુરંગ થિયો ન સુણ્યો, રઘુનંદન તોય ભુલ્યા વળી લોકે;
પાંડવ ધૃત તણા ગુણના કવિ, તેમ છતાં રમિયા ભલી છોકે,
વિપત પ્રાપ્ત થવા સમયે ભુલવે, વિધિ નિપૂણને પણ જો કે.

**सुख दु:खेहि पुरुष: पर्यायेणो पसेवते ।**
**न ह्यनन्तं सुखं कश्चित् प्राप्नोति पुरुषर्षभ ॥**

**वन पर्व अ. २५९—१३.**

અર્થ:—મનુષ્ય વારા ફરતી સુખ અને દુઃખ ભોગવતોજ રહે છે. કોઇ પણ નિરંતર સુખ ભોગવી શકતો નથી.

---



વિજયાકુમારી સાથે શયનગૃહ તરફ જતાં, આપણી વારતાના નાયક, કેસરી ( નવિનચંદ્રજી ) ની દ્રષ્ટિ નૂતન નૂતન શોભાઓને નિહાળી, સ્વલ્પ સમયમાં વિરામી.

રૂપસુંદરી વિજયા જન મનને લોભાવે, લલચાવે, ભ્રમિત બનાવે અને નેત્ર કટાક્ષથી પોતાની મોહ જાળમાં ફસાવે, એ સહેજ હતું.

ચતુર, ચાલાક, ચપલાક્ષિએ મિષ્ટ શબ્દ–ધ્વનિ કર્યો અને લજ્જાયુકત શરમાવા જેવી આકૃતિ કરી કહ્યું. પધારો, નવિન-ચંદ્રજી ! આજે આ ગૃહ ભુવન અને આ શરીર આપના આવવા થી પાવન થયું છે.

વિજયા ! વિજયા ! ! વારવાર આવી ઉપમાઓ આપી તારા કોમળ કંઠને વધારે મહેનત ન આપ, બહુ બોલવાથી તારા કોમળ કંઠને તથા નાજુક મુખડાને પરિશ્રમ પડે છે. વિજયા ! હવે આમ જુદાઇ રાખવાનું કારણ નથી. કેસરીએ શાંતિમય વચનો કહ્યાં.

બાઇ સાહેબ ! ભોજન અને તેને લગતું સર્વ સાહિત્ય તૈયાર છે. વેલીએ પ્રવેશ કરી નમ્રતાથી કહ્યું.

આનંદાવેશમાં વિજયા બોલી ઉઠી. વેલી ! મ્હારી વ્હાલી વેલી ! હું જાણું છું કે, તારા કામમાં કોઇપણ પ્રકારે ખામી આવે એમ છેજ નહિ. ચૌદ જાણે તેને ચાર કહેવાની જરૂર નથી, મોરનાં ઇંડાંને ચિતરવાં પડતાં નથી, અને તેજીને ટકોરાની જરૂર નથી. મારે તારોજ આધાર છે, મારી લજ્જા રાખવી અને મને દુઃખીઆરીને સુખી કરવી, એ તારા હાથમાં છે.

બસ કરો, બહેન ! હું આપનીજ છું, આપની પાસે છું, આપનાથી છું, અને આપના હુકમમાં છું. કહી વેલી ભોજન થાળ લેવાને ગઇ.

વસંતના વિયોગથી યોગી થયેલો કેસરી વસંતને વિસારી મેલી, વિજયાનો ઉપાસક બની ગયો; વસંત સંબંધીના વિચારો પણ તેના હૃદય મંદિરમાં ઉદભવતા નથી. ખરેખર સ્ત્રી એ એક જાદુઇ, ચમત્કારિક કે લોહચુંબક છે, કે જે નાવ ( નર–પુરૂષો ) ને પોતાના બળથી, અંધ બનાવી ભરસમુદ્રમાં અથડાવી મારે છે.

" કંચન અરૂ કામિની દોનો બડી તિખ્ખટ જાલ,
જાતે હે હરિ મિલનકું તો બિચમે પાડે માર. "

## કુંડળિયા.

નારિ નાગન જાનીએ દેખત કરત હેરાન,
બાન ચલાવે નેંનકા તોડે શુધ અરૂ સાન;

તોડે શુધ અરૂ સાન સિધક સાધક ભરમાવે,
ધન્ય હરિકા દાસ ઝપટમેં સ્વપ્ને નાવે;
કહે જો રમતા રામ ઈંદ્રકી બુદ્ધિ બિગાડી,
દેખત કરત હેરાન જાનો વો નાગન નારી.

નવિનચંદ્ર અને વિજયા પરસ્પર વિનોદ–વાર્તાલાપમાં મશગુલ હતાં, વેલી પાક ગૃહમાંથી ચાંદીના ત્રાટમાં તૈયાર કરી રાખેલું, સર્વ ઉત્તમોત્તમ મિષ્ટ ભોજન અને પવિત્ર જળથી ભરેલી એક સુંદર ઝારી લઇ આવી. બાઇ સાહેબ ! આ ભોજન થાળ અને આ જળપાત્ર ( કહી મૂકયું. ) મને રજા છે ? હવે હું જાઉ છું. આપ પ્રાણનાથ પ્રભુને નૈવેદ્ય કરાવી ભોજન લેજો, ખારૂં ખાટું કહેજો અને જે જોઇએ તે સુખપૂર્વક માગી લેજો. જો જો પ્રેમઘેલાં થઇ ભુખ્યાં રહેતાં નહિ, મહેમાનને ભુખ્યા રાખશો નહિ. જતાં જતાં જરા હસ્તે ચહેરે વેલીએ કહ્યું.

વેલીનાં વિનોદ વચનો બંનેપ્રેમ દર્દિઓને ઔષધરૂપ લાગ્યાં, પ્રેમપૂર્વક તેનો સ્વીકાર કરી ભોજન લેવાની તૈયારી કરી.

નવિનચંદ્ર અને વિજયા પ્રેમનાં મિષ્ટ પકવાનોનો સ્વાદ લેવા લાગ્યાં, અનેક જાતની સ્વાદિષ્ટ રસોઇ અને તેમાં વળી નૂતન જોડાનો સમાગમ પછી તેમાં બાકી શું રહે !

વ્હાલા નવિનચંદ્રજી ! આ પ્રિતી નિભાવશો કે ? બોલેલાં વચનો પાળશો કે ? જો જો, વચન ભ્રષ્ટ ન થતા. પ્રેમ દોરડે ગાંઠી દુઃખસાગરમાં ઠેલી મૂકી રઝળાવતા ના.

હૃદય મંદિરમાં વસેલી મધુરી મેના ! આ નવિનચંદ્રના ચિતડાને ચોરી જનારી રામા ! પ્રેમ ખંજરથી પહેલવાનોને પાયમાલ કરનારી રામા ! ભારે ભારે ભૂપતિ–શ્રીપતિઓનાં મનને મુઝાવનારી ભરમાવનારી અને લલચાવનારી ભામા ! રામા ! વામા ! આમ અધિરી થામાં, આ નવિનચંદ્ર સદાને માટે ત્હારોજ છે.

### ગઝલ.

ગમે છે ગુલ બદન ત્હારૂં, ચતુરા ચિત્ત ચટકે છે,
હરણુસમ નેત્ર છે ત્હારાં, વળી વિશાળને કાળાં;
નયન નથથી નથાયો તે, નહિં કો કાળ છટકે છે.—ગમે છે.

વ્હાલા ! સ્નેહશાસ્ત્રમાં આપ પૂર્ણ રીતે કુશળ છો. સર્વ સદ્ગુણ સંપન્ન છો, શ્રી હરિએજ આ અંધારી નિશામાં આપને મારા તરફ મોકલ્યા છે. ઉષાને અનિરુદ્ધ, અને શાકુન્તલાને જેમ દુષ્યન્ત મળ્યો હતો, તેમ નાથ! આપે આવી મારો હાથ ઝાલ્યો છે.

વચમાંજ નવિનચંદ્ર બોલી ઉઠયો, વિજયા ! કંઇ વિઘ્ન આવશે તો પછી શું કરવું ?

" જેને જેથી લાગ્યો નેહ, તેને મન પરમેશ્વર તેહ. "

નવિનચંદ્રજી ! વિઘ્ન આવશે તેથી ડરવાનું નથી, કારણ પ્રેમ પંથની બંને બાજુએ વિઘ્ન વૃક્ષની ઘટા આવેલી છે.

" ડગલે ડગલે ડુંગરા, વિકટ પ્રેમનો પંથ;
કૃપા કરે ભગવંતતો, સંત પામતા અંત. "

વ્હાલા ! હવે આ દાસીની વિનંતી સ્વીકારી, શયનગૃહમાં પધારો. અંગમાં લાગેલી અનંગની હોળીને સંયોગના શિતળ જળથી બુઝાવો, લ્યો, આ પાન ( તાંબુલ ) બીડી. અરે ! પ્રેમ બીડી અને ઉઠીને ચઢી જાઓ ઝટપટ સ્વર્ગ ( સુખ ) ની સીડી. પ્રિતિ પોષક પદ્મિનીએ કહ્યું.

**મનહર.**

પ્રેમને બાણે વિંધાયા શૂરવિર નર કંઈ,
વાગી પ્રેમહાક જગતમાં જાણે જહિં તહિં;
ગોપિઓ ફરેલી ઘેલી નિહાળીને વન વેલી,
કૃષ્ણ માટે કથા જુઓ પુરાણે લખેલી સહી;
સીતા માટે રામ રડી રડી ફર્યા વન વિષે,
વાલ્મિકે રામાયણે વાત એ જુવો કહી;
રટે " રેવાશંકર " કે પ્રેમનાં પુરાણ જુવો,
દમયંતિ દુ:ખી એતો અવધિ અવધિ થઇ.

વિજયાની કવિતાનાં છેલ્લાં ચરણો સાંભળતાં બરાબર નવિન ચંદ્રને કંઇ નવાજ વિચારોએ ઘેર્યો. રામ કોને માટે રડતા હતા ? પોતાની ધર્મ પત્ની સીતાને માટે. દમયંતિ કોને માટે દુ:ખી થઇ ? શાસ્ત્રાધારે મળેલા પતિને માટે. તો પછી હુંજ પામર,

વિષયી, અને અંધ છું કે, કરવાનું કામ મુકી અન્ય માર્ગમાં પ્રવર્ત્ત થયો છું.

એક સ્ત્રી બે પતિ કરી શકતી નથી, તો એક પુરૂષને બે સ્ત્રી કરવાનો શું હક છે ? સ્ત્રીએ પાતિવૃત્ય પાલન કરવું જરૂરનું છે. ત્યારે પુરૂષોએ શું તેથી વિરૂદ્ધ વર્તન કરવાનું છે ? ના નાં ! કદીજ નહિ. અને એક મ્યાનમાં બે તલવાર સમાતી નથી, એક વસ્તુ બે જણને વેચાતી નથી, અને કદી તેમ થાય તો સંસારમાં સુખની આશા રાખવી એ ગંધર્વનગરમાં નિવાસ કરવા જેવું છે. અથવા તો આકાશ પુષ્પમાળાને કંઠમાં ધારણ કરવા જેવું છે.

વિચારરૂપ પવનના ધક્કાથી બુદ્ધિનું બારણું ખુલી ગયું, વિષય દ્વારપાળ દૂર થયા, અને સુવિચારો આવી હાજર થયા.

**मातृवत्परदाराश्च परद्रव्याणि लोष्टवत् ॥**

અર્થઃ—પરસ્ત્રીને માતા સમાન ગણવી, અને પરધનને લોષ્ટવત્ ગણવું, વિગેરે મગનનાં વચનોએ તેના મનને મજબુત, અને અડગ બનાવ્યું. પરંતુ હવે આ બલામાંથી કેમ છુટવું, તેનો વિચાર કરવામાં કેસરી રોકાયો, ત્રિષયવૃત્તિઓ અદ્રષ્ય થઇ ગઇ, કામ પ્રબળ નષ્ટ થયું, અને નીતિનાં નગારાં વાગવા લાગ્યાં.

શાસ્ત્રવિધિથી મારી સ્વર્ગસ્થ માતા અને પિતાએ, ખાંડુ મોકલી મ્હારી વ્હાલી વસંતને જે શરીર સોંપ્યું છે, તે કેમ ખુંચી લેવાય, અને બીજે ઠેકાણે તેનો વિક્રય અથવા તો દાન કેમ થાય ? નજ થાય !

" પર સ્ત્રીના યાર સદા ખ્વાર;
કાંટોકા બીછાના ઔર ઉપર જુતિયોંકા માર; "

## ૫૬

તજી જગત તણી જંજાળ હરિ ગુણ ગાને.
કામે કાળો કેરજ કૌરવ કુળમાં,
મળ્યું વિશ્વામિત્રનું માન ક્રોધથી ધુળમાં;
થયા મોહિની માટે ઘેલા શંકર શૂળમાં;
મદ, મત્સ, લોભ એ પાપ શાસ્ત્રના મુળમાં;
"રેવાશંકર" શિર દયા કરી ભગવાને.
તજી જગત તણી જંજાળ૦

વિચાર વમળમાં તણાતા આ પ્રેમી ઝહાજને, ઘણી વારથી ટગર ટગર નિહાળતી, વિજયા બોલી. નવિનચંદ્રજી ! શા વિચાર માં છો ? વ્હાલા ! પ્રેમની છુપી વાતો કઇ ભામિની સાથે કરી રહ્યા છો ?

ગાફેલ કેસરી સ્વસ્થ થયો, પોતાની વાત તેના જાણવામાં ન આવે તેને માટે પુરૂષ ચરિત્રનો પ્રથમ પાઠ શિરૂ કર્યો.

વિજયા ત્હારી કેટલી બધી ભૂલ છે, સ્ત્રીઓ હમેશાં વહેમીજ રહે છે; એ નિઃશંક છે. વ્હાલી ! ત્હારા વિના અન્ય કોના થી વાત કરવાની છે ?

ક્ષમા કરજો, મારી ભૂલ થઇ છે, ત્યારે આપ કોના વિચાર માં મસ્ત હુતા ? વિજયાએ પૂછ્યું.

હૃદયમાં વાસ કરી રહી છે તેના. પુરૂષ ચરિત્રનો પ્રતિઉત્તર.

હૃદયમાં કોણ છે ? વિજયા.

વિજયા વિના બીજું કોણ હોય ! કેસરી.

વાહ ! વ્હાલા ! ત્યારે તો હું ઘણીજ પ્રસન્ન છું, હશે ! બીજી વાતોને વિદાયગીરી આપી, હવે શયનગૃહ તરફ પધારો. વિજયા વિંનતી કરી રાહ જોતી ઉભી રહી.

તન, મન અને ધન વસંતને અર્પણ કરી રહેલો, વસંત નો ભોળો અને ભ્રમિત ચિત્ત વાળો ઉપાસક કેસરી, ઉઠયો તો ખરો, પરંતુ હૃદયમાં આનંદને બદલે વેદનાએ વાસ કર્યો હતો. આ બલામાંથી મૂકત થવાને કોની ઉપાસના કરૂં, કોનું સ્મરણ કરૂં અને કોને શરણે જાઉં; બસ, એક પ્રભુજ બેલી છે. કુમાર્ગ થી રોકી મને સુમાર્ગ તરફ પ્રેરનાર પણ તેજ છે, તેજ મારી રક્ષા કરશે, તેજ બચાવશે, ગમે તેમ થાય પણ કેસરી સો લાંઘણે પણ ઘાસ ખાશે નહિંજ ! વ્હાલી વસંતને તજી વિજયાને આ દિલ અપાશે નહિંજ ! કેસરી દૃઢ નિશ્ચયપર અટકયો.

**हरणंच परस्यानां परदाराभिमर्षणम् ।**
**सुहृदश्च परित्याग स्त्रयो दोषा भयप्रदाः ॥**

**महाभारत उद्योगपर्व ३२-१०३५.**

અર્થઃ—પારકું દ્રવ્ય ખુંચી લેવું, પરસ્ત્રીનો સંગ કરવો, અને મિત્રોનો પરિત્યાગ કરવો; એ ત્રણ દોષો ભયને આપનારા છે.

નિશ્ચયના મહેલ તરફ દ્રષ્ટિ કરતાંવત્, દયાળુ દેવે દયાની વૃષ્ટિ કરી. કેસરીએ ચાલવા માંડયું, અંધને જેમ ચક્ષુ આવે, પંગુને પગ આવે, બધિરને શ્રવણતા આવે, અને મુંગાને વકર્તૃત્વ શકિત આવે, અને અધિરા હૃદયથી તેઓ તે તે ઇંદ્રિયોનો ઉપયોગ કરવાને ઉતાવળા થાય છે. તેમ જેની ઇંદ્રિયો વિજયાના પ્રેમમાં ડુબી ગઇ હતી તે સદ્વિચાર, અને નિશ્ચયરૂપ નૌકા મળતાં તેમાં આરૂઢ થઇ બહાર નીકળી, અને વસંતપુરી તરફ ગમન કરવા લાગી.

લગામ વગરનો ઘોડો, અંકૂશ વગરનો હસ્તિ, અને સુકાન વગરનું વહાણુ ગમે તે દિશામાં લઇ જાય છે. એટલે માલિકના વિચારોને તેનો લાભ મળતો નથી, પરંતુ હાનીજ મળે છે. તદવત્ વિજયાના પ્રેમ દોરથી મુકત થયેલો, સ્વતંત્ર કેસરી, વસંતના વિચારમાંને વિચારમાં, ગચ્છી તરફ ચાલ્યો.

કયાં જાઓ છો ? વ્હાલા! આ તરફ પધારો, આ તો તમે જે રસ્તેથી પ્રથમ આવ્યા હતા તેજ માર્ગ છે. શયનગૃહ તો આ તરફ છે. મદન મોહનજી ! મારા બોલવા ઉપર જરા દયા કરો, અને આપના ઉદ્વિગ્ન ચિત્તને શાંત કરો, મને નથી સમજાતું કે અત્યાર સૂધી પ્રસન્ન રહેલું તમારૂં મનહર વદન કેમ ગ્લાની પામ્યું છે ? મારો અપરાધ, ભુલ અને અવિવેક હોય તે માફ કરો, ચાલો, સર્વ ખુલાસો શયનગૃહમાં થશે. અધિરો વિજયાએ ચિંતાતુર થઇ કહ્યુ.

મુખમાં ઉપરાઉપરી લીધેલા પાનનાં બીડાં, અને હૃદયમાં વિચારનાં ગુંચળાં ભરેલાં હતાં, તેથી કેસરીએ માત્ર ઇસારો કરીને જણાવ્યું જે ગચ્છીમાં જરા તાંબુલ નાંખવા જાઉં છું.

વિજયા વિચારસાગરમાં ગોથાં ખાતી ત્યાંજ ઉભી રહી, અને કેસરી ગચ્છીમાં દાખલ થયો. દોર તૈયાર હતો, તેના ઉપરથીજ ઉતરવા ધાર્યું; પોલીસ વિગેરેથી વિઘ્ન આવશે તો ફીકર નહિ સર્વ સહન થશે, પરંતુ આ પરસ્ત્રી સાથે એકાંત સહન થશે નહિ.

" દ્રઢ નિશ્ચય આ દાસનો, જાળવજે જુગ તાત;
ડગે નહિં દુઃખ દશધણું, ભલે પડે આ જાત. "

---

પરદારાના પ્રેમપર મુકયો મેં અંગાર,
શેષ ન સળકે શિરપરે સહે બ્રહ્માંડનો ભાર;
સિંહ સાત લાંઘણ સહે પણ ત્રણ–ઘાસ ન ખાય,
નવિનચંદ્ર પરનારથી સ્વપ્ને નવ લપટાય.

પવિત્ર વિચારોમાં પ્રેરાયલો કેસરી, અંધારી રાત્રિમાં બંને નેત્રોને ફાડી જોઇ રહ્યો હતો, એટલામાં એક સુંદર સ્ત્રી કરમાં દિપક લઇ આવતી માલુમ પડી. ઝાંઝરના ઝણકારામાં કેસરી ચગડોળે ચડયો, અને જ્ઞાનની વાતો ભુલ્યો.

ઉર્વશી, મેનકા, તિલોત્તમા અને રંભાનું માન મુકાવે, ઋષિ–મુનિઓનાં મન મુઝાવે, ડોલાવે, અને પ્રેમ ચગડોળે ચડાવે; એવી એક સુંદરી કેસરીની દ્રષ્ટિએ પડી.

તર્તજ કેસરીએ દોર પકડી ઉતરવા માંડયું, તે ગજગામિની સહુજવારમાં દોર આગળથી પસાર થઇ ગઇ. તે કોણ છે ? કયાં જાય છે અને આટલી અંધારી રાત્રિમાં આ શું કૌત્તક છે ! તે જાણવાને આતુર થયેલા કેસરીએ, દશ પંદર હાથ ઉંચેથી દોર છોડી દઇ પડતું મૂકયું. કેસરી જમીન ઉપર પડયો, પટકાયો, અથડાયો, કુટાયો, અને પ્રેમના દોરથી પડતાં છુંદાયો.

કઠીણ પ્રેમનો દોર છે, દેખી દિલ દુભાય;
ચહડતાંમાં દુઃખ ચોગણું, કોમળ કર છોલાય.
ઉપર ભયનો મ્હેલ છે, નીચે દુઃખની રેલ;
ચડવું તો કંઇ સહેલ છે, પણ ઉતરવું મુસ્કેલ.
છુટી જાતાં દોર એ. ભૂ પડશો નિરધાર;
કરશે ક્રોધ અતિ શ્રીહરિ, પડશે જમનો માર.

શરીર પર હાથ ફેરવી, કેસરી તર્તજ ઉઠી ઉભો થયો, અપવિત્ર પ્રેમમાં ખાસડાંનો માર, જગનો ફીટકાર, જન્મ મરણનો ભાર, નર્કનું દ્વાર અને અંતે દુઃખ છે અપરંપાર.

પરનાર તણા થૈ યાર, ખુવાર થયા કૈં;
કૈં એ છોડયા નિજ પ્રાણ, કાળ મુખમાં જૈ.
નિજ નાર મિષ્ટ પય પાન તજીને ભટકો;
વ્યભિચાર હળાહળ ઝેર પિતાં ના અટકો.

નિજ નાર સરસ પકવાન નજરમાં નાવે;
વ્યભિચાર વાલુંઝ અતિ અરે રે ! ભાવે.

કેસરીની આ પંડિતાઇ માત્ર અલ્પ સમયજ ટકી રહી, મન ફર્યું, વિચાર પલટાયો, કંઇ નહિ, આમ વિચારમાં અત્યારે વખત ગાળવાનું કામ નથી. હાલ તરત તો દિપક લઇ જતી સુંદરીની ચર્ચા જોવી જરૂરની છે.

અધુરો વૈરાગ ફરી ફરીને માર ખવડાવે છે, અધુરા ગુરૂઓ અવળે માર્ગે ચડાવે છે, અને અધુરા જ્ઞાનિઓ, અર્ધદગ્ધ પુરૂષો મૂર્તિ પૂજાનું ખંડન કરવાને ભાષણો કરતા જોવામાં આવે છે. પરંતુ તે સર્વની સ્થિતિ કેસરી જેવીજ છે, એમ કહીશું તો કાંઇ અસ્થાને ગણાશે નહિં. કેસરીને સાચો ફટકો લાગ્યો હોત તો પદ્મિની પાછળ જવાની કંઇ જરૂર નહોતી. પડેલા મારથી વૃત્તિઓ પરિપકવ થઇ નહોતી. એટલે સર્વ વિચારોને સમેટી દિપક લઇ જતી દારાની પાછળ ગુપચુપપણે ચાલવા માંડયું.

વધુ વખત થતાં છતાં નવિનચંદ્રજીનો સ્વારી પાછી ન ફરી, ત્યારે વિજ્યા તપાસ કરવાને માટે ગચ્છીમાં આવી, અને ચોતરફ નિહાળી બોલવા લાગી.

વ્હાલા! કયાં ગયા, કેમ બોલતા નથી ? મારી અબળાની મશ્કરી કરી મને દુઃખીઆરીને ન સતાવો, અત્રે કોઇ નથી, તમે નિર્ભય રહો, બસ એક વાર બોલી જાઓ, પ્યારા ! કયાં છુપાયા છો ? પ્રેમ બાંધી પરસ્પર ભોજન જમી જમાડી, કુવામાં ઉતારી હવે દોર કાપી નાખી શોક જળમાં ડુબાવશો કે ? નિશ્વાસા નાખતી વિજ્યા દિવાની બની નવિનચંદ્રમય બની ગઇ, જ્યાં જ્યાં દ્રષ્ટિ કરે છે, ત્યાં ત્યાં નવિનચંદ્રનેજ જોવા લાગી; પરંતુ તે સ્વપ્નાના મોદિકથી શાંતિ ન થઇ. ફરી ગચ્છીમાં ગઇ. દોર તરફ દ્રષ્ટિ થતાં બરાબર મનમાં ખાત્રી, થઇ જરૂર આ દોર ઉપરથીજ તે પાછા ચાલ્યા ગયા છે. હવે મારે કયાં જવું ? શું કરવું ? અને આ ગુપ્ત દુઃખ કોને કહેવું ?

" મુંગેકો સ્વપ્ના ભયા, સમજ સમજ પસ્તાય. "

કાળી અંધારી રાત્રિમાં વિયોગ ભાલાથી વિંધાયલી બિચારી વિજ્યા અશ્રુપાત કરવા લાગી.

**“ स्नेह मूलानि दुःखानी ”—દુઃખનું મૂળ સ્નેહ છે.**

પ્રેમ પંડિતોને પ્રપંચ કરાવે છે, વકીલોને અસત્ય ઉચરાવે છે, ન્યાયાધિશોને લાંચ લેવડાવે છે, અને વાઘના મુખમાં શિર મુકાવે છે. ખરેખર પ્રેમ કોઇ અજબ ચીજ છે. પૃથ્વિ પ્રેમમય છે, પ્રેમની પથારીમાં જોગી અને ભોગી સર્વ પટકાયા છે.

ભલાં લેલી અને મજનું, પડ્યાં તાં ઇશ્કની આગે;
અરે ! અંજામ એ આવ્યો, હણાયાં ઇશ્કના માટે.
વળી ફરહાદ ને શીરીં, વિના મ્હોતે મુવાં બન્ને;
કસોટી પ્યારની પર જૈ, કસાયાં ઇશ્કના માટે.

વિયોગાગ્નિથી બળતી-જળતો બિચારી વિજયા, વિચાર તરંગોમાં અથડાતી અશ્રુપાત કરતી, ગચ્છીમાંથી દોરના છેક જમીનપર પડેલા છેડા પાસે અશ્રુબિંદુઓ નાંખી નવિનચંદ્રને નિહાળતી હતી.

દિપક લઇ જનારી સુંદરી ગઇ, અને પોતાની પાછળ દિવાના કેસરીને પણ લેતી ગઇ. સુંદરીને અને કેસરીને માત્ર પચાસ કદમનું અંતર હતું, એક નૂતન ચમત્કારનો જન્મ થયો. કેસરી કામિની પાછળ લોભાઇ વિજયાનો ત્યાગ કરી ગયો. વિજયા દોર પાસે દ્રષ્ટિ કરી અશ્રુપાત કરતી હતી, અને ધનપાળ, કે જે બસો કદમને અંતરે ચાલતો હતો તે આવી પડયો.

કેસરી જે સમયે વિજયામાં મસ્ત હતો, તે સમયે ધનપાળ આ આકાશમાંથી ઉતરતા દિવામાં અને તેના ભેદને જાણવામાં તલ્લીન હતો.

વિજયાના મહેલ પાસેથી જતાં તે એક પછી એક હજારો વિચારોને ઉત્પન્ન કરતો અને લય કરતો હતો.

અહા ! જાદુવાળી શું તારી ચાલવાની છટા ! મોહિની ! અજબ છે ત્હારી કાન્તિ, જેને જોતાં આખી આલમમાં પ્રગટે છે શાંતિ, ત્યારે મારા હૃદયમાં પ્રગટી છે ભ્રાન્તિ. ઓ સ્વર્ગની પરિઓની સરદાર ! ઓ જીવતાઓને મારનાર ! અને મરેલાઓને જીવાડનાર ! નેત્રને ચમકાવનાર ! વૃત્તિઓને હરનાર ! અને રૂપ ગુણની ભંડાર ભામિની ! આટલી ઉતાવળી ન ચાલ, તારા સુકોમળ ચર્ણને જરા વિશ્રાંતિ આપ. હું ત્હારી મરજી વિરૂદ્ધ તને કંઇજ

કહેનાર નથી. આમ વિચાર તરંગમાં ડોલતા આવતા ધનપાળના કપાળમાં વિજયાનો પ્રેમ દોર અથડાયો. ધનપાળે ઝટ હાથવડે દોર પકડી છેક ઉંચે સુધી દ્રષ્ટિ કરી જોયું તો, કંઇ નવુંજ નાટક નિહાળ્યું. કરૂણામય શબ્દો ક્રમેક્રમે ભૂમિ તરફ આવવા લાગ્યા. આવો, વ્હાલા ! તમને શું ખોટું લાગ્યું ? એક વાર ઉપર આવી, વાતચીતથી ખુલાસો કરી, પછી સુખપૂર્વક પાછા જજો; હું તમને જોર જુલમથી રોકનાર નથી. કેસરીની ભ્રાંતિથી વિજયાએ પડતાં અશ્રુઓ સાથે આ પ્રેમ પાઠ પઢાવ્યો.

આ કોણ હશે ! મને શા માટે બોલાવતી હશે ! શું એ મને ઓળખતી હશે ? કે વારંવાર સોગન આપી મને ઉપર બોલાવી રહી છે.

જવાને તો કંઈજ વાંધો નથી, પરંતુ મિત્ર ભાળ મેળવવામાં વિલંબ થશે, અને અલૌકિક અબળા કંઇક જતી રહેશે, એટલે તેનો ભેદ સમજાશે નહિં, હવે તે તરફ જાઉં છું તો આ ભરમ સમજાતો નથી.

ધનપાળ આમ વિચાર વમળમાં મશગુલ હતો, સ્વર્ગના ટેલીફોન કે સંદેશારૂપ, પ્રેમ તારના દોરડા સાથે એક કરૂણામય પણ પ્રિતિથી ભરેલો ધ્વનિ કર્ણ પ્રતિ અથડાયો, અને વારંવાર બોલાતું પ્રેમ ગીત શ્રવણ કરવામાં ધનપાળ સર્વ વિચારોને પદભ્રષ્ટ કરી મૃગની માફક ગીત શબ્દમાં લીન થયો.

પ્રથમ નેત્રે નિહાળી, મારી કટારી ખરી;
બનાવી દુઃખીઆરી, બિચારી બાળા દુઃખી કરી.
રહ્યા છો શું ભાળી, નીશરણી આ પ્રેમની ધરી;
રખે થાતા ન્યારા, પ્યારા હું જાઉં મરી.
રાજાના રક્ષક તે, રક્ષા કરવા રહ્યા ફરી;
તસ્કરસમ ગ્રહી જાશે, આવો કહું છું કરગરી.

પ્રેમાંધ ધનપાળ વિજયાના ગીતને તાબે થયો, ઉપર જવું કે ન જવું એવી તકરાર સંકલ્પ વિકલ્પ કામદારોએ કરવા માંડી બાજુપરથી ભયંકર અવાજ સંભળાવા લાગ્યો. કૌન હે? કૌન હે? જાગતે રહો ! કુછ ગરબડ હય, વિગેરે શબ્દો ચોકીવાળાના સંભળાયા, તેઓ આ તરફજ આવે છે, એ તેમના અવાજ ઉપરથી સમજાતું હતું.

વૈશ્ય બિચારો ધનપાળ ગભરાઇ ગયો, હવે કયાં જવું, પહેરેગીરોને શો ઉત્તર આપીશ ? ક્ષણવાર વિચાર કરી દોર પકડી તેણે દોર ઉપર ચઢવા માંડયું.

થોડે ઉંચે ગયો, હાથ છોલાયા, સરકી પડયો, વળી પાછો ચડયો, એમ પડી પડીને પણ ચડવા લાગ્યો. મોહિનીના મધુર ગીતની લહેર, નીચેના પહેરેગીરોના પોકારનો કહેર, અને વિષય વાસનાથી વ્યાપેલું ઝેર, તેથી બેભાન થઇ ધનપાળ ગચ્છીમાં આવી પડયો.

પધારો ! પધારો ! ! પ્યારા ! રીસ કરી મને કુવામાં ઉતારી વરત કાપી જતા હતા ! આ તમને ઘટે છે કે ?

કર ગ્રહી વિજયા ધનપાળને ઠપકો આપતાં દિવાનખાનામાં લઇ ગઇ, અને પલંગના ઉપર પધરામણી કરી.

ધનપાળ આ જાદુઇ કાર્યને વિચારતો, સુંદરીના મુખડાને અને વૈભવોને નિહાળતો, મુનિવૃત્તપણે વિચારતો હતો. આ શો ચમત્કાર ! વિધિ ! તેં આ શું પ્રપંચ સરજ્યું છે ! ખરેખર કર્મે–પ્રારબ્ધેજ મને આ જાદુઇ જાળમાં લાવી મુકયો છે, સુખ–દુઃખ, હર્ષ–શોક, સંયોગ–વિયોગ અને અચાનક આવી પડેલો આ ભોગ; એ સર્વ કર્માધિનજ છે.

### ભુજંગી છંદ.

જે વર્ણ ભાલે વિધિયે લખ્યા તે,
ભુસાડવા કોન સમર્થ જાતે;
જળાશયો ચાતકની તૃષાને,
શકિત ધરે જેમ ન ટાળવાને.

### વસંત તિલકા.

જાતે મહેશ સસરો ગિરિરાજ જેવો,
કુબેર દાસ સુત છે ગણનાથ કેવો;
ભીક્ષાર્થ શંભુ તદપિ ફરતા સદાયે,
માટે બળિષ્ટ વિધિ લેખ કહું સદાયે.

भीमंवनं भवति तस्य पुरं प्रधानं ।
सर्वोजनः सुजनता मुपयाति तस्य ॥
कृत्नाच भूर्भवति सन्निधि रत्नपूर्णा ।
यस्यास्ति पूर्व सुकृतं विपुलं नरस्य ॥

भर्तृहरि

અર્થઃ—જે માણસે પૂર્વજન્મમાં પુષ્કળ પુન્ય કર્યા હોય તે માણસ માટે ભયંકર વન પણ મોટું નગર થાય છે. સઘળા મનુષ્યો સજ્જન થાય છે અને આખી પૃથ્વિ ભંડાર તથા રત્નથો પૂર્ણ થાય છે, માટે માણસે પૂન્યજ કરવું જોઇએ.

---



# પ્રકરણ ૭ મું.



"સ્મશાનમાં ચોરોનો શોર અને કપટશંકરનો કપટી દોર"

ભુજંગી.

નથી જેમને જે તણું જ્ઞાન સારૂં,
બકે તે મુખે જેમ બોલાય વારૂં;
મણી મૂલ કોડી કરે મૂર્ખ જેમે,
અજાણ્યો ઉપાધ્યો વધારે ઘી હોમે.



મારા વ્હાલા ! મિત્રોએ મારૂં કહ્યું ન માન્યું, તેઓ સ્વચ્છંદી બની ગયા, અને મારે તેમનાથી જુદા પડવું પડયું. તેથી શું હું મિત્ર ધર્મથી પતન થયો છું ?

ના ! કદી નહિ, રજની સમાપ્ત થતાંજ નગ્રમાં જઇ તેમની શોધ કરીશ, પરંતુ જયોતિષ ખોટું પડશે, અને તેઓ નિરવિઘ્ને મારા જતાં પહેલાં વસંતને મલશે તો, સદાને માટે મારે તેમના આગળ નીચું જોવું થશે.

મગન સ્મશાનમાં–શિવાલયમાં આમ વિચારમાળાથી મિત્ર સ્મરણ રૂપ જાપ કરી રહ્યો હતો.

પૂર્વ દીશામાંથી એક શબ્દ ઉત્પન્ન થયો, અને મગનના સર્વ વિચારોનો નાશ કરી તે શબ્દ કર્ણદ્વારમાં પ્રવેશ કરી, છેક અંતઃકર્ણ પાસે જઇ પહોંચ્યો,

મુખચંદ્રને શોકરૂપ રાહૂએ ગૃહણ કરી, શાંતિ પ્રદેશને

ભયસાગરમાં ડુબાવી દીધો ક્ષણ વારમાં તે ધ્વનિ ઘણોજ પાસેથી પ્રગટ્યો અને મગન થરથર કંપવા લાગ્યો.

અચે મારા બહાદુરો ! તમે ન ગભરાઓ, શું કરવાના છે, એવા બાયલા રાજાઓ, પહાડી ખોણો અને અંધારી ઝાડોના માર્ગ તેમને યાદ નથી, બાહુબળથી તેઓ રહિત છે, પરસ્પર તેમનામાં કુસંપ છે, મોજ, શોખ અને વૈભવો ભોગવતાં, તેઓ શરીરે નબળા અને નિર્માલ્ય બની ગયા છે, વ્યસનના તરંગમાં, નાચ પાર્ટીઓમાં, ગાડી ઘોડાઓમાં અને લાડી કે વાડીની મીઠી મધુરી મજામાં તેઓ પારધીની જાળમાં પકડાયલા કબુતર જેવા કે મીણના માંટી જેવા માત્ર જોવાનાજ રાજા છે.

अति भीरुमति क्लीबं दीर्घसूत्रं प्रमादिनम् ।
व्यसनाद्विषयाक्रातं न भजन्ति नृपं प्रजाः ॥

महाभारत वनपर्व २५०—१.

અર્થઃ—અતી બીકણ, અતિ નપુસક, કાર્યમાં વિલંબ કરનાર, આળસુ, વિષયાસકત અને વ્યસની એવા રાજાને પ્રજા માન આપતી નથી.

શિરને સાટે કામ કરો, અને હિંમતનાં હથિયાર કરમાં ધરો, લોકોને માર કુટ કરી લુંટવા, અને તેમની વ્હાર કરી, જે રાજા કે સરદારો મેદાનમાં-જંગલમાં આવે, તેમને વિકટ પહાડી માર્ગમાં પૂરા કરવા એજ આપણું કર્ત્તવ્ય છે, અને એમાંજ આપણી કિર્તિ છે.

હાચું મારા દાદા ! હાચું, હેલા મહાંણીઆ માધેવની પાંહે ચાલો, ઈની પાંહે વચન લઇ પછી કામ ફતેહ કરી હું. ભુદરીઆ એ કહ્યું

એ ! એ ! ઇતો ઠીક પણ ઇ માધેવ વચન ની આલે તો અપહુકન થાહે ઇનું કંમ્ ? રાયમલીયાએ પ્રશ્ન કર્યો.

ગભરાઓ નહિં ચાલો, મહાદેવ વચન નહિં આપશે તો, શિવાલયને જડમૂળથી ખોદી નાખોશું, અને મહાદેવને કુવામાં નાખી દઇશું. મોટા મોટા રાણા, મહારાણાઓ આપણા નામથી ત્રાસે છે તો, મહાદેવ કોણ માત્ર !

ચોર અને તેમના સરદારની આવી વિપરીત ભાવના, વાર્તા સાંભળી મગન જોશી તો બીચારો રડતા હૃદયથી થરથર ધ્રુજવા લાગ્યો, અરેરે ! જોગણીએ તો પહેલાં મારા ઉપરજ તલપ મારી.

નથી જેમને જે તણું જ્ઞાન સારૂં,
બકે તે મુખે જેમ બોલાય વારૂં.

એ નિયમ પ્રમાણે આ અનઘડ, કમઅક્કલ, લોકોથી કેમ બચવું, અને આ જંગલીઓને કેમ સમજાવવા. હવે કોના શર્ણમાં જાઉં અને કોની મદદ માગું.

મૂળ બ્રાહ્મણ અને વળી થોડી ઘણી વિદ્યા પ્રાપ્ત કરેલી, એટલે આવા અસાધ્ય સંકટના સમયમાં અન્યની મદદ માગવો, તેનાં કરતાં શ્રી ત્રિપુરારીની મદદ માગી તેમને શરણે જવુંજ યોગ્ય ધાર્યું.

હરિગીત

સ્વારથ તણાં સર્વે સગાં છે, સ્વારથી સંસાર આ;
નજરે નિહાળો ભાઇ મતલબની છે મારા માર આ.
માતા પિતા ભગની કે ભ્રાતા, સ્વાર્થની તકરાર આ;
બેલી નથી દુઃખનાં કદી, સ્ત્રી પુત્ર કે પરિવાર આ.
સાચું નથી સુખ સરજ્યું, સંસાર દુઃખનો ભાર આ;
જમ જાન આવી જાણીને, રહેજે ઉપાધિ બહાર આ.
સુખ શોધતાં દુઃખ સાંપડયું, છે દાસ નિરાધાર આ;
રેવા "શંકર" શરણથી, ઉતરી જવું ભવપાર આ.

મનમાં મુઝાતો બિચારો મગન, ભોળાનાથનો વિશ્વાસ રાખી કૈલાસમાં પેઠો, ત્યાગીને ત્યાં ઉપાધિ શાની, દિવાનું નામ પણ નહોતું, તો પછી બીજું તો પુછવુંજ શું ?

શ્રી શંકરનું બાણુ ( શિવલિંગ ) જમીનથી, આસરે સવા ગજ ઉંચુ હતું. મગનને માર્કંડેય ઋષિની નકલ કરી, શિવલિંગને બાથ મારી, અને મૃત્યુંજય મંત્રનો જપ જપવા લાગ્યો.

ચોર મંડળી આવી પડી, જય શંકર ! જે ભોળાનાથ ! અને જે બાપજી, વિગેરે પોકારો કરી, મહાદેવને પગે લાગી શિવાલયના દ્વારમાં પ્રવેશ કર્યો.

વિહાએ જેહાને કહ્યું. કંમ અલ્યા! આ માધેવને તો કંઇ બઉ મજાક છેને, ભલાં ભલાં માણહ આપણને નમે છે, અને આપણે આ ડોહલાને નમીએ છીએ, તોપણ એ તો કંઇ બોલતો એ નથી, એ ઇના મનમાં ધારે છે હું ?

જેહા આ પથરો તે કંઇ આપો હુકે ખરો કે ? એ જો મારા ગુરૂનો મંતર હાંભળ, અમારા ધરમમાં તો મૂર્તિને માનવાની મનઇ છે.

"ચેતન પુછે જડને, કે હું માગું તે દે;
ત્હારો એસાડયો હું બેઠો, ત્હારી એક ફુટી કે બે."

આટલું સાંભળતાં બરાબર સર્વ મંડળી એકે અવાજે બોલી ઉઠી. એ એ, અલ્યા નાસ્તિક ! અધર્મિ વિહા ! છાંનોરે છાંનો. આ આપણા હરદાર કોએ એ ખરૂં, કો બાપજી ! જેહાએ કહ્યું.

વિહા ! તારા જેવા નાસ્તિકોને શું ખબર કે પ્રભુની ગતિ કેવી છે ! પ્રલ્હાદ માટે સ્થંભમાંથા પ્રગટ થયા, ધ્રુવને અચળ કર્યો, નામદેવનું છાપરૂં છાયું, નરસિંહનું સર્વ ગૃહકાર્ય નભાવ્યું, પાંડવોને લાક્ષાગૃહથી ઉગાર્યા, સલ્યાની અહલ્યા કરી, દ્રૌપદીની લજજા રાખી, અને કમાલને સજીવન કર્યો; એટલુંજ નહિં પરંતુ હજારો ભકતોની ભીડ ભાંગવાના દાખલાઓ શાસ્ત્ર પુરાણો અને બીજા ગ્રંથોમાં છે. વિહા ! તારા બોલવાથી તને કોઇ વર્ણસંકરનો સમાગમ થઇ ગયો છે, અને તેથી તું નાસ્તિક દશાને પામ્યો છે. તું શું કરે, ઘણા વિદ્વાનો વિદ્યા ભણી પેટને માટે આ માર્ગમાં ઉતરી પડે છે, અને તેઓ બીજાને કહે છે જો.

" **नस्त्वर्गोनापवर्गोवा नैवात्मा पारलौकिकः** "

અર્થઃ—સ્વર્ગ નથી, નર્ક નથી, આત્મા નથી તેમ પરલોક પણ નથી,

આટલેથીજ તેઓ અટકયા નથી; પરંતુ આગળ વધીને કહે છે.

**यावज्जीवं सुखं जीवेत् ऋणंकृत्वा घृतंपीवेत् ।**
**भस्मी भूतस्य देहस्य पुनरागमनं कुतः ॥**

અર્થ:—જીવતાં સુધી સુખમાં રહેવું ને કરજ કરીને પણ ઘી પીવું, કારણ આ શરીર બળીને ભસ્મ થઈ ગયા પછી તેનો પાછો કયાંથી જન્મ થવાનો ?

આવી રીતે ઇંદ્રિયારામી એક નહિં પણ અનેક માર્ગ છે, અને તે સર્વ વેદ પ્રતિપાદિત સત્ય રહસ્યને ન જાણતાં, અધુરા અધદગ્ધ રહી આડે માર્ગે ઉતરી પડયા છે, અને પરસ્પર કલેશ કરી રહ્યા છે.

**મનહર.**

આર્યના સમાજીઓએ દેશમાં જગાવ્યો જંગ,
વિયોગના નિયોગમાં માથાફોડ માંડી છે;
પ્રતિમાને ફોડવામાં જ્ઞાતિ બંધ તોડવામાં,
શ્રાધને સમેટવામાં બહાદુરી બતાવી છે;
શિવજી જો મરી જાય વૈષ્ણવોને મોજ થાય,
હળા હળ વિષ બીજ હિંદમાં રોપાયાં છે;
વૈષ્ણવોનો વંશ જાય શૈવિયોનું રાજ થાય,
સહુ કોના સત્યાનાશે સ્વામિનાને સારૂં છે.

ખબરદાર વિહા ! હવે પછી કોઇપણ દિવસ, આવી નાસ્તિક વાત કરી તો, તેજ વખત તને આ મંડળીમાંથી દુર કરવામાં આવશે. સરદારે સદુપદેશ આપી કહ્યું.

જેહા વચમાંજ બોલી ઉઠયો. બાપજી ! ઇને હું ખબર છે, એ હુંઠનો કાંકરો લઇ ગાંધી થીઓ છે. એ ઇના જેવા ઘણાએ ભગવાંનને નહિં માંનનારા અમારા ગાંમમાં ભાહુણ કરવા આવે છે. અરે ! એક બાઇડીને અગિઆર ધણી કરવાનું કહે છે, અને રાંડેલીને પરણાવે છે. મેં એક દાડો પૂછયું. માબાપ! તમારા ઘર માં કોઇ રાંડયુ છે. તે ભાહુણ કરનારે કહ્યું. હા, મારી છોડી પંદર વર્ષની બે માસ ઉપર વિધવા થઇ છે. ત્યારે મેં કહ્યું. તેને બીજો ધણી કરાવો ને પછી અમને હુંભળાવો. વિહા ! તેણે મને વેગળે લઇ જઇ કાંનમાં કહ્યું. એ તો કહેવાનું છે કરવાનું નથી. આંધળાઓને અમારી જાળમાં લેવાનું છે. અમે તો પેટને માટે નોકરી કરીએ છીએ, એવું કહી તે ચાલ્યો ગીઓ.

ગમે તેમ હોય, હરદાર બાપજી ! તમે એક ભજનીયું

ગાવ એટલે શંકર બાપજી વચન આપહે; અને ના આપે તો આપણે બધા ઇને જીવ આપીહું. ચાલો બોલો.

### પદ કાફી.

વદો વિષ ધારીરે, ભોળા ભરમાતા નહિ;
આફ્ત વેળા આવીરે, પોકારે દાસ દીન થઇ.
સત્કર્મ કરવામાં અધુરો, પુરો કરવા દુષ્કર્મ;
વિવેક ભકિત વૈરાગ્ય ન જાણું, જાણું ન ધર્મ અધર્મ.
વ્હાલા જાઉં વારીરે—પોકારે દાસ દીન થઇ—વદો૦
ભોળા ભાવથી સ્હાય થઇને, કીધા અસૂર બળવાન;
બાણાસુર દશાનન જેણે, દેવ કર્યાં બંધીવાન.
જન્મ્યા જેને માટેરે, જુવો જુગદીશ હરિ—વદો૦
પાપ પુન્ય જે કર્યાં અતિ તે, મન નવ ધરશો નાથ;
નિજભકત જાણી ઉત્તર આપો, બુડતાં ઝાલો હાથ.
રેવા "શંકર" દયાળુએ, ત્યારે નભ વાણી કરી—વદો૦

ડરથી થરથર ધ્રુજતા મગન અને ચોરોની કર્ણેંદ્રિયોમાં એકાએક આનંદમય વાણિએ પ્રવેશ કર્યો.

જોઓ, તમારી ઇચ્છા પૂર્ણ થશે.

અંતરીક્ષથી આ સુખકર વાણી શ્રવણ કરતાંવત્ ચોરો અને મગન સર્વ હર્ષાવેશમાં બોલી ઉઠયા. હરહર મહાદેવ !

સર્વ આનંદથી નાચવા લાગ્યા. મગન સમજ્યો. વાહ ! શ્રી શંકરે આજે મારી અણીના વખતે રક્ષા કરી છે.

સરદાર બોલ્યો. મહારાજ ! અમારૂં કાર્ય થયા પછી જે વસ્તુ અમને મળશે, તે આપને અર્પણ કરીશું. કહી સર્વ મંડળી સદાશિવનો મહિમા ગાતાં નગ્ર તરફ રવાના થયા.





# પ્રકરણ ૮ મું.

—⁂✿⁂—

## "સ્મશાનમાં જોગણીનું આવાગમન અને કપટશંકરનું પુજન"

માનવીનું ધાર્યું મિથ્યા, ઇચ્છા પ્રભુની પ્રમાણ;
જે તે કરે તેમાં મન, માની લે તારૂં કલ્યાણ.
ચાહે કરે ચક્રવર્તિ, ક્ષણમાં ઉડે નિશાન;
ચાહે હરિશ્ચંદ્ર સરખાને, સેવાવો મસાણ.
ચાહે કરે નાશ ક્ષણે, કુંભકર્ણ સાપાપાણ;
ચાહે હાડપિંજરમાં, શત સાલ રાખે પ્રાણ.
તું જે ધારે સુખ તે છે દુ:ખ, દુ:ખ સુખ ખાણ;
રૂદન છે હાસ્ય, હાસ્યમાંથી મંડાએ મોકાણ.
એ સિધ્ધાંતે ચાલી, કર કાંટા ફુલના બિછાન;
"ધાઇ વિલ બીડન" ખ્રિસ્ત તણા વેણ રામબાણ.



પ્રિય પાઠક ! સન્મુખમાં જોગણીનું ઘર છે, અને તેથી કમૂહુર્તમાં નગ્ર પ્રવેશ કરવાથી કષ્ટ પ્રાપ્તિ થશે. એમ ધારી શિવ શર્ણે રહેલાં મગનને, સુખમાંથી દુ:ખજ મળ્યું. કર્મની ગતિ વિચિત્ર છે, સર્વની દોરી શ્રીપતિને હસ્ત છે, અને સુખ દુ:ખના દોરમાં ગંઠાયલાં જન સમસ્ત છે.

વાંચક ! હવે જરા દ્રષ્ટિને ફેરવવાની જરૂર છે, અને દ્રષ્ટિ ફરતાં બરાબર કંઇ નવુંજ કૌતક દ્રષ્ટિગોચર થાય છે.

આકાશમાંથી ઉતરેલી આશમાની પરી, જાદુ વાળી જોગણી, અને મનુષ્ય માત્રના મનને ભરમાવનારી ભામીનીની, પાછળ,

પાછળ વિજયાનો વિયોગી અને વસંતને માટે જોગી બનેલો, ભોગી ભ્રમર કેસરી, ( નવિનચંદ્ર ) કાળી અંધારી રાત્રીમાં મોહવશ થઇ, આ ભારી ભેદને જાણવાની ઇચ્છાથી ચાલતો હતો.

સાંકડી શેરીઓ અને ગલીઓને રસ્તે, પાણીના રેલાની માફક ચાલતી નવલ મુગ્ધા-નવોઢા વખતે જાહેર રસ્તાઓમાંથી પણ પસાર થતી.

દૈવયોગે કોઇ પહેરગીરનો મેળાપ થઇ જતાં, મુરખાઓને ભુરકી નાખી ભરમાવે, કામીઓને કટાક્ષથી લોભાવે, વજ્ર જેવા કઠીણ હૃદયનાને કામબાણ રૂપ કુહાડાના ઘાથી નરમ બનાવે, અને નજરબંધ કરનાર વાદીગરની પેઠે, તમાસગીરોને અંધ બનાવી હાજી હા કહેવડાવે છે.

જે જે લોકો ( પહેરેગીરો ) માર્ગમાં મળતા તેમની આખમાં ધુળ નાખી, દેખતાને અંધ બનાવી, મર્કટસમ નૃત્ય કરાવી, હાવ ભાવ, વચન અને ધનથી મુંગા બનાવી, ધારેલા કાર્યમાં વિજય મેળવવાને ધસી જતી હતી.

વિચિક્ષણ કેસરી પણ પ્રશ્નકારોને “ બાઇસાહેબની સાથે છું ” કહી, નિર્ભય થઇ હિંમત પૂર્વક માર્ગ કાપતો હતો. ક્ષણ વાર ઉપર જેના મનમાં વસંત વિના અન્ય સ્ત્રીથી, મારે કંઇજ કાર્ય નથી, એ વિચારો દ્રઢ થયા હતા, તે કેસરી સ્ત્રી વિષયને જોતાં બરાબર પ્રતિજ્ઞા ભંગ કરી સ્ત્રીમય બની ગયો હતો.

**किं तद्विषं भाति सुधोपमं ? स्त्री. ॥**

એવો કયો વિષય છે ? કે જે અમૃતની સમાન દેખાય છે?
સ્ત્રી. કે જે જોવા માત્રથી બેભાન બનાવી મુકે છે.

**वसन्त तिलका वृत्त.**

**एताश्चल द्वलय संहति मेखलोत्थ-**
**झङ्कार नूपुर रवाहृत राजहंस्यः ॥**
**कुर्वन्ति कस्य न मनो विवशं तरुण्यो ।**
**वित्रस्त मुग्ध हरिणी सदृशाक्षिपातैः ॥**

અર્થઃ—ઉંચા નીચા થવાથી ખણુખણાટ કરી રહેલાં, વલ-

ચો અને મેખલાના ઝણકારથી, તથા નૂપુરના શબ્દથી, રાજહંસી ઓનું, આકર્ષણ કરનારી સ્ત્રીઓ, બીનેલાં સુંદર હરણીના જેવાં નેત્રના કટાક્ષથી, કોના મનને વ્યાકુળ કરતી નથી ? તાત્પર્ય સ્ત્રીઓ સર્વથા પુરૂષને વશ કરે છે.

સુંદરીની પૂંઠળ પૂંઠળ ચાલતો કેસરી મોહવશ થઇ પ્રેમ પુરાણનો મંત્ર જપતો જતો હતો.

### સવૈયા

અજબ ચીજ છે પ્રેમજ કેવી, પ્રેમ જગત કેરો આધાર;
પ્રેમ દેવ સૃષ્ટિમાં મોટો, પ્રેમજ સહુનો પાલનહાર.
સચરાચર વ્યાપક એ પ્રેમ છે, પ્રેમીને પ્રેમી મહેમાન;
પ્રેમ પંથના ગ્રંથ તપાસો, જગમાં પ્રેમ તણું તોફાન
કૃષ્ણ કાજ ઘેલી બીજ નારી, પ્રેમ બંસી વાગી ભારી;
પતિ પુત્ર ત્યાગિને ચાલી, હતી રેન જો અંધારી.
વિદુર ઘેર ભાજી આરોગી, ત્યાગ્યાં કૌરવનાં પકવાન;
પ્રેમ પંથના ગ્રંથ તપાસો, જગમાં પ્રેમ તણું તોફાન.
વિદુર પત્નિએ વ્હાલ કરીને, ગર્ભ તજી છોડાં દિધાં;
પ્રિતમજીએ પ્રિત નિહાળી, અમૃતસમ માની લીધાં.
મરી ગઇતી મદાલસા તે, થઈ જીવતી એ એંધાણ;
પ્રેમ પંથના ગ્રંથ તપાસો, જગમાં પ્રેમ તણું તોફાન.
ધ્રુવ, પ્રલ્હાદ, સુદામા ઉપર, પ્રેમ પરિક્ષાનો ઉપકાર;
હુંડી સ્વીકારી નરસૈંયાની, મોશાળાની પુરી થાળ.
લગ્ન પ્રસંગે પણ પધાર્યા, કમળા સાથે શ્રી ભગવાન;
પ્રેમ પંથના ગ્રંથ તપાસો, જગમાં પ્રેમ તણું તોફાન.
લાખાથી રાખ્યા પાંડવને, પાંચાળીનાં પૂર્યાં ચીર;
હાંકયો રથ અરજુનનો હાથે, શરમ તજીને સ્યામ શરીર.
હતી ઉકળતી તેલ કડા ત્યા, થયો સુધનવા પુષ્પ સમાન;
પ્રેમ પંથના ગ્રંથ તપાસો, જગમાં પ્રેમ તણું તોફાન.
મીરાં મન મોહન શું માન્યું, શિર પટકયું રાણે સોવાર;
ઝેર કટોરા અમૃત કીધા, પ્રેમ થકી રીઝયા કિરતાર.
પસ્તાવામાં પડયો રાણોને, મળ્યા મીરાંને શ્રી ભગવાન;
પ્રેમ પંથના ગ્રંથ તપાસો, જગમાં પ્રેમ તણું તોફાન.
નથી નિપજતો વાડે ઘાટે, નથી મળતો દોશી હાટે;
પ્રેમ પૂર્ણ બગીચે મળતો, નથી હીરા મોતી સાટે.
રેવા પ્રેમની કિંમત ઝાઝી, કેસરી ભવ ભટકે હેરાન;
પ્રેમ પંથના ગ્રંથ તપાસો, જગમાં પ્રેમ તણું તોફાન.

પ્રેમ ગીતની પૂર્ણાહુતિ થઇ, કેસરીની વૃત્તિ જરા બદલાઇ ચો તરફ નિર્ધાહ કરતાં માલુમ પડયું કે, પોતે એક ભયંકર લાગતા સ્થાન ( સ્મશાન ) માં શિવાલય પાસે આવી પડયો છે.

કરમાં દિપક લઇ આવેલી આ જાદુગારી સ્ત્રીએ ઝટ શિવાલયમાં પ્રવેશ કર્યો. કાળી અંધારી રાત્રિ ખરેખરા વિરનરોને પણ કંપાવે તેવું સ્થાન છતાં તારૂણી નિર્ભય થઇ શિવાલયમાં ગઇ.

કેસરીએ ચો તરફ દ્રષ્ટિ ફેરવી, એક વૃક્ષ ઉપર ચઢી શિવાલયની જાળીમાંથી સર્વ કૌતક જોવા વિચાર કર્યો. વૃક્ષ શાખા છેક શિવાલયની જાળી સુધી ગઇ હતી, અને તેના ઉપરથી સ્પષ્ટ દેખાશે તથા શ્રવણ થશે એમ ધારી કેસરી વૃક્ષ શાખા પર ચઢી ગયો.

કામિની ક્રમે ક્રમે કદમ ઉપાડી કપટશંકર સન્મુખ ગઇ.

" અંધારી રાતમાં તલ કાળા, લે વાણીયા તારાને તારા. "
એ કહેવત પ્રમાણે પેલા આપણા મગન મહારાજ ( કપટશંકર ) ચોર કાકાની સ્વારી જતાં બહાર નિકળવાની તૈયારી કરી રહ્યા હતા. એટલામાં વળી આ નવિન ધાડ તેમની દ્રષ્ટિએ પડી.

તર્તજ હિમતનાં હથિયાર ખીંટીએ ભેરવી દીધાં, અને જોશીજીના ચર્ણ થરથર કંપવા લાગ્યા.

ઓ ભોળાનાથ ! ઓ શંકર !! ઓ પ્રભુ !!! વળી આ શી આફત ! ચોરના ભયથી મૂકત કરી આ જોગણીના ખપ્પરમાં સોંપવા ધાર્યું છે કે શું ? મારા જોએલા પ્રશ્નથી હુંજ જોગણીના મુખમાં જવા બેઠો છું. અરે રે ! આવું વિપરિત શાથી થયું હશે ! આ તે જ્યોતિષ જુઠું, કે હું જુઠો—કે મારા ગણિત માં કંઇ ભૂલ છે. નારે ના ! મારામાં ભૂલ નથી, કારણ બે ત્રણ વાર હું ફરી ગણી ચુકયો છું.

જ્યોતિષ ખોટું છે. અત્યાર સુધી મારી શ્રદ્ધા હતી; પરંતુ હવે હું તેને બીલકુલ માનતો નથી.

વસિષ્ટજીએ રાજ્યાભિષેકના આપેલા શુભ મૂહુર્તમાંજ શ્રી રામ—રઘુનાથને વનવાસ પ્રાપ્ત થયું હતું, અને એવા બીજાં અનેક દાખલા પુરાણોમાં મળી આવે છે, માટે હવે હું જ્યોતિષને બીલકુલ માનતો નથી. પ્રારબ્ધજ સત્ય છે, અને પ્રારબ્ધ પ્રમાણેજ સંયોગ—વિયોગ અને સુખ—દુઃખ મળે છે.

वैद्या वदन्ति कफ पित्त मरुद्विकारान् ।
ज्योतिर्विदो ग्रह गतिं परिवर्तयन्ति ॥
भूताभिषङ्ग इति भूतविदो वदन्ति ।
प्राचिन कर्म बलवन्मुनयो वदन्ति ॥

અર્થઃ—વાત, પિત્ત અને કફનો વિકાર થયો છે, એમ વૈદ્ય કહે છે, અને જોશી લોકો ગ્રહ નડે છે એમ કહે છે. પિશાચ મંત્ર જાણનાર ( ભૂવા ) કહે છે કે ભૂત વળગ્યું છે, અથવા નડે છે, ત્યારે મુનિ–ઋષિ લોકો કહે છે; એ પૂર્વકર્મનું ફળ છે.

વસંત તિલકા

વૈદ્યો મરૂત કફ પિત્ત વિકાર કે' છે,
જોશી કહે ગ્રહ ગતિ વિપરીત એ છે;
કે' છે ભૂવા ભૂત પિડા ભ્રમમાં ભમાવી,
પ્રાચીન કર્મ બળીયું મુનિ કે' મ્હલાવી.

એક પીડા જતાં પહેલાં બીજી તૈયાર છે, મિત્રોનો વિયોગ અને આ ભય, રોગ એ સર્વ માત્ર પ્રારબ્ધનોજ વેગ છે.

કર્મ ન મુકે કોયને, હિકમત કરો હજાર;
અર્જુનસમ અકડી ગયા, ધનુષ્યના ધરનાર.

માટે હવે તો સર્વના અંતર્યામી શ્રી સદાશિવની પ્રાર્થના કરવી, એ સિવાય અન્ય કોઇ ઉપાય સુખકર નથી. કહી મગને શિવની પ્રાર્થના કરવા માંડી.

હે શંકર ! આ જોગણીની સ્વારી શા માટે પધારી છે ? કૃપા કરી આપ આ કાળમુખી–ખપ્પર ભરનારીને અત્રેથી ઉપાડી કોઇ નિર્જન સ્થાનમાં મુકી મને દુઃખમાંથી મુકત કરો.

મગન કાળી અંધારી રાત્રિમાં શિવલિંગને બાથ મારી, માર્કંડેય ઋષિની પેઠે આંખો ફાડી ફાડી ચોતરફ વારંવાર નિહાળી આ જાલિમ જોગણીના પંઝામાંથી મુકત થવાને પ્રાર્થના કરી રહ્યો હતો.

ચપળ નેત્રવાળી, ચતુર પુરૂષોના ચિત્તને હરનારી, રૂપસુંદરીઓને શરમાવનારી, કાળી અંધારી રજનીમાં, રાજભુવન છોડી વિકટ વનમાં ફરતી, ન કોથી ડરતી, વિચાર મહાસાગરના તરંગો ઉપર સ્વછંદે ગમન કરતી ચકોરી, ગુમ થયેલા ચન્દ્રને માટે શ્રી શંકર સન્મુખ પૂરીઆદ કરતી હોય, તેમ દિન વાણીથી કરગરવા લાગી. બંને હોઠ ફફડાવી બરબડવા લાગી, વારંવાર મુસ્તકને નમાવવા લાગી, અને મનના ઉભરાઓને બહાર કાઢી કોકિલસમ મિષ્ટ–મધુર અવાજથી સ્વદુઃખ વૃત્તાંતનો પાઠ શ્રી શંકરને સંભળાવવા લાગી.

પ્રભુ ! દયાળુ ! ! કૃપાળુ ! ! ! હું અતિ દુઃખીઆરી છું, મારી અરજી શ્રવણ કરો, દયા આવે અને નિર્દોષ ઠરૂં તો શેરો કરજો.

મ્હારી જન્મદાતા માતા ! મ્હારી વ્હાલી માતાએ જન્મ આપી સ્વલ્પ સમયમાં મારૂં લગ્ન કરી નાંખ્યું. જે સમયે મને બોલતાં ચાલતાં પણ પુરૂં આવડતું નહોતું; એટલુંજ નહિં પણ મને મનુષ્ય કે પશુમાં શું ભેદ છે ? તે પણ ખબર નહોતી.

પ્રભુ ! આ બાળ લગ્ન રૂપ બલાએ મને બાળી મુકી છે. હા ! ધિક્કાર છે તે માતા પિતાને, કે જેઓ પોતાની વ્હાલી ગરિબડી ગાય જેવી દીકરી–કન્યાઓનાં બાળપણમાં લગ્ન કરી લ્હાવા લે છે, ધુળ પડો એમના જીવતરમાં, અગ્નિ ઉઠો એમના લ્હાવામાં, કયાં શાસ્ત્ર રીતિનાં લગ્ન, અને કયાં આ ઢીંગલા ઢીંગલીઓની મોકાણ !

પ્રૌઢા થઇ પાર્વતી અહો, શિવ સાથે વરિયાં;
પ્રેમ નેમ સમજી સીતા, રામને અનુસરીયાં.
દમયંતિને દ્રૌપદી, પાકાં થઇ પરણ્યાં;
વિવાહ ચરિત્ર જેનાં રૂડાં, કવિઓએ વરણ્યાં.
ચાલ સ્વયંવરનો રૂડો–ચાલતો અટકાવી;
રે ! કોણે પાછળ થકી, સૃષ્ટિ ભટકાવી !
સ્વાર્થ આગે શિશુ–સુખનો, નથિ કરતાં વિચાર;
અનિષ્ટ નીપજેથી અરે, ઠાલી કરતાં પોકાર.
લહાવો લેવાની લાલચે, લાલ લઘુવય કેરા;
પરણાવી પશ્ચાતાપમાં–નાંખે દુઃખ ઘેર્યા !

ભોળાનાથ ! શંભુ ! ગૌરિપતિ ! આપ સર્વના અંતર્યામી છો, આપને કહેવા જેવું કંઇજ નથી, તો પણ હું દુઃખમાં ઘેરાયલીની અરજી સાંભળી દયા કરો, અને મને અભય વર આપો.

મારી સ્વર્ગસ્થ માતા અને હાલ મારી દરકાર ન કરનાર, મારા પિતાએ મારૂં લગ્ન છેક બાલ્યાવસ્થામાં કર્યું; એટલે "ઢીંગલીના વિવાહમાં ધુળનો કંસાર" એ કહેવત પ્રમાણે અમારા બાળ લગ્નમાં અમને ધુળનોજ સ્વાદ મળે છે.

મારી વ્હાલી માતા મારૂં લગ્ન કર્યા બાદ, સ્વલ્પ સમયમાં મર્ણ મુખમાં સપડાઇ ગઇ, અને મારા પિતા ફરી લગ્ન કરી તે મ્હારી નવી માતાની મોહ જાળમાં ફસાયા, દયાળુ દેવ ! હું એકલી માત્ર નિરાધાર, દુઃખી અને કર્મહિન રખડતી રહી છું.

પશ્ચાત્ મારા સ્વસુર અને મારા પિતાજી, માંધાતા સાથે લગ્ન કરી અનાદર કરી ગયેલી પૃથ્વિને માટે પરસ્પર લડી રણ-સંગ્રામ કરી એક બીજાના વિરોધી બન્યા.

"જર જમીન ને જોરૂ,
એ ત્રણ કજીયાનાં છોરૂ."

એ કહેવત મુજબ મારા સસરાએ આ જમીન-રાજ હદ સંબંધીની તકરારમાં, મને નિર્દોષને નહિ તેડવાને પણ કર્યું અને ઉમર યોગ્ય થયા છતાં હજુ સુધી મારા તરફ, પત્ર સરખો એ લખ્યો નહિં.

મારા પતિ પુખ્ત ઉમરના થયા હશે ! અરે રે ! હું તેમને કેવી રીતે મળી શકું ? આટલું બોલતાં તારૂણિનાં નેત્રોમાંથી અશ્રુ ધારા ચાલી, અને અશ્રુથી ભિંજાતી પ્રાર્થનાના કરૂણામય શબ્દો ક્રમે ક્રમે બહાર પડવા લાગ્યા.

મેં તો હું પતિત આપ પાવન પતિત નાથ,
પાવન પતિત હો તો પાતક હરોઇગે;
મેં તો મહા દીન આપ દિનબંધુ દિનાનાથ,
દીનબંધુ હો તો દયા જીમે ધરોઇગે;
મેં તો હું ગરીબ આપ તારક ગરીબનકે,
તારક ગરીબ હો તો ગિરત બરોઇગે;
મેરી કરણિપે કછુ મુકર ન કીજે કહાન,
કરૂણાનિધાન હો તો કરૂણા કરોઇગે.

પોતાની ભુલને ન જોનાર મારા પિતાએ, આ કાર્યમાં મનેજ અભાગી ગણી, મારા ઉપરની પોતાની પ્રિતી કમી કરી નાંખી, સંતતીને માટે ફરી લગ્ન કર્યું.

આ મારાં નવાં માજી સુધરેલાં હતાં. સુધારામાં તેમનો નંબર પહેલો હતો, એટલુંજ નહિ પરંતુ સ્ત્રી સુધારક સભાનાં તેઓ પ્રમુખ હતાં, તેમની આવી કીર્ત્તિ જાહેર પેપરો મારફતે વાંચી મારા પિતાએ તેમના ઉપર મોહિત થઇ તેમનું પાણીગ્રહણ કર્યું હતું.

તેમને રણવાસમાં રહેવું ગમતું નથી, નાચ-પાર્ટિઓમાં અને જાહેર મેળાવડાઓમાં તેઓ છુટથી ભાગ લે છે. બીજા રાજા મહારાજાઓમાં તેમના સંબંધી ભારે ચર્ચા ઉઠી છે, છતાં તેમને કોઇની દરકાર-પરવાજ નથી.

મારા પિતાજી રાજ-કાજ અને લાજ છોડી, તે મારાં સુધરેલાં માતાજીના તાબેદાર થઇ રહ્યા છે.

મારા ઉપર તેમની સંપૂર્ણ ઇર્ષા છે. એટલુંજ નહિ પણ કોઇ કોઇવાર તો મને હેરાન કરવાને, ખાતર તેઓ કંઇ નવાં નવાં પ્રપંચો રચે છે. પરંતુ સાચાનો બેલી શ્રી હરિ છે, તેથી હું તે તે કષ્ટકારક વાદળાંઓથી મુકત થઇ જાઉં છું.

કાચા કાનના મારા ભોળા પિતાને ભરમાવી, મને દુઃખસાગરમાં ડુબાવી દેવાને મારી નવી માતાએ ભગિરથ પ્રયત્ન આરભ્યું છે.

કોઇ પ્રસંગમાં મારા પરમ પૂજ્ય પિતાજી મને એકાંતમાં મળે છે, ત્યારે મારા ઉપર તેઓ ઘણા પ્રેમની લાગણી દર્શાવે છે. અને મને મુખ માગી વસ્તુઓ આપે છે, પરંતુ જયારે તેઓ મારાં નવાં માતાજી સાથે હોય છે, ત્યારે તેમનો પ્રેમપટ બદલાઇ જાય છે.

ગૌરિ પૂજન, સોમ પ્રદોશ અને શિવરાત્રિ વિગેરે વૃત પાળવામાં મેં કચાસ રાખી નથી. હે સદાશિવ ! સદા તમારૂંજ ધ્યાન ધરૂં છું, છતાં તમે જેને બાળી ભસ્મ કર્યો છે, એવો જે કામ-મદન તે છુપી રીતે મને બાણ મારી ઘાયલ કરી રહ્યો છે. કહો હવે આપના સિવાય મને કોણ ઉગારે ?

પ્રભુ ! જમીન ઉપર ચટાઇ પાથરી શયન કરૂં છું, ત્યાં પણ એ મગરૂર મદન આવી લાતો અને પાટુઓ મારે છે, શિ-

ચાળામાં અગ્નિની પેઠે બાળે છે, ચોમાસામાં તાપથી તપાવે છે, અને ઉષ્ણુકાળમાં વિયોગ વેદના-પીડા અને મદનના કીડાઓ ચટકા મારી રડાવે છે, આંસુડાં ટપકાવે છે, મનને ધડકાવે છે, અને અશ્રુપાત કરાવે છે. મોટા મહારથીઓનાં માન મુકાવે, મહર્ષિઓનાં ભાન ભુલાવે અને વિદ્વાનોને વાયલ બનાવે એવા કઠીણ કપરા કામદેવ સ્હામે મ્હારૂં અબળાનું શું ગજું ?

**शार्दूल विक्रीडित वृत्त.**

**विश्वामित्र पराशर प्रभृतयो वाताम्बुपर्णाशना-**
**स्तेऽपि स्त्रीमुख पङ्कजं सुललितं दृष्ट्वैव मोहं गताः ।**
**शाल्यन्नं सघृतं पयोदधियुतं भुञ्जन्तिये मानवा-**
**स्तेषामिन्द्रिय निग्रहोयदिभवे द्विन्ध्यस्तरेत्सागरम् ॥**

**भर्तृहरि.**

અર્થઃ—વિશ્વામિત્ર અને પારાશર પ્રભૃતિ ઋષિઓ કે જેઓ વાયુ, જળ અને પાન ખાઇ નિર્વાહ કરતા હતા, તેઓ પણ સ્ત્રીનાં સુલલિત મુખકમળ નિરખીને મોહ પામ્યા છે, ત્યારે જે મનુષ્યો ઘી, દૂધ, દહીં અને ભાત ખાય છે, તેઓની ઇન્દ્રિય નો નિગ્રહ થાય તો વિન્ધ્યાચળનો સાગર તરવા જેવું છે; એટલે જેમ વિન્ધ્યાચળ પર્વતે સમુદ્ર તરવો દુર્ઘટ છે, તેમ મનુષ્યોએ ઇન્દ્રિય નિગ્રહ કરવો દુર્ઘટ છે.

કંકર પથ્થર ખાત હે, વાકો ઉપજત કામ;
ઘી સક્કર જો ખાત હે, ઉનકા જાને રામ.

અખિલેશ્વર ! દયાઘન ! અભય દાતા ! આપના સ્હામે મ્હારી સાચે સાચી અરજી રજુ કરી છે, ધ્યાનમાં આવે તેવો ફેંસલો આપો.

એક તરફથી મદન ધક્કા મારી ધર્મ ભ્રષ્ટ કરવા યત્ન કરે છે, ત્યારે બીજી તરફથી સદબુદ્ધિ પાતિવૃત્ય ધર્મપર અડગપણે રહેવાને આગ્રહ કરે છે. તેમ અમારો સ્ત્રીઓનો ધર્મ પણ અમને એજ સૂચવે છે.

मनो वाक्कर्मभिः शुद्धापत्यादेशानु वर्त्तिनी साभार्या ॥

व्यास संहिता.

અર્થઃ—ભાર્યા તેજ છે કે જે મન, વાણી તથા કર્મથી શુદ્ધ વર્તનવાળી હોય તથા પતિની આજ્ઞા પ્રમાણે વર્તનારી હોય.

विशीलः कामवृत्तोवा गुणैर्वा परिवर्जितः ।
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत् पतिः ॥

मनु ५—१५४.

અર્થઃ—પોતાનો પતિ સદાચાર રહિત હોય, કામિ હોય, અથવા ગુણ રહિત હોય, તો પણ સાધ્વી સ્ત્રીએ સર્વદા દેવની પેઠે પૂજા કરવી જોઇએ.

શ્રી વ્યાસ નારાયણ ભગવાન તથા શ્રી મનુ ભગવાન; એમનાં વચનો પ્રમાણે વર્ત્તવાને મેં દ્રઢ નિશ્ચય કર્યો છે, તો પણ તેમાં આપની સહાયની જરૂર છે.

વિશ્વાસે વળગી રહી, ત્રીકમ રાખો ટેક;
આગે હિંમત આદરી, મન ધારૂં વિવેક.

ભોળાનાથ ! અનેક વાર આવી અરજીઓ કરી થાકી ગઇ, બાધા, આખડીઓ અને પૂજા સામગ્રીઓ સમર્પિ નિસાસા નાખી રહી, જોશીઓને પૂછી પૂછી જીભડી ઘસાઇ ગઇ, તો પણ મનાશા પૂર્ણ ન થઇ, દુઃખદ સ્થીતિ ન ગઇ અને પ્રાણનાથની ખબર કોઈએ ન કહી. માટે આપના શર્ણમાં આવી હવે મુસ્તક મુકયું છે. ન્હાય હસતા વદને ઘેર મોકલો યા આપના શર્ણમાં ( સ્ત્રી હત્યા ) લો, હવે તો એ માર્ગજ મને સુલભ લાગે છે.

સ્હાય થાઓ, હુવે ગરીબ નિવાજ, આ અજમાવ્યો છે છેલ્લો ઇલાજ, ઉડી ગયાં સૌ સુખનાં સાજ, દેહ તજીશ તો જાશે તમારી લાજ, માટે જાણો બાળકીની દાઝ, આશિર્વચન આપો મહારાજ, બાંધી આપો સુખની પાઝ, ડુબાવી દ્યો દુઃખનું ઝહાજ, કરો કરગરતી કામિનીનું કાજ, અને બળતી બાળાની રાખો લાજ.

કૃપાનિધી ! આ વિપત્તિ વાદળમાંથી આપના વિના કોણુ બચાવશે ? કૃપા કરો ! અને આપજ અભય વર આપો.

વસંત તિલકા.

વિપત્તિ સર્પણીઓનું વિષ ઉતારવાને,
ધારી જડી ધીરજની શિર શુદ્ધ જ્ઞાને;
કાલાનુસાર કરવાં કૃત લાજ મેલી,
જેથી વિનાશ્રમ મુકાયજ દુઃખ ઠેલી.

અનાથના આધાર ! વિશ્વંભર ! પ્રભુ ! વિપત્તિના સમયમાં ધીરજરૂપી આ જડી હસ્તમાં ગ્રહી, મધ્ય નિશાએ રાજ મહાલય ત્યાગી નિર્ભય થઇ આવી છું. તેથી શું હું અધર્માચરણુ કરવા પ્રવૃત્ત થઇ છું ? ના કદીજ નહિં.

ભુજંગી છંદ.

હરિશ્ચંદ્ર ભૂપાળને શિર જ્યારે,
વિપત્તિ પડી કીધું તેણે શું ત્યારે;
તજી માન સૌ ભંગી દાસત્વ કીધું,
સમો ગાળિ તે રાજ્ય રૂડેરૂં લીધું,

પ્રભુ ! સંકટમાં સપડાયલી હું આપની પાસે અન્ય કંઇજ યાચતી નથી. હરિશ્ચંદ્રને સ્મશાનમાંથી પ્રભુએ તેનું ગયેલું રાજ્ય માન્યસહ પાછું આપ્યું, તેજ પ્રમાણે મને પણ સ્મશાનમાંથી મારૂં ગયેલું રત્ન, મારા નાથ, મારા પ્રાણ, કે જેમને માટે ઉઠાવવું પડયું છે આ સર્વ તોફાન, તે મને જલ્દી મેળવી આપો, એ મારી અરજીનો મુદ્દો છે. કહી ઉત્તરની રાહ જોતી રામા ક્ષણુ વાર વિરામી.

પ્રિય વાંચક ! આ આસમાનમાંથી ઉતરેલી પરી તે કોણ? એ આપના ધ્યાનમાં સહજ આવી ગયું હશે !

તે આપણી વાર્તાના નાયકને દિવાનો બનાવનાર, રાજ તજાવી વનવાશી બનાવનાર, અને ભટકાવી ભટકાવી ભ્રમણાને ચગડોળે ચઢાવનાર તેની પ્રિયા, ધર્મ પત્ની, વિવાહિત સ્ત્રી શાણી વસંતસેનાજ છે.

ક્ષણવારમાં શાંતિ ગ્રહણ કરતાં જ્યારે પ્રતિ ઉત્તર કે અભયદાન ન મળ્યું, ત્યારે શોકાતુર થઇ કરૂણાજનક શબ્દોથી કરગરતી બાળા બોલી ઉઠી.

ત્રિપુરારી ! આપ જ્યારે પ્રતિ ઉત્તર આપતા નથી, ત્યારે હવે મારે કોના શર્ણમાં જવું ?

ગત પરમ દિવસે શ્રૃંગી ઋષિ જેવા બ્રહ્મવેત્તા પરમહંસ મહારાજે મને કહ્યું હતું કે, સ્મશાનમાં શિવાલય છે, ત્યાં સોમવારે મધ્ય નિશાએ જઇ પ્રાર્થના કરશો તો શ્રી દયાળુ સદાશિવ શંકર લગ્ન સંબંધવાળો તમારો પતિ તમને મળશે; એવું અભયદાન ગૌરિપતિ આપશે, એ વાત શું ખોટી પડી !

એવા ત્રિકાળ દર્શિ-જ્ઞાની મહાત્માઓનાં વચન ખોટાં પડે જ નહિં, ખોટું કહેવાનું તેમને કંઇ કારણ હોય એમ પણ જણાતું નથી, કારણ રાજ, ધન, સ્ત્રી અને પૃથ્વિ એટલુંજ નહિં; પરંતુ દ્રશ્ય પદાર્થ માત્ર ઉપર તેમને પ્રિતી-મોહ નહોતો; એ તેમનાં વ્યાખ્યાનોથી સ્પષ્ટ સમજાતું હતું.

ગત રોજ એક ગૃહસ્થ સ્ત્રી સાથે બળાત્કાર કરવાના ગુન્હા માટે, એક પરમહંસ મહાત્મા જેલ જાતરામાં સિધાર્યા છે, એ વાત શું ખરી હશે !

અરે ! ભલેને ખરી હોય; પરંતુ તેજ મહાત્માનું આ કાર્ય છે કે કોઇ બીજાનું ? એ બરાબર તપાસ્યા સિવાય એકદમ જડજમેન્ટ ઘડી કાઢવું એ સદ્દબુદ્ધિવાનને છાજતું નથી.

લોકો મૂર્ખ છે, ખરા ખોટાની તેમને પરીક્ષાજ નથી ! દુનિયાં વિચિત્ર છે !

" દેખો દુનિયાં એસી અનાડી,
પાળે ઉસ્કો કહેવે વાડી;
વ્હાડે ઉનકો કહેવે પાળી,
ચલતી ઉસ્કો કહેવે ગાડી;
દેખો દુનિયાં એસી અનાડી. "

ભકતને અને જગ્તને વેર છે, જ્ઞાની અને અજ્ઞાનીને વેર છે, ધનવાન ને નિર્ધનને વેર છે, ગુણકા ને સતિને વેર છે; માટે લોકો ભલે ગમે તેમ બોલે ! સાક્ષાત પરબ્રહ્મ સ્વરૂપ જે

મહાત્મા તેમને એ દુષ્ટ વાસનાજ કયાંથી પ્રગટે ? વસંતસેના નિડરપણે છેક જળાધારી પાસે જવા લાગી, પવનના ઝપાટાથી સુવર્ણ થાળમાંનો રત્ન દિપક નષ્ટ થઇ ગયો, એક દિવાસળી વધુ પાસે રાખી હતી તે પ્રગટાવી. મગનના ભયનો પાર રહ્યો નહિં, જરા ઉંચા થઇ તેણે ઝટ તે દિવાસળીને પુંક મારી બુઝાવી નાંખી.

વસંત સમજી આ શિવ મંદિર છે, અને દિવાસળી બુઝાઇ જવામાં મુખ્ય કારણ અત્રે વસતા સર્પાદિનો પુંફાડોજ છે; પરંતુ તે ક્ષત્રિકુમારી તેથી ડરી નહિં.

હાથમાં જળની ઝારી લઇ, શંકરના ઉપર તે જળને મંત્ર યુકિતથી જય સદાશિવ ! સદાશિવ ! ભોળાનાથ વિગેરે ઉપનામો થી અભિષેક કર્યો.

ભોળાનાથમાં કંઇક ભેદ સમજાયો, શિવલિંગપર હાથ ફેરવતાં તેમના મુસ્તક ઉપર બાલ દેખાવા લાગ્યા, નાસિકા, કર્ણ, ચક્ષુ અને બીજા અનેક વિચિત્ર ચિન્હો જણાવા લાગ્યાં, તેથી ભય પામી ઝટપટ પૂજન ક્રિયાથી પરવારી, નૈવેદ્ય ધરાવી પ્રભુ ! મને આ મહા દારૂણ દુઃખમાંથી મુકત કરો અને મારી રંક નિરાધાર બાળકીની અરજી ઉપર સહિં કરો. એવી નમ્ર પ્રાર્થના કરી વસંતસેના દ્વિભૂજ જોડી ઉભી રહી.

શિવલિંગને બાથ મારી અંધારામાં છુપાઇ ગએલો મગન, કે જેના ઉપર શિતળ જળથી અભિષેક કરવામાં આવ્યો હતો, તે ભયથી તથા શિયાળાની રજનીમાં શિતળ જળના સંયોગથી થરથર કાંપી રહ્યો હતો.

મગનને આ ભેદમાં કંઇ સમજણ પડી નહિં; કારણ વસંતે કેટલીએક વાર જરા જોરથી જે શબ્દો કહેલા, તે મગન તથા બાજુમાં વૃક્ષારૂઢ થયેલો કેસરી એ બંને એ શ્રવણ કર્યા હતા; પરંતુ આ અરજીનો ઘણો ખરો ભાગ રડતા હૃદયથી કહેવામાં આવ્યો હતો, એટલે મગન તથા કેસરી એ બંનેને સત્ય વસ્તુનું સંપૂણ જ્ઞાન થઇ શકયું નહિં; પરંતુ ઉલટી રીતે તેઓ વધુ ભ્રાંતિમાં પડયા, પરંતુ અંતર્યામી આ આદેશોને સમજી ગયા; કારણ તે આર્ત ભકતોથી દૂર નથી.

નયના ! તું મત રોઇયો, એ રોના કયા કામ ?
તેરો ભિત્તર રોય તો, સબ સમજેગો રામ.

રડતી રામાના હૃદયમાં રમી રહેલા રામ, શંકર, કે હરિ પ્રભુએ પ્રત્યક્ષ રૂપે નહિં; પરંતુ મગનની જીભ્હાએ વસી વસંત સેનાને ઉત્તર આપ્યો.

અંધારી રાત્રિમાં ઠંડથી ધ્રુજતો, ઠંડા જળથી ભિંજાયલો, મગન ગમે તે પ્રકારે આ બલા વિદાય થઇ જાય તો ઠીક, એવા વિચારથી બોલ્યો,

અભયદાન ! બેટા ! ઝટપટ તારા નિવાસે ચાલી જા, કાલે તને ત્હારો પતિ મળશે !

મહારાજ ! કયે વખતે અને કયાં મળશે ? અધિરી વસંતે પ્રશ્ન કર્યો.

બે ફીકર રહે બેટા ! કાલે સાંજે પાંચ વાગે કુસુમવાટિકા માં મળશે, જા જલ્દી રવાના થઇ જા. મગને ડરતા દિલથી વરદાન આપ્યું.

જય શંકર ! જય ભોળાનાથ ! ખમા મારા પ્રભુને વિગેરે વચનો વદતી વસંત આનંદસાગરમાં મ્હાલતી હર્ષિત થઇ બહાર નિકળી અને સ્વસ્થાન પ્રતિ ગતિ કરી.

જોશીજીનો જીવ જરા નીચે બેઠો, પરંતુ ભિંજાયલાં વસ્ત્રથી ધ્રુજારો વૃદ્ધિ પામતો હતો.

કેસરી આ જાદુઇ પુરાણ શ્રવણ કરવાને માટે વિજયાનો ત્યાગ કરી આવ્યો હતો; પરંતુ તેમાં તેને નિરાશ થવું પડયું છે, એ પ્રથમ કહેવાઇ ગયું છે. તો પણ તેનો ફેરો છેક નકામો ગયો નથી. “ કાલે સાંજે પાંચ વાગે ત્હારો પતિ તને કુસુમવાટિકામાં મળશે. ” એ શબ્દો બરાબર તેની શ્રવણેન્દ્રિયે ગ્રહણ કર્યા હતા.

જરૂર કાલે પાંચ વાગે કુસુમવાટિકામાં જવું, એ નિશ્ચય પર આવી ઝપાટાબંધ જતી વસંતની પૂંઠળ પૂંઠળ કેસરીએ ચાલવા માંડયું, અને એક પછી એક બંનેએ નગ્રમાં પ્રવેશ કર્યો.

આંખો ઉપર પડેલું ચંદન અને ચોખાને ખંખેરી, મગન જોગણીને જતી ભાળી જરા ટટાર થયો, અને શ્રી શંકરની પ્રાર્થના કરવા લાગ્યો.

હે ભોળાનાથ ! શંભુ ! સદાશિવ ! જોગણીનું ઘર સામું છે, માટે નગ્રમાં ન જવું; કારણ જવાથી દુઃખની પ્રાપ્તિ થશે, એ

વિચારે મેં મિત્રોનો વિયોગ સહન કર્યો, અને મિત્ર ધર્મ બજાવવામાં હું પાછો પડયો, તો પણ દુઃખ તો આવ્યુંજ !

પ્રભુ ! તે દુઃખમાંથી આપના સિવાય કોણ ઉગારી શકે ! પ્રથમ ચોર દર્શન અને તેમના નિશ્ચય સામે આપની મારા ઉપર કૃપા , પશ્ચાત્ જોગણીનું આવવું, અને તેનાં વિચિત્ર વચનો વખતે આપના હુકમ પ્રમાણે બોલતાં મહા સંકટમાંથી મુકત થવું; આ સર્વ આપની કૃપાનુંજ પરિણામ છે. ખરેખર શ્રી હરિ જેનો રક્ષક છે, કાળ તેને શું કરી શકનાર છે !

**કાફી, તાલ દીપચંદી.**

વીરા કોઈથી વળેના વાંકો વાળ,
' રામ રાખે તેને કોણ ચાખે '......વીરા૦ ટેક.

શિરપર કંઇક શત્રુઓ ગાજે,
વાઘ સમા વિકરાળ,
કરે આળ પંપાળ ભલેને,
ફૂટી મરે કપાળ,
ઊંધાં પડે, સીધાં દાવ નાખે......વીરા૦

રૂઠયો હોય રાજા મંત્રિ કે,
ખુદ ભૂપતિ ભૂપાળ,
કરી શકે શું કોઇ જેહનો,
રામ સમો રખવાળ,
કાળને તે દાબી ફરે કાખે......વીરા૦

પારધીએ નિજ બાણ ચઢાવી,
નાંખ્યું સિચાણાને સાલ,
તીર વછૂટી બાજને વાગ્યો,
ડસતાં વિષમય વ્યાળ,
મારનાર મુવા જોતા આંખે.....વીરા૦

હરિ સ્હાય તો કરી શકે શું ?
અરિ કાળ કંગાલ,
રણ ભૂમિમાં નિર્ભય સૂતાં,
મનમાં જરી ન ફાળ,
ફરી ફરી " ઓનવર્ડ " ભાંખે.....વીરા૦

નર બચ્ચો થઇ નિડર ફર્યા કર,
ફાડી નભ પાતાળ,

જોઇએ ત્યાં જા શ્રીહરિ સાથે,
કરનારો સંભાળ,
શાસ્ત્ર વચન, સૂરજની સાખે......વીરા૦

**अचिन्तितानि दुःखानि यथैवायान्ति देहिनाम् ।**
**सुखान्यपि तथा मन्ये दैवम त्रातिरिच्यते ॥**

**हितोपदेश २०३.**

અર્થ:—જેમ પ્રાણીઓને દુઃખો અણધાર્યાં આવે છે, તેમ સુખો પણ અણધાર્યાંજ આવે છે; કારણ દૈવજ તેમાં મુખ્ય કારણ છે.

એટલુંજ નહિં; પરંતુ શરીરરૂપી વૃક્ષના ઉપર સુખ દુઃખ રૂપી બે ફળ ઉત્પન્ન થાય છે, અને તે ફળને શરીર વૃક્ષારૂઢ થયેલો ( જીવ ) શુક ખાય છે.

**ननित्यं लभते दुःखं, ननित्यं लभते सुखम् ।**
**शरीर मेवायतनं दुःखस्य च सुखस्य च ॥**

**महाभारत शांतिपर्व १७४-६४७७.**

અર્થ:—નિરંતર દુઃખ હોતું નથી, તેમ નિરંતર સુખ પણ મળતું નથી; કેમકે શરીર સુખ અને દુઃખ એ બંનેને રહેવાનું સ્થાન છે.





# પ્રકરણ ૯ મું.



## " સ્વામિજીનો સત્કાર અને બ્રહ્મમય સંસાર. "

### वसन्ततिलका वृत्त.

यत्सत्तया सदिद मस्ति यदात्मभासा ।
प्रद्योतितं जगद शेषमपास्त दोषम् ॥
तद्ब्रह्म निष्कलम संगम पार सौख्यं ।
प्रत्यग्भजे परम मंगलम द्वितीयम् ॥



જે મની સત્તાથી આ જડ ચેતનાત્મક સર્વ જગત્ અસ્તિત્વ ભોગવે છે, અને જેમના પ્રકાશથી પ્રકાશે છે; તે નિષ્કલ, સર્વ સંગથી રહિત, સર્વ જાતના દોષોથી રહિત, અપાર સુખસ્વરૂપ, પરમ મંગલમય અને અદ્વિતીય એવા ઘટઘટમાં વ્યાપી રહેલા પરબ્રહ્મને હું ભજું છું.

અલેક ધરકે હમ તુમ જોગી, અપને દીલકુ ફોંમ કરો,
પંચ ધુનીમેં રટન રસનાસે, આઠો જામ કરો;
આના જાના ફીરના છુટે, એસે હરએક કામ કરો,
સતકી શેલી જોગ ઝંડેકો, ચડાકે નામ કરો.

*　　*　　*　　*　　*

દિલકી છોડદો દ્વૈત ભ્રમણા, મનકું માર ગુલામ કરો,
ભકિત ભસ્મ લગાકે, તનકી શોધ તમામ કરો;

છોડો સંગ ત્રષ્ણા ત્રિયાકા, ઘટમેં ચારો ધામ કરો;
પંચં ધુનીમેં રટન, રસનાસે આડો જામ કરો.

*    *    *    *    *

વ્યાપક ઘટ ઘટ બ્રહ્મ હે, પંચ ભૂતિ સ્થુલ હે,
માયા અપાર ન પાર જીનકા, દ્રશ્ય ક્ષણભંગુર હે;
ભિન્ન હે આકારસે, ઔર નામ કંઇ અનંત હે,
ઉનકે ભજનમેં મસ્ત સો, જોગી તપેશ્વરી સંત હે.

પ્રિય પાઠક ! ગત પ્રકરણમાં આપણી વાર્તાની નાયિકા વસંતસેનાને, એક મહાત્મા–પરમહંસે સ્મશાન વાસી શિવજીનું પૂજન કરવાને ભલામણ કરેલી અને બીજેજ દિવસે એવા એક મહાત્માને લોહ લંગર પહેરાવી, સરકાર ખર્ચે તૈયાર થયેલા વગર ભાડાની કોટડીમાં–પર્ણકુટિમાં મોકલવામાં આવ્યા છે, એવી હકીકત વસંતસેનાની શિવ પ્રાર્થના સમયે આપના વાંચવામાં આવી છે. તે તરફ જરા લક્ષ લઇ જવાની જરૂર છે.

અધિરા ન થાઓ, પરિણામ જોવાને ક્રમે ક્રમે શાંતિથી આગલાં પૃષ્ટો તપાસજો, વાંચવું પડયું મુકી મનમાં મુઝાશો નહિં. જેમ જેમ દ્રષ્ટિને આગળ ફેંકશો તેમ તેમ આપો આપજ તમને માલુમ પડશે કે પરમહંસની ઉત્તમ પદ્વિને પ્રાપ્ત થયેલા સ્વામી શ્રી મદનાનંદજીને આ અધમ સ્થિતિ શાથી પ્રાપ્ત થઇ છે !

સ્વામિ શ્રી મદનાનંદજી મહારાજ પૂર્વાશ્રમે એક સોનારના પુત્ર હતા, ચૌદ પંદર વર્ષનું વય થતાં સુધીમાં તેઓએ પાંચેક ચોપડી ગુજરાતી પુરી–કચ્ચરઘાણ કરી નાંખી હતી.

માતા પિતાએ આટલેથીજ તેમને અટકાવી દુકાન ધંધામાં નાખ્યાં. જેથી રમત–ગમતમાં, હરવા–ફરવામાં અને કુમિત્રોની પાર્ટિઓમાં જવાને વિઘ્ન ઉત્પન્ન થયું; એટલે દુકાન કાર્યથી પણ હાલના મદનાનંદજી પણ પૂર્વાશ્રમના મદનલાલ બીલકુલ કંટાળી ગયા.

બીડી પીવામાં, પાન સોપારી ખાવામાં, ચિરૂટ તાણવામાં, સાંજ સવાર હુકો ગગડાવવામાં, ચા બિસ્કીટ ખાવામાં, સુકો કે ગાંજો પીવામાં અને ચંડુલ આદિ નીશા કરવામાં મદનલાલ ચુકતા નહિ.

થોડા દિવસમાં વ્યસનમાં આગળ વધ્યા, અને આપણા ભાવિમાં મહાત્મા થનાર મદનલાલજી વ્યસન પરીક્ષામાં સર્વથી પહેલે નંબરે પાસ થયા અને નગ્રના તથા ન્યાત જાતના હજારો લોકો તેમને સારી પેઠે ઓળખવા લાગ્યા.

સુધરી જવાનાં સાધનોમાં, મુખ્ય વસ્તુ આટલી,
કોટ પાટલુન કેપ કર, છત્રી છડી કે બાટલી;
કંઠ કોલર શોભતો એ, હિંદીઓએ હદ કરી,
ભર્ત્ત ત્હારી ગત્ય ન્યારી, આ ગજબ શો હે હરિ !

* * * * *

"ટી" અને બિસ્કીટ બરોબર, એ વખત તો જોઇએ,
ચીરૂટ બ્રાંન્ડી બીડીમાં, અમુલ્ય અવસર ખોઇએ;
આશના અંકૂશપર ઉભા, મુરખ શું પગ ધરી,
ભત્ત ત્હારી ગત્ય ન્યારી, આ ગજબ શો હે હરિ !

મદનલાલ અને તેમના મિત્રો સુધારાવાળા થયા અને ઉપરની ટાપટીપ રાખી અંતરમાં કેટલાંએક દુર્વ્યસનોને વશ થઇ ગયા.

માતા પિતાએ તેમને માટે જડજમેન્ટ ઘડી કાઢયું હતું, કે હવે તેમના કપૂત પુત્ર મદનને સાધુ થવાનોજ માત્ર એક માર્ગ છે, કારણ વ્યવહારિક વિદ્યા કે નિજ ધંધાનું જ્ઞાન, એથી તે બીલકુલ રહિત હતો.

સવૈયા.

બાળપણાથી બગાડી તેં બાજી,
ન બુદ્ધિ સુધારી કરી મતિ ખોટી;
વહી નદી અમૃત વિદ્યા તણી,
મતિહીણ તેં ચિત્ત દઇએ ન ખોટી;
આબરૂ અન્ન ન વસ્ત્ર મળે,
ભવ સાગર આથડે કોડી ન ખોટી:
ભત્ર ભાર વહે કિરતાર લહે,
અબ લાડકડા સુત વાળ્ય લંગોટી.

ગાંજો, માજમ, ભાંગ અને અફીણાદિના વ્યસન સંયોગથી કેટલાએક તેવાજ સાધુઓ સાથે તેને પરિચય થયો, અને તેમ

કરતાં કેટલાએક દિવસે પ્રારબ્ધયોગે કરીને, તુલસીકૃત રામાયણ, પંચીકરણ, વિચારસાગર અને યોગ વાસિષ્ટ જેવા, પવિત્ર અને સર્વ માન્ય ગ્રંથોનો અભ્યાસ આપણા મદનલાલે કરી લીધો, પરંતુ તે અભ્યાસ માત્ર પોપટના અભ્યાસ જેવો હતો, કારણ ગુરૂ અને શિષ્ય બંને એક માર્ગના એટલે અર્ધદગ્ધ, જ્ઞાનશુન્ય, અને વ્યસનાધિન હતા.

માતા પિતાનું મરણ થયું એટલે સર્વ ઉપાધિ છોડી; મંદિરમાંજ નિવાસ કર્યો. રાત દિવસ સદ્ અસદ્ સાધુઓના સમાગમમાં આવવાથી બુદ્ધિ વૃદ્ધિ પામી.

ચોપાઇ. ( તુલસીદાસની )

ગગન ચઢૈ રજ પવન પ્રસંગા, કીચહી મિલહી નીચ જલ સંગા;
સાધુ અસાધુ સદન શુક સારી, સુમિ રહિં રામ દેહિં ગણ ગારી.

રજ ( ધુલી ) પવન પ્રસંગથી—સંગતથી ગગનમાં ( ઉંચે ) ચઢે છે, અને જો જળ સાથે મળે છે તો કીચડમાં મળી જાય છે. તેમ એક શુકને સાધુને ત્યાં મુકીએ અને એકને દુર્જનને ત્યાં મુકીએ તો, એક તો શ્રી રામના ગુણ ગાશે, બીજો દુર્જનને ત્યાં છે તે ગાળો બોલતાં શીખશે, માટે સત્સંગથી લાભ અને કુસંગથી હાની થાય છેજ.

આપણા મદનલાલ પણ સાધુઓની સંગતથી શુકવત્ વાણી બોલવામાં કુશળ નિવડયા.

પશ્ચાત્ તેમને જન્મ ભૂમિમાં રહેવું ઠીક લાગ્યું નહિં, તેથી કેટલાએક સાધુ લોકો સાથે, સાધુવેષ સજી ગૃહ ગામ તજી ચાલતા થયા.

તુલસી વહાં ન જાઇએ, જહાં જન્મકે ગાંવ;
દાસ ગયો-તુલસી ગયો, રહ્યો તુલસીયો નામ.

થયું પણ તેમજ. નિજ જન્મ ભૂમિમાં મદનીયો સોની કહી લોકો બોલાવતા હતા, તે હવે મદન મહારાજ—મહંતજી—ગુરૂજી, વિગેરે ઉપનામો મળવાથી મદનના હર્ષનો પાર રહ્યો નહિં.

બાદ કેટલાક સમયે સાધુપણામાં પણ તેમને ઉપાધિ લાગી અને તેથી કાસીમાં જઇ પરમહંસ પદ લીધું, થોડો વખત કાસીમાં રહી સંસ્કૃત વિદ્યાનું પણ ઉપર ચોટીયું જ્ઞાન મેળવી લીધું, અને હાલ અઠાવીશ વર્ષની વયે પરમહંસજીની પધરામણી મણીપુરમાં થઇ.

બ્રહ્મચર્યમાં ટકી રહેલા આપણા મદનાનંદજી મહારાજ, ઘી, સાકર અને દહીં દૂધયુકત મિષ્ટ ભોજનો ખાઇ ખાઇને, રુષ્ટ પુષ્ટ અને દિવ્ય કાંતિવાન થયા હતા.

એક કમંડલુ અને મૃગચર્મ સિવાય બીજું કંઇજ તેમની પાશે નહોતું, એક વટ વૃક્ષ તળે મુકામ કર્યો હતો. શાન્ત મુખ મુદ્રા અને દિવ્ય કાંતિથી લોભાઇ સેંકડો નાગરિકો તેમને નમો નારાયણ કહી નમન કરવા લાગ્યા, કેટલાએક તેમની આજુબાજુમાં આવી તેમની પવિત્ર વાણી શ્રવણ કરવાને બેઠા, મદનાનંદજીને તે સંબંધમાં કંઇ પૂછવું પડે તેમ નહોતુંજ.

વકર્તૃત્વ શકિતથી અને યુકિતથી તેમણે સર્વ શ્રોતૃવર્ગનાં મન હરી લીધાં, જન સમુદાયની પસન્નતાથી ઘણા આગ્રહ સાથે મહાત્માની પધરામણી, શહેરના મધ્ય ભાગમાં આવેલા એક સુંદર શિવાલયના બંગલામાં કરવામાં આવી અને સ્વલ્પ સમયમાં મોક્ષેચ્છુ લોકોના કર્ણપર જતાં ભાવિક અને શ્રદ્ધાળુ લોકોની ભારે ગીરદી થવા લાગી, સર્વની માગણીથી તેમણે ત્યાં રહેવાનું કબુલ કર્યું અને શ્રવણને માટે સમય ( વખત ) નિમાઇ ગયો.

હમેશાં સાંજના ૫ થી ૭ તથા રાતના ૯ થી ૧૦ વાગતાં સુધી અમુક વિષયો ઉપર મહારાજ શ્રી સ્વામી મદનાનંદજી છટાદાર વ્યાખ્યાન આપતા હતા. કેટલીકવાર કર્મ, ઉપાસના અને જ્ઞાનપર બોલતા, તો કેટલીકવાર કેવળ જ્ઞાન માર્ગ તરફ શ્રોતાઓને દોરી જતા,

ગમે તેમ કહો; પરંતુ મદનાનંદજીની ઉપદેશ આપવાની શૈલી, બહુજ ઉત્તમ હતી. ભકિત, વૈરાગ, જ્ઞાન અને કર્મ વિગેરે વિષયો બહુ ઉત્તમ રીતે તેઓ પ્રતિપાદન કરતા હતા. શ્રોતૃવર્ગ પર તેની એવી સજ્જડ અસર થતી કે, ચારસો પાંચસો શ્રોતાઓમાંથી એક પણ તેમના વિરૂદ્ધ વિચાર કરી શકતો નહિં, કારણ જે વિષયને તેઓ હાથપર લેતા તેને બરાબર દ્રઢ કરવાને–સાબીત

કરવાને, સાંસારિક વ્યવહારિક અને શાસ્ત્રીય દ્રષ્ટાંતો બહુ સારી ખુબીબંધ આપતા હતા. વિશેષમાં તેઓ તે તે કથાના અંતરમાં હાસ્યરસ, કરૂણારસ, શ્રૃંગારરસ અને વિરરસ વિગેરેનો આબેહુબ છાપ પાડી દેતા હતા.

સ્વામિજીનાં વ્યાખ્યાન અને વિદ્વતાથી પ્રસન્ન થઇ, લોકોનાં ટોળે ટોળાં તેમને ભિક્ષા આપવાને, પોતાને ગૃહે પધારવાને, અને શિષ્ય થવાને તેમના ચર્ણમાં આવી આવી ઝુકવા લાગ્યાં.

ગૃહસ્થોને ત્યાંથી બે વખત પક્કી ભિક્ષા સ્વાદિષ્ટ—મિષ્ટ અને મન પસંદ આવતી, તદુપરાંત મેવાના કંડીયા, અને ફ્રુટ તથા ઇલાયચીના ઢગલા થતા તે જુદા, ઇન્દ્રિય પોષક ભિક્ષા લઈ પેટ પર હાથ ફેરવી, સ્વામિજી સુંદરતળાઇઓમાં અને પલંગમાં માત્ર એક ભગવું લુગડુ ઉપર બીછાવી સુખરૂપ પોઢી જતા.

દિવસે દિવસે મહાત્માના સત્સંગ અને કથાના પ્રસંગથી લોકો મોહિત થઇ ગયા, અને નગ્રમાં સર્વ સ્થળે મહારાજ શ્રી સ્વામિ મદનાનંદજી મહાત્માના ગુણ અને વૃત્તિનાં વખાણ થવા લાગ્યાં.

એક માસ પૂર્ણ થતાં તો લગભગ ચારસો પાંચસો સ્ત્રીઓ, અને ત્રણસોથી ચારસો પુરૂષ મળી, આશરે આઠસો નવસો મનુષ્યોની મહા સભા ભરાવા લાગી.

કેટલાએક પુરૂષ અને સ્ત્રીઓ તો મહાત્માશ્રીને છોડી દુર જવાને ખુશીજ નહોતાં, કેટલાએક નવોઢાઓ તેમના મનહર મુખડા સ્હામે ટગર ટગર જોયા કરતી અને કેટલાએક યુવકો તેમને ભવસાગરના એક ખરેખરા તારક તરીકે માનતા હતા.

સ્ત્રી અને પુરૂષોનું આવવું જવું આખો દિવસ મહારાજશ્રીના પાસે થતું તેથી મહારાજ શ્રી મદનાનંદજીને કંટાળો આવ્યો, અને તેથી તેમણે શિવાલયની ધર્મશાળાના બીજા ભાગમાં, એક હવાવાળું ઇલાયદું દિવાનખાનું હતું તેમાં મુકામ કર્યો.

જરૂરનું કામ હોય અને મહારાજ શ્રીનો હુકમ મળે તોજ અંદર દાખલ થઇ શકાય અને બાકીના લોકો સભા વાળા હોલમાં બેસે.

કથાના સમયે બરાબર ટાઇમસર મહારાજ શ્રી પાદુકાસ્વાર

થઇ પધારતા, તે સમયે શ્રી મદનાનંદજી મહારાજકી જય ! સદ્‌ગુરૂદેવકી જય ! વિગેરે શબ્દોથી શિવાલય ગર્જી રહેતું.

નિસ્પૃહિ વૃત્તિવાળા મહાત્મા શ્રી મદનાનંદ સ્વામિ લોકોના અતિ પરિચયથી સ્વનિશ્ચયથી ડગવા લાગ્યા, અને લોકોના અત્યાગ્રહથી પુરૂષોને ચેલાઓ અને સ્ત્રીઓને ચેલીઓ તરીકે સ્વિકારવા તેમણે કબુલ કર્યું.

સ્વામિજીએ એક સુંદર છબી પડાવી, દરેક ભાવિક ભક્ત સ્ત્રી પુરૂષને આપી અને લોકોમાં તેમને ઇશ્વરી અવતાર તરીકે પૂજન, માન અને ભેટ સેવા મળવા લાગી.

જે ઉપાધિથી ડરી સંસાર ત્યાગ કર્યો હતો, તે ઉપાધિ રૂપાંત્તર થઇને પાછી આવી અને સ્વામિજીને પિશાચ સમ વળગી પડી જેથી આ અભય વૈરાગ્યમાં પાછાં ભય, દુઃખ અને રાગ દ્વેષનાં દર્શન થવા લાગ્યાં.

धैर्यं यस्य पिता क्षमाच जननी शान्तिश्चिरं गेहिनी ।
सत्यं सूनुरयं दयाच भगिनी भ्राता मनः संयमः ॥
शैया भूमि तलं दिशोऽपि वसनं ज्ञानामृतं भोजन- ।
मे ते यस्य कुटुम्बिनो वद्सखे कस्माद्भयं योगिनः ॥

અર્થ:—ધૈર્ય જેમનો પિતા છે, ક્ષમા જેમની માતા છે, શાંતિ ગૃહિણી છે, સત્યરૂપ પુત્ર છે, દયા બહેન છે અને મનોનિગ્રહ એજ જેમને ભાઇ છે. ભૂમિતલ શય્યા છે, દિશારૂપી વસ્ત્ર છે, અને જ્ઞાનામૃત રૂપી અત્યુત્તમ ભોજન છે, એવા કુટુંમ્બિઓ જેમને છે તે યોગિઓને ભય કયાંથી હોય ! તાત્પર્ય કે તે નિર્ભયજ છે.

વૈરાગ્ય, અભય અને સુખ ધામ છે, પરંતુ અધુના વૈરાગીઓમાં ભ્રષ્ટતા થઇ ગઇ છે, માત્ર થોડા એક લોકો તેવા નિર્ભય વૈરાગ્યવાન હશે.

સાધુઓ બગડયા છે, એ વાત તો સાબીત થાય છે; કારણ સાધુઓને સુધારવાની સભાઓ થાય છે. વળી સંસાર તજી જેઓ યોગિ થયા છે, તેવાઓ મોટાં મોટાં મંદિરના માલીક થઇ બેઠા છે, જમીનો ખેડાવે છે, પૈસા વ્યાજે ફેરવે છે, ઢોર–બળદ,

ભેંસો, વિગેરે પાળે છે, નોકર, ચાકર રાખે છે, કોરટમાં ફરીયાદી ઓ–દાવા વિગેરે કરે છે, ચેલાઓ અને ચેલીઓ કરે છે; એટલુંજ નહિં પણ ગૃહસ્થાશ્રમીના કરતાં વિશેષ વૈભવો અને ઉપાધિવાળા હોય છે. આવી સ્થિતિ તે અભય છે કે સભય છે? તેનો વિચાર વાંચકજ કરશે!

### મનહર

તજે તેથી ત્રણ ઘણી રાખીને ફરે ઉપાધિ,
ગુરૂ–ગુરૂ ભાઇ શિષ્ય સેવકીઓ થાય છે;
વગર ભાડાના મેડી માળા સ્હેલ કરે જઇ,
મલમલ તણાં વસ્ત્ર પહેરતા દેખાય છે;
મોટી વાતો મ્હોડે કરે પાખંડેથી પેટ ભરે,
પાવડીએ ચઢી પાખંડેથી એ પૂજાય છે;
આંખડી ઉઘાડી જુવો ત્યાગ્યું શું વૈરાગી જીએ,
રેવા ભોળી દુનિયાં ભરોંસે ભરમાય છે.

### દોહરો.

" કામ ક્રોધ લોભને તૃષ્ણા અંતરમાં ઉભરાય,
અંતે ત્હારી દુષ્ટ દશા છે રંક હો કે રાય. "

સત્ય સાધુત્વ દશા સુખકર છે, અતિ ઉત્તમ માનનિય છે, અને શ્રી હરિના ચર્ણાવિંદમાં લઇ જનારી છે.

છપ્પનના દુષ્કાળ પછી ભારત વર્ષમાં સાધુ–વૈરાગી–ત્યાગી ઓની જબરી ભીડ થઇ છે; પરંતુ તેઓ પોતાની સ્થિતિ–આશ્રમ ને ઓળખતા નથી એમ કહેવામાં હરકત નથી; કદાચ થોડા ઘણા તેવા ઉત્તમોત્તમ નિયમોને પાળતા હશે એમ લાગે છે, અને તેવા સજ્જન સાધુઓ જગમાં વંદનિય થઇ પ્રભુચર્ણમાં જાય છે.

### મનહર.

માત પિતા ભ્રાત ત્યાગી, ભગની તજી વૈરાગી;
પુત્ર પરિવાર દાસ, દાસી તજી નારને;
તજી માળા મેડી મહેલ, ગાડી વાડી કેરી સ્હેલ;
વસ્ત્ર અલંકાર તજી, સંસાર અસારને;

ભજો ભગવાન તજી, મન તણું અભિમાન;
રેવા ભવ રોગ ભાગે, ભજો હીરતારમેં.

સ્વામિજી મદનાનંદજીની વૃત્તિઓ કસાયલી નહોતી, અને તેથી જેમ જેમ જન સમુહ સાથે વધુ પરિચય થતો ગયો, તેમ તેમ વૃત્તિઓ જાગૃત થઇ કુમાર્ગે વિચરવા તત્પર થઇ.

નદીઓનાં નવાં પૂર થોડો સમયજ ટકે છે, તદવત્ અર્ધ-દગ્ધનો વૈરાગ્ય પણ સમજવો.

ઢોંગીઓની ભકિત-પ્રેમ-જ્ઞાન-વૈરાગ્ય અને પંડિતાઇ ઘાસ ના ભડકા જેવાં સમજવાં, એટલે અલ્પ સમયમાં તે ઓલાઇ-શાન્ત થઇ જાય છે.

" દુનિયાં ઝુકતી હે મગર ઝુકાનેવાલા ચૈયે. "

એ કહેવત મુજબ મેંઢાનાં ટોળાં જેવી, બિચારી ભોળી પ્રજા-જન સમાજમાં પરમહંસજી શ્રી મદનાનંદજી પરમાત્મા રૂપેજ મનાતા હતા.

મહારાજશ્રીનાં પોતાનાંબનાવેલા પદ, ધોળ વિગેરે કેટલાંએક સ્ત્રી પુરૂષોએ મુખપાઠ કર્યાં હતાં. વ્યાખ્યાન પૂર્ણ થયા બાદ સભામાં તેમાંનાં પદ, ભજનો, ધોળ વિગેરે ગવાતાં હતાં. પદ, ધોળ અને ભજનો ગાવામાં બીજી બધી સ્ત્રીઓ કરતાં આનંદીબાઇ સર્વથી પહેલે નંબરે હતાં.

સંગિતના શોખીનો, ચંચળવૃત્તિવાળા અને યુવક તેમજ વિષયિ વૃત્તિવાળા પુરૂષો, મહારાજશ્રીના આગળ આનંદીબાઇનાં વખાણ કરતા, અને ભજનો ગાવાને અત્યાગ્રહ કરતા, મહારાજશ્રી પોતે આનંદીબાઇને ચ્હાતા અને આનંદીબાઇ પણ તેજ પ્રમાણે સ્વામિજીની સેવામાં હાજર રહેતાં.

પાઠક ! આપણે જાણવું જરૂરનું છે કે આનંદીબાઇ કોણ છે ? અને તેમનું સંક્ષેપ ચરિત્ર શું છે ?

આનંદીબાઇનો પતિ કહાનજી સાધારણ સ્થિતિનો અને એંશી વર્ષની ઉમરનો છે, આશરે દશેક વર્ષ ઉપર આનંદીબાઇ ના પુટડા ચહેરા ઉપર મોહીત થઇ કહાનજી કાકાએ આનંદીબાઇ થી આનંદ મેળવવાને માટે લગ્ન કર્યું હતું.

પરણી લાવ્યા પછી ઉમરે આવતાં તર્તજ આનંદીબાઇએ કહાનજી કાકાને સ્વપ્રેમ પ્રસાદીમાં એવા તો તલ્લીન બનાવી દીધા કે, કહાનજી કાકાને અંધારી કોટડીમાં પુરાવું પડયું.

ત્રણ સ્ત્રીઓ ગુજરી જવા પછી, વૃદ્ધાવસ્થામાં ચાકરી કરવાને તથા છોકરાંને માટે આ ચોથીને ચોક પુરવાને કહાનજી કાકા ખાસ કાઠીયાવાડમાંથી આનંદીબાઇને લાવ્યા હતા, અને રૂા. ૫૦૦૦ ) પાંચ હજાર રોકડા આપવા પડયા હતા.

સ્ત્રીરૂપમાં આવ્યા પછી આનંદીબાઇએ, ભોજનમાં કાંઇક ખવાડી, ડોસાને–કહાનજી કાકાને ગાંડા બનાવી દીધા, અને પછી તેમને કોટડીમાં કેદ કર્યા. અને મન માનતા યુવકોથી મળી સંસાર વિષય સુખને લેઈ આનંદમાં પૂરવા લાગી, જેથી આનંદીબાઇને આખું શહેર ઓળખતું હતું.

મંદિરોમાં, ભજનના મેળાવડાઓમાં કથા કીર્તનોમાં અને સાધુ સંગત–સમાગમમાં આનંદીબાઇ સર્વથી શ્રેષ્ઠ ગણાતી હતી, અને કેટલાએક લોકો તેને ભકતાણી કહેતા.

ભકિતમાં ભળવાથી લોકો નિંદા કરતાં અટકશે, છુટથી દરેક સાથે બોલી શકાશે, અને રાતે કે દિવસે ગમે ત્યાં જઇ આવી શકાશે માટે આ ઠાઠમાં રહેવું તેણે વધારે સુખકર માન્યું હતું.

નુતન નુતન નવોઢા–પ્રેમદાઓથી પ્રિતિ થશે, લોકો વિશ્વાસ કરશે અને સ્ત્રી તથા પુરૂષોમાં ઝાઝો પરિચય થશે એટલે વિષયલોભી યુવકો, પાસે આવી સલામો ભરશે અને જોઇતાં નાણાં પણ મળશે.

સત્સંગમાં જઇ આનંદીબાઇ આ સિવાય અન્ય પાઠ પર લક્ષ આપતાં નહોતાં.

" જપ માળા છાપાં તિલક સરે ન એકે કામ,
મન કાચે નાચે વૃથા સાચે રાચે રામ;
જેસો દીલ હરામપે વેસો હરિપે હોય,
ચલા જાએ વૈકુંઠમેં પલા ન પકડે કોય. "

દાણા સાથે કાંકરા ભળી જઇ વેચાય છે ખરા; પરંતુ છેવટ સુધી તેમાં રહી શકતા નથી, તેમ ઢોંગી, પ્રપંચી અને દુરાચારી

લોકો ભકિતમાં ભળી જશે; પરંતુ તે ટકવાના નથી.

આંધળાના હાથની મશાલ જેમ પારકા માટે હોય છે, તેમ કેટલાએકનાં ભજન અને જ્ઞાનની વાતો પણ બીજાઓ માટે હોય છે પોતા માટે હોતી નથી.

ઘણા દિવસના સત્સંગથી આનંદીની વૃત્તિઓ સુધરી નહિ પરંતુ તેણે વધુ દુર્જનતા ધારણ કરી.

**अंतः सार विहीना नामुपदेशो नजायते ।**

**मलयाचल संसर्गान्न वेणुश्चंदनायते ॥**

અર્થઃ—જેમ મલયાચલના સંસર્ગથી વાંસ ચંદનરૂપ થતો નથી, તેમ અંતરમાં બુદ્ધિ વિનાનાં મનુષ્યોને ઉપદેશ લાગતો નથી–ઉપદેશની અસર તેમના ઉપર થતી નથી.

સ્વામિ શ્રી મદનાનંદજીની સેવામાં આનંદીબાઇએ દિનપ્રતિ દિન વધુ વખત ગાળવા માંડયો, રાત્રિના બાર વાગે આનંદીબાઇ સ્વગૃહ તરફ સિધારતાં, વધુ પરિચય થતાં ઘણું મોડું થાય એ-ટલે મહારાજ શ્રી તેમને ત્યાંજ શયનકરવાને કહેતા અને આનં-દીબાઈ વિના આનાકાનીએ તે ગુરૂ વચનને સ્વિકારી લેતાં.

આજે ગુરૂ પૂર્ણિમા–અષાઢી પૂર્ણિમા હોવાથી સાંજના ચાર વાગેથી, વ્યાખ્યાન રૂમ ચીકાર ભરાઇ ગયો હતો, નિત્ય કથામાં નહિં આવનાર કેટલાક પુરૂષ અને સ્રીઓએ પણ આજે હાજરી આપી હતી.

હમેશના કરતાં દોઢથી બે ઘણા પુરૂષ અને સ્રીઓનું આ વાગમન થયું હતું. મહારાજ શ્રી ચાતુર્માસ અત્રેજ રહેનાર છે, તેથી સાલ દોસાલા ધોતીયાં ગેરૂમાં રંગેલાં અને રોકડ રૂપીઆ તથા પુલહાર વિગેરે સાહિત્ય લઇ, ભાવિક લોકો હર્ષભેર આવી, સ્વામિજીનાં દર્શન કરવાને, ખાનગી ઓરડા તરફ દ્રષ્ટિ કરી રહ્યા હતા,

વ્યાખ્યાન હોલમાં રહેલા ઘડીઆળમાં પાંચ ટકોરા થયા, નાટકનો પડદો ખુલે તેમ ખાનગી રૂમનાં દ્વાર ખુલી ગયાં, આ-નંદીબાઇ તથા બીજી કેટલીક યુવક સેવકીઓ, અને કેટલાએક પુરૂષો બહાર નિકળ્યા, ઉભા થાઓ મહારાજ પધારે છે, કહેતાં

બરાબર સુમારે દોઢ હજાર માણુસ ઉઠી ઉભા થયા, અને હર હર મહાદેવ ! શ્રી મદનાનંદ મહારાજકી જે ! સદગુરૂ દેવકી જે વિગેરે પોકારોની વચમાં મહારાજ શ્રી આવી હસતા વદનથી સર્વને નારાયણ ! નારાયણ ! કહી રમણિય સિંહાસન ઉપર બિરાજ્યા.

સર્વ મંડળીના આગ્રહથી ભેટ, પૂજા, હાર, પુલ વિગેરે મહારાજ શ્રીએ કબુલ્યું હતું, તેથી ક્રમે ક્રમે ચંદન અક્ષત કરી યથાવિધિ પૂજા વિગેરે કરી જન મંડળ–સ્ત્રી અને પુરૂષો પ્રેમથી કંઠમાં હાર પહેરાવી ભેટ ધરી સ્વસ્થાને જઇ બેસવા લાગ્યાં.

અલ્પ સમયમાં હારનો એક મોટો ઢગલો થયો, વસ્ત્ર, સાલ તથા ધાબળીઓનો ઢગ થયો, એટલુંજ નહિ પરંતુ રૂપીઆથી મોટો તાટ ભરાઇ ગયો, આ રૂપીઆને અમે સન્યાસી શું કરીશું ? મહારાજ શ્રીએ જરા વિવેક કર્યો.

કેટલાએક ધર્મઘેલા બોલી ઉઠયા. બાપજી ! ચાતુર્માસ સમાપ્તિ સમયે ઉપયોગ કરજો.

બહુ સારૂં, તેમ કરવું એ પણ ઠીક છે. કહી મહારાજે વ્યાખ્યાનનું કાર્ય ચાલું કર્યું.

---

॥ हरिः ॐ तत्सत् परमात्मने नमः ॥

ॐकारं बिंदु संयुक्तं नित्यं ध्यायंति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐ काराय नमो नमः ॥ १ ॥

* * * * * * *

यंशैवाः समुपासते शिवइति ब्रह्मेति वेदान्तिनो ।
बौद्धाबुद्ध इति प्रमाण पटवः कर्तेति नैयायिकाः ॥

---

૧ બિંદુ સહિત જે ઓમકારનું યોગી પુરૂષો નિત્ય ધ્યાન કરે છે, તે કામ અને મોક્ષને આપનાર, ૐકાર રૂપ પરમાત્માને હું વારંવાર નમસ્કાર કરૂં છું.

૨ જે પરમાત્માને શિવના ઉપાસકો, “ શિવ ” એવા નામથી, વેદાન્તિયો “ બ્રહ્મ ” એવા નામથી, બૌદ્ધો “ બુદ્ધ ” એવા નામથી, પ્રમાણ કુશળ નૈયાયિકો, “ કર્તા ” એવા નામથી, જૈન શાસનના પ્રેમીઓ

अर्हन्नित्यथ जैन शासन रताः कर्मेति मीमांसका ।
सोऽयंनो विदधातु वांच्छितफलं त्रैलोक्यनाथोहरिः ॥ २ ॥

* * * * * * *

सर्वदा सर्व कार्येषु नास्ति तेषांममंगलम् ।
येषां हृदिस्थो भगवान् मंगलायतनो हरिः ॥ ३ ॥

* * * * * * *

ॐद्यौः शान्ति रन्त रिक्षँ शान्तिः पृथिवी शान्ति रापः
शान्ति रोषधयः शान्तिः सर्वँ शान्तिः शान्तिरेवः शान्तिः
सामाशान्तिरेधि-ॐशान्तिः शान्तिः शान्ति र्ब्रह्मशान्तिः ॥४॥

પરબ્રહ્મ, પરમજ્યોતિ સ્વરૂપ, પુરૂષોત્તમ, પરમાનંદ, દયાળુ, દિન વત્સલ, દિનાનાથ, રમાપતિ, અને યોગિઓના હૃદયમાં રમણ કરનાર, એવા શ્રી હરિની પૂર્ણ કૃપાથી આપણે સર્વ તે જગપતિના ગુણ ગાવાને એકત્ર થયા છીએ, આપણું અહોભાગ્ય છે ! પુન્યવાનોના પુન્યનુંજ આ ફળ છે. અસ્તુ !

---

ગત રોજ પદ સંબધ કયાંથી બાકી છે ? પુરૂષ વર્ગમાંથી જેમને યાદ હોય તે કહો.

" વેદ કુરાન પુરાન પઢી, કહા ભયે વિદ્વાન. " ત્યાંથી બાકી છે. દ્વિહસ્ત જોડી વિનયપૂર્વક રતિલાલે કહ્યું.

વાહ ! બરાબર ધ્યાન રાખ્યું છે ! વ્યાખ્યાન સંબંધ કયાંથી બાકી છે ? સ્ત્રી વર્ગમાંથી કહો ? મહારાજ શ્રીએ પ્રશ્ન કર્યું.

---

" અર્હન્ " એવા નામથી, અને મિમાંસકો " કર્મ " એવા નામથી ઉપાસે છે, તે ત્રણ લોકના નાથ શ્રી હરિ અમને મનવાંચ્છિત ફળ આપો.

૩ જે ભકત જનોના હૃદયમાં સર્વ મંગલના ધામ સ્વરૂપ ભગવાન શ્રીહરિ વિરાજમાન છે, તેમનું સર્વ કાર્યમાં સર્વદા કલ્યાણજ થાય છે, અકલ્યાણ થતુંજ નથી.

૪ ॐ આકાશ શાંત થાઓ, અંતરિક્ષ શાંત થાઓ, પૃથ્વી શાંત થાઓ, જલ શાંત થાઓ, ઔષધિઓ-વનસ્પતિઓ શાંત થાઓ, સર્વ શાંત થાઓ, સર્વત્ર શાંતિજ શાંતિ થાઓ, ॐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ. હે બ્રહ્મ ! શાંતિ થાઓ. ॐ

સ્વામિજી ! " બ્રહ્મમય સંસાર " એ વિષય સિદ્ધ કરવાનો રહ્યો છે, આનંદીએ વિનોદપૂર્વક મુખ મલકાવી કહ્યું.

શ્રી સદ્‌ચિદાનંદકી જે ! શ્રી સદ્‌ગુરૂદેવકી જે ! સ્વામિ શ્રી મદનાનંદજીએ જે બોલાવી પદ સંબંધની શરૂઆત કરી.

વેદ કુરાન પુરાન પઢિ, કહા ભયે વિદ્વાન;
મિથ્યા સબ ઈક પ્રેમ બિન, પટશાસ્ત્રનકો જ્ઞાન.

પાઈવેકો પર્માતુર, રાજ્ય માન્ય રાજેશ્વર;
યોગ સાધના રહે કર, રાજ્ય પરહરી—સો બસ૦

સર્વ શાસ્ત્ર સંપન્ન થયા હોય, તો પણ પ્રેમ વિના તે સર્વ વિધા અને જ્ઞાન મિથ્યા છે.

॥ बीना प्रेम रीझे नहीं तुळसी नंदकीशोर ॥

અગાધ ભવ સિંધુ તરન, ઔર ન કોઈ ઉપાય;
પ્રેમ નાવકે આશરે, (સો) પ્રેમીજન તર જાય.

તો પ્રેમ માત્ર હય ઉપાય, ઉનકો સહાયક બનાય;
જિનસે તર જાય વિકટ. ભવ જલ લહરી—સો બસ૦

સંસાર સાગરમાંથી તરવાને માટે પ્રેમ એજ એક સુંદર નૌકા છે, પ્રેમથી જગત ચાલે છે, પ્રેમથી પિતા–પુત્ર, પતિ–પત્ની ભગિની–ભ્રાતા, શેઠ અને ચાકર, આપવું ને લેવું એ સર્વ પ્રેમથીજ છે, પ્રેમ ન હોય તો તમો સર્વ મંડળી અત્યારે ગૃહ કાર્ય તથા બીજી અનેક પ્રવૃતિઓ તજી, અત્રે આવો નહિં, તેમ મને આગ્રહપૂર્વક રાખો નહિં.

પ્રેમ તમારામાં છે, પ્રેમ મારામાં છે, પ્રેમમાં તમે છો અને પ્રેમમાં હું છું, હું અને તમે સર્વ પ્રેમમયજ છીએ.

નિરાકાર, બ્રહ્મ, ચૈતન્ય; એવાં અનેક નામોથી જેને આપણે પોકારીએ છીએ, તે પ્રભુ પણ પૂર્ણ પ્રેમને માટે કોઇ કોઇ સમયે સાકાર સ્વરૂપે પ્રગટ થાય છે.

આ મંડળમાંથી કોઇ બોલો જોઇએ ! એ પ્રભુ પ્રેમથી વશ થાય છે કે નહિં ?

સ્વામિજીને હુકમ થતાં બરાબર સર્વ લોકો આનંદીબાઇ તરફ જોઇ રહ્યા હતા.

આનંદીબાઇએ ધીમેથી મીઠા મધુરા સ્વરથી લલકાર્યું.

વ્હાલો પ્રેમને વશ થયો રાજીરે,
એમાં શું કરે પંડિતને કાજીરે. ... ... ... વ્હાલો૦
કરમાબાઇને આરોગ્યો ખીચડો, ને વિદુરની ખાધી ભાજી;
જુઠાં બોર શવરીનાં ખાધાં,
વ્હાલે છપ્પન ભોગ મેલ્યા ત્યાગીરે... ... ... વ્હાલો૦
વિદુરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યાં, ને કેળાં આણ્યાં તાં માગી;
ગર્ભ કાઢીને છાલ ખવરાવી,
વ્હાલે તોએ ન જોયું જાગીરે. ... ... ... વ્હાલો૦
ગુણકા હતી તે પોપટ પઢાવતી, ને તેમાંથી લેહ લાગી;
ભગવાન ભાવે સ્હેજમાં મળ્યા,
એની સંસારની ભ્રમણા ભાગીરે. ... ... ... વ્હાલો૦
ભકતની લોક નિંદા કરે છે, ને જગત થયુ છે પાજી;
ભલે મળ્યા મ્હેતા નરસિંહના સ્વામી,
માથે ગિરધર રહ્યા છે ગાજીરે. ... ... . વ્હાલો૦

શ્રી સદગુરૂ દેવકી જે ! શ્રી મદનાનંદજી સ્વામિજીકી જે ! આનંદના ઉભરા સાથે આનંદીએ સમાપ્તિ કરી.

કેવું સુંદર પદ, ગુણકા જેવી પણ પ્રેમથી પ્રભુને ભજતાં ભવસાગર તરી ગઇ ! અહાહા ! કેટલી બધી દયાળુતા ! શું પ્રેમનો પ્રતાપ ! ત્યારે શું પ્રેમથી કોઇ ચીજ મોટી છે કે ? ના. મહાત્મા શ્રીએ પ્રેમને દ્રઢ કરવાને કહ્યું.

છપ્પો.

નથી નિપજતો પ્રેમ વાડીમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ તેલ ચોળીને ન્હાતાં;
નથી મળતો એ પ્રેમ ગાંધી દોશીને હાટે,
નથી મળતો એ પ્રેમ ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં ગુજરી ગામો ગામની,
કહે નરભો પ્રેમ પુરો મલે કૃપા હોય શ્રી રામની.

આવો ઉત્તમ પ્રેમ, પવિત્ર પ્રેમ, સુખકર પ્રેમ કંઇ દરેક સ્થાનમાં હોતો નથી, તેતો કોઇ પુન્યશાળીનેજ પ્રાપ્ત થાય છે.

સર્વમાં અંતર્યામી પ્રભુ એકજ છે, પ્રભુમાં ભેદ નથી જેટલી અજ્ઞાનતા તેટલોજ ભેદ, માટે આપણે તો સર્વદેશી સર્વના ઉપર પૂર્ણ પ્રેમ રાખવો.

ધ્યાનમાં રાખજો, આપણે સર્વને સર્વથી શુદ્ધ પ્રેમ અસ્ખલિત રાખવો, વિશેષ દ્રઢ કરવાને દ્રષ્ટાંત સહ કાલે કહેવામાં આવશે. શ્રી સદ્ગુરૂ દેવકી જે !

હવે આપણે બીજો વિષય "બ્રહ્મમય સંસાર" આ વિષય સાધારણ નથી, જેને જાણવાને માટે વિદ્વાન, યોગી અને સંત–મહંત લોકો પણ અધિરા થઇ રહ્યા છે, તે આ મહાન્ કિમતી અને કઠીણ વિષય આપ સર્વના સમક્ષ મુકવામાં આવે છે.

સાવચેત થાઓ ! સાવધ થાઓ અને એક ચિત્ત થાઓ. સર્વ સંસાર જ્યારે બ્રહ્મમય છે ત્યારે બ્રહ્મ વિના બીજું કંઇજ નથી એમ માનવું પડશે, પરંતુ એમ માનતાં વચમાં શંકા થશે, કે ત્યારે આ બીજું દેખાય છે તે શું ?

તમે કહેશો કે જગત્, ત્યારે એ વસ્તુ થઇ, અને આપણે તો અદ્વૈત સિદ્ધ કરવાનું છે.

॥ ब्रह्मसत्यं जगन्मिथ्या जिवो ब्रह्मैव केवलम् ॥

આ શ્લોકાર્ધથી આપને સમજાશે કે બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે, અને જગતને જોનાર, ભોગવનાર અને સુખ દુઃખનો અનુભવ કરનાર જીવ છે, તે ઉપાધિ છુટી ગયા પછી કેવલ બ્રહ્મજ છે.

॥ ब्रह्म सत्य स्तदन्यत् सर्वं मिथ्येति ॥

બ્રહ્મ સત્ય છે, અને તેથી અન્ય–બીજું જે કંઇ દેખાય છે તે સર્વ મિથ્યા છે.

પવન સર્વ સ્થાનમાં છે. પરંતુ પ્રયત્ન કર્યા સિવાય માલુમ પડતો નથી, તેમ બ્રહ્મ સર્વ સ્થાનમાં છે, પરંતુ પ્રયત્ન કર્યા સિવાય પ્રાપ્તિ થતી નથી.

**ત્રીતાલ.**

પાનીમેં મીન પિયાસી,
મોહે સુન સુન આવત હાંસીરે. ... પાનીમેં૦
સચરાચર સબ ઠોર ભર્યો હે,
ઢુંઢત ફીરત અવનાશીરે. ... ... પાનીમેં૦

મત્સ્ય ( માછલું ) ને જ્યારે જલપાન કરવું હોય છે, ત્યારે સાધારણ–ચાલ ગતિને છોડી ઉલટી ગુલાંટ મારે છે, તે વખતે તેની પીઠ ઉપરની પવનની કોથળી દબાય છે. જેટલો પવન કોથળી માંથી બહાર નિકળે છે, તેટલું જળ ઉદરને વિષે જાય છે, તેવીજ રીતે વ્યવહારમાં જે પ્રવૃત્તિ થઇ રહી છે તે તજી આપણે જ્યારે ઉલટી ગુલાંટ–શ્રીહરિ તરફ મારીશું, ત્યારે તર્તજ ( જલપાનરૂપ ) શાંતિ પ્રાપ્ત થશે.

સર્વ સ્થાનમાં ઠેર ઠેર સચરાચર, શ્રી શંકર, હરિ, બ્રહ્મ વિગેરે અનેક નામોથી અવિનાશી વ્યાપ્ત–ભરપુર વ્યાપિ રહ્યા છે.

**पुष्पे गंधं तले तैलं काष्टे वह्नी पये घृतम् ।**
**इक्षौ गुडं तथा देहे नाहमित्य वधारयेत् ॥**

અર્થ:—પુષ્પમાં ગંધ, તલમાં તેલ, કાષ્ટમાં અગ્નિ, દૂધમાં ઘૃત અને શેરડીમાં જેવી રીતે ગોળ રહ્યા છે, તેવીજ રીતે દેહને વિષે આત્મા રહ્યો છે.

અજ્ઞાનનાં પડળ ખુલી જશે, સદગુરૂની કૃપા થશે, કામ, ક્રોધ અને વાસનાનો ક્ષય થશે ત્યારેજ તે મહાન શકિત દ્રષ્ટિમાં આવશે.

( શ્રીજીની ગતિ છે અતિ અટપટી. )

વ્યાપિને રહ્યા સહુ વિશ્વમાં, નયને જોતાં ના જણાય;
પંડિત પુરાણીને કુરાની,
કાજી કંઇક ગોથાં ખાય. ... ... વ્યાપિને૦
તલને ઓથે જેમ તેલ છેરે, દધી ઓથે જયમ ઘૃત;
પુષ્પને ઓથેરે સુગંધ છે,
પદ ઓથે જેમ નદ.... ... ... વ્યાપિને૦

અગ્નિ રહ્યો છે કાષ્ટમાંરે, મોતી સમુદ્રમાં થાય;
મથન કરે મહા મહેનતેરે,
કહો કેમ ના પમાય. ... ... વ્યાપિને૦
રત્ન રહ્યાં બહુ ભૂમિમાંરે, ખોદે ખાડ તો જણાય;
અજ્ઞાની આળસુ અભાગિયા,
દુષ્ટ દુઃખમાં તણાય.... ... ... વ્યાપિને૦
રામ હૃદયને વિષે વસેરે, મહા નિશ્ચયને મહેલ;
સુરતાની શીડીએ ચડી જતાં,
નથી કાંઇ મુસ્કેલ. ... ... ... વ્યાપિને૦
પડદા પ્રપંચના છુટી જશેરે, જ્ઞાન દીપ ગ્રહો હાથ;
અલખ નિરંજન ઓળખો,
રંક રેવા તણો નાથ... ... ... વ્યાપિને૦

અજ્ઞાની જીવો બ્રહ્મ તજી જગતનેજ જુવે છે, પરંતુ અંતે તેમાં તેમને પસ્તાવું પડે છે. મોટા મોટા વિદ્વાનો પંડિત અને પુરાણીઓ સર્વ સર્વના મત ખેંચી રહ્યા છે; પરંતુ સત્ય જ્ઞાન ગ્રહણ કરી સ્વાત્માનુભવ સુખ પ્રાપ્તિને અર્થે પ્રયત્ન કરનાર, તો કોઇ વિરલાજ હોય છે.

### અખાનો છપ્પો.

સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણા પર ભાવ;
સૌનાં નેત્રો ફુટી ગયાં, ગુરૂ આચાર્યજ કાણા થયા;
શાસ્ત્ર તણી છે એકજ આંખ્ય, અખા અનુભવની ઉઘડી ઝાંખ.

અખાએ ગુરૂ અને શિષ્યની સ્થિતિ વર્ણવી છે, હાલ તો એથીએ શોચનિય દશામાં આવી પડયા છીએ, સેંકડો પંથ, સેંકડો ગુરૂઓ અને સેંકડો ઉપદેશકો, જે જેમની મરજીમાં આવે તેમ બચાડી રહ્યા છે; પરંતુ સત્ય માર્ગ સમજવો અને સમજાવવો બહુ મુશ્કેલ છે.

### મનહર.

કોઇ મુંડ મુડાવે ને કોઇ દાઢી કાઢી નાખે,
કોઇ રાખે ચોટલીને કોઇ રાખે ચોટલો;
સરવ ધરમનો મરમ સદા ચરણ છે,
દુરા ચરણ તે પ્રૌઢ પાપ તણો પોટલો;

આંબાના અનેક ગુણ ઉપરથી ઓપે પણ,
જ્ઞાની જન જાણે જે આંબાનું બીજ ગોટલો;
ધર્મ ગુરૂ ધમકારા કરી કહે દલપત,
તાણો જુદા મત જેને જેમાં મળે રોટલો.

ધર્મના ઉપર રાજ સત્તા ન રહી, પાઠશાળાઓને ઉ-તેજન ન મળવાથી સંસ્કૃત વિદ્યા લોપ થઈ, વેદ મંત્રો ભણવાની અને તેના અર્થ સમજવાની શક્તિ ન રહી, પ્રમાદ વૃદ્ધિ થઇ અને ઉદર નિર્વાહ પુરતાં સાધનો મેળવવાને લેકોની પ્રવૃત્તિ થઇ, જેથી હજારો પુરૂષો વટલી ગયા, કેટલાએક ખ્રીસ્તિ થયા અને કેટલાએક મુસલમાન થઇ ગયા, બાકી જે રહ્યા છે તેમાંથી એક ચતુર્થાંસ ભાગ નાસ્તિક થઇ ગયો, અને બીજો કેટલોક ભાગ સનાતન ધર્મના રહસ્યોથી વિરૂદ્ધ વર્ત્તન કરનારો થયો, અને જે કંઇ બચાવ થયો છે તેમાં ત્રણ ભાગ અંધ શ્રદ્ધાવાળો એટલે ધર્મ તત્વના ખરા આશયોને ન સમજનાર રહ્યા છે.

એટલે હવે બહુજ થોડો ભાગ તત્વ મેળવવાને અધિકારી તથા પ્રયત્નવાન જણાય છે.

દદા દેહી દેવળમાં દેવ સેવક થઇ તું કરને સેવ,
પ્રેમ પુષ્પ ચિત ચંદન ચાર, જ્ઞાન દીપ કર ઘટ મોઝાર;
અંતરના ટાળે અહમેવ દદા દેહી દેવળમાં દેવ.

* * * * *

મમા માયા મનની જાણુ મારૂં તારૂં ખેંચાતાણ,
સાંધા વાંધા મનનાં કામ સઘળે સરખા આતમરામ;
તે માટે મન હરિ શરણે આણુ મમા માયા મનની જાણુ.

સજ્જનો આપ સર્વના ધ્યાનમાં આવ્યું હશે કે સર્વ સ્થાનમાં બ્રહ્મ છે, બ્રહ્મમય સંસાર છે અને અંતે જે અવિનાશ છે તે બ્રહ્મજ છે.

ત્યારે બ્રહ્મ અને જગત દ્વૈત કેમ ભાસે છે ? એનો પ્રતિ ઉત્તર.

એ મનના ધર્મ છે, જેટલું જ્ઞાન ઓછું, અનુભવ ઓછો, સદ્‌ગુરૂનો આશ્રય ઓછો; તેટલુંજ દ્વૈત ભાસવાનું.

ભ્રાંતિથી કાચની પેટીમાં પુરાયેલો કૂતરો ચારે તરફ પોતાનું સ્વરૂપ જોઇ, ભસી મરે છે અને હેરાન થાય છે, તેમ ભ્રાંતિથી મારૂં-તારૂં, ભ્રાંતિથી હું-તું, ભ્રાંતિથી સ્ત્રી અને પુરૂષ, ભ્રાંતિથી બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર અને ભ્રાંતિથી આ જગત ચાલી રહ્યું છે તથા દેખાઇ રહ્યું છે.

અમને ભ્રાંતિ નથી, દ્વૈત નથી, જુદાઇ નથી, વર્ણ નથી, નીચ-ઉંચ નથી, સુખ-દુઃખ નથી, જગત નથી અને માન-અપમાન પણ નથી.

સર્વ બ્રહ્મમય છે, ઇંદ્રિઓ તેનાં કાર્ય કરે છે, તેમાં અમને લેવું, દેવું, સુખ, દુઃખ, પાપ, પુન્ય, હર્ષ અને શોક, કંઇજ લાગતું નથી.

સમય પૂર્ણ થયો છે માટે હવે થોડું વિવેચન કરી ભ્રાંતિ વિષય બંધ કરવામાં આવશે.

**शिखरिणी वृत्त.**

**यदध्यस्तं सर्वं स्त्रजि भुजगवद्भाति पुरतो ।**
**महामायो द्गीर्णं गगन पवनाद्यं तनुभृताम् ॥**
**भवेत्तस्या भ्रान्ते र्मुररिपुरधिष्टानमुदयं ।**
**यतो न स्याद् भ्रान्तिर्निरधिकरणा क्वापि जगति ॥**

**भर्तृहरि.**

અર્થ:—આ સર્વ જગત્ ભ્રાંતિથી આરોપાયલું, પંચભૂતોના ઓત પ્રોત થવાથી સ્થુલતાને પામેલું અને અવિદ્યામય છે. કોઇને શંકા થાય કે જે દેખાય તે મિથ્યા કેમ હોય ? તેના ઉત્તરમાં કહેવાનું કે અંધારામાં પડેલી માળામાં જેમ સર્પની ભ્રાંતિ થાય છે. તેમજ મુરારિ ભગવાનને વિષે પણ અજ્ઞાનીઓને જગત્‌ની ભ્રાંતિ થાય છે, જેમ સર્પ મિથ્યા છે, પરંતુ જેના પર સર્પની ભ્રાંતિ થાય છે એવી માળારૂપી અધિકરણ વસ્તુ સત્ય છે, તેમજ જગત મિથ્યા છે પરંતુ ભ્રાંતિના અધિકરણરૂપ ઇશ્વર સત્ય છે. કારણ કે જગત્‌માં કોઇ જગ્યાએ પણ અધિકરણ વિના ભ્રાંતિ થવાનો સંભવ નથી.

**अहं ब्रह्मनजानाति धिक्तं पुरुष कीटकं ।**
**देहात्म बुद्धिजं पापं न तद्गोवध कोटिभिः ॥**

**आत्मविचार.**

અર્થઃ—હું બ્રહ્માત્મા છું. એવો જેને દ્રઢ વિચાર નથી, તેને શ્રુતિ શાસ્ત્ર કીટવત્ ધિક્કાર કરે છે. કારણ હું દેહ છું એમ માની અજ્ઞાની—મૂઢજનો કોટી ગોવધ પ્રાયશ્ચિત્ત લે છે.

**રાગ યમન ત્રીતાલ.**

રે મન ભ્રમર ન એ રંગે રે' રિઝાઇ;
આજે લીલાં પણ કાલે જશે એ સુકાઈ.—રેમન૦
ચાલ તેવિ શોધીએ સુવાટીકા કો ભાઇ;
જેનાં પુષ્પ કદી ન જતાં હો કરમાઈ—રેમન૦
રંગ હો સુરંગને સુવાસની મીઠાઇ;
રહે સદા ફુલ્યાં રાખ તેથિ મિત્રતાઇ.—રેમન૦
જેનાથી ન થાય કદી નામની જુદાઇ;
તેવાનીજ સંગ સાંધ સાચીતું સગાઈ.—રેમન૦
બંધુ તારા કેટલા બિચારા ભ્રમ ખાઇ;
ચાલ્યા જન ફસાઇ જોઇ બહારની સફાઇ.—રેમન૦
જનમ ધરીને કશી કરી ના કમાઇ;
આયુ થઇ એક ભવ—રાતની ભવાઇ.—રેમન૦
ખાલી છીપો કિનારે રહી પગે ખુંદાઇ;
મુકતાફળ વાળી જળે તળે ગોથાં ખાઇ.—રેમન૦
બહારની માની માટે મિથ્યા ચપળાઇ;
અમરને જોવા પેસ અંદર છુપાઈ.—રેમન૦

શ્રોતૃવર્ગ આપદના ગૃઢાશયને વિચારશે, અને મનન કરશે તો, તત્વ તરફ પ્રવૃત્તિ થશે એ નિઃશંક છે.

સર્વ બ્રહ્મમય છે, બ્રહ્મમાં છે, અને બ્રહ્મજ છે એમ કહેવાને જરા પણ બાધ આવે તેમ નથી.

હુંમાં તું તુંમાંજ હું, હું તે તું તું હુંજ:
હું તે સર્વને સર્વ હું, એવી ઉંડી અભેદની ગુંજ.

'અભેદોર્મિ.

પરંતુ આ મહાન કિમતિ ભેદ સમજવાને, બ્રહ્મવૃત્તિ વાળા મહાત્માઓની સેવા કરવાની જરૂર છે. તેમની પુર્ણ કૃપા પ્રાપ્ત કર્યા વિના જન્મ મરણનો મહા રોગ મટતો નથી, એટલુંજ નહિં પરંતુ ઐહિક સુખ પણ સો કોસ સુધી દુરજ છે.

" જ્ઞાની ગુરૂને સેવતાં, ભવ ભટકારો જાય;
મિસ્રિ કેરી પુતળી જળમા જળવત્ થાય. "

એવા સાચા પવિત્ર ગુરૂના ચર્ણ સેવન વગર, સ્વપ્રયત્ન થી કોઇ બ્રહ્મમાં મળવા ધારે તો તે અસંભવિત છે.

" ગુરૂ વિણુ વેદ ઉદધી, લહે લાગે લવણ સમાન;
વાદળી ગુરૂ મુખ દ્વાર થઇ, અધિક સુધાથી માન. "

વિચાર સાગર.

" બ્રહ્મમય સંસાર " એ વિષય પ્રતિપાદન કરવામાં સંપૂર્ણ સાધનો તથા દ્રષ્ટાંતો કહેવામાં આવ્યાં છે, તેથી સર્વના મનમાં તે વિષય બરાબર દ્રઢ થયો હશે, હવે રાત્રિએ અન્ય વિષય તરફ લક્ષ દોડાવીશું, શ્રી સચ્ચિદાનંદકી જય ! શ્રી સદ્ગુરૂદેવકી જય ! ! શ્રી ચેતનદેવકી જય ! ! !

ॐ शान्तिः ! शान्तिः ! ! शान्तिः ब्रह्म शान्तिः ! ! !

મહાત્મા મદનાનંદજીએ વિષય સમાપ્તિ કરી, અને જે બોલાવી શાંતિ ચાહી, તર્તજ સર્વ સભાજનો નિત્ય નિયમ પ્રમાણે બોલવા લાગ્યા.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु माकाश्चिद् दुःखमाप्नुयात् ॥ १ ॥
त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बंधुश्च सखा त्वमेव ।

---

૧ આ જગતમાં સર્વ પ્રાણીઓ સુખી થાઓ, સર્વ પ્રાણી નિર્વિકાર થાઓ, સર્વ કલ્યાણને જુઓ, અને કોઇને પણ દુઃખ થાઓ નહિં.

૨ તમેજ અમારા માતા છો અને તમેજ પિતા છો, તમેજ

त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देव देव ॥ २ ॥
अच्युतं केशवं राम नारायणं
कृष्ण दामोदरं वासुदेवं हरिम् ।
श्रीधरं माधवं गोपिका वल्लभं
जानकी नायकं रामचंद्रं भजे ॥ ३ ॥
॥ हरे राम हरे राम राम राम हरे हरे ॥
॥ इति भजनम् ॥

**श्री मदनानंद महाराजकी जय ! नमः पार्वतीपते हर हर महादेव. ॥**

સર્વ સજ્જન ભકત મંડળીના એક સાથે થતા આ નાદથી સભા સ્થાન અમરાપુરી સમ દિસતું હતું. સ્ત્રી અને પુરૂષોના એક સાથે થતા આ મધુર ધ્વનિથી દેવતાઓ પણ મોહિત થાય એવો મનહર દેખાવ થઇ રહ્યો હતો.

મહારાજ શ્રી સ્વામીજી ઉઠયા, અને ખાનગી રૂમ-ઓરડા તરફ જવા લાગ્યા, સેંકડો સ્ત્રી અને પુરૂષો ચાલી ચાલી તેમના ચર્ણમાં પડતાં હતાં, મહારાજ શ્રી આ સમયે હસ્તા વદનથી કંઇ જુદુજ નિહાળી રહ્યા હતા.

ક્ષણ વારમાં લોકોની મેદની કમી થઇ ગઇ મહારાજ શ્રી સ્વસ્થાને પધાર્યા અને લોકો મહાત્માની વકર્તૃત્વ શકિત અને વિદ્વતાનાં વખાણ કરતા કરતા પોત પોતાને ગૃહે ગયા.

આનંદી બાઇ તથા કેટલીક ખાસ મંડળી મહારાજ શ્રીના ખાનગી ભુવનમાં દાખલ થઇ.

જોયા ઘણા આ જગત્માં, યોગી વિયોગી ભોગીયો;
નિર્ધન દરિદ્રિ દિનજન, રડતા રખડતા રોગીઓ;
ઝીણી નજરથી નિરખતાં, ધન ધામની તકરાર છે;
વિષયો વિષે વૈરાગ્ય તો, તલવારની ખર ધાર છે.

—***✿***—

અમારા બંધુ છો અને સખા પણ તમેજ છો, તમેજ અમારી વિદ્યા અને દ્રવ્ય પણ તમેજ છે. હે દેવના દેવ ! તમેજ અમારૂં સર્વસ્વ છો.



# પ્રકરણ ૧૦ મું.

" ગુણસુંદરીનો ગભરાટ અને સ્વામિજીનો ઠાઠ. "

शास्त्रज्ञोऽपि प्रथित विनयोऽप्यात्मबोधोऽपि बाढं ।
संसारेऽस्मिन्भवति विरलो भाजनं सद्गतीनाम् ॥
येनैतस्मिन्निरय नगर द्वार मुद्घाटयन्ती ।
वामाक्षीणां भवति कुटिला भ्रुलता कुञ्चिकेव ॥

भर्तृहरि.



સ્ત્રીઓની વાંકી ભ્રકૂટી કે જે નરક નગરનાં બારણાં ઉઘાડવા માટે કુંચી જેવી છે, માટે શાસ્ત્ર જાણનાર પણ અતિ વિનય વાળા અને દ્રઢ આત્મજ્ઞાની પણ આ સંસારમાં થોડાજ સદ્‌ગતિનું પાત્ર થાય છે. તાત્પર્ય—નરકનાં બારણાંને ઉઘાડવામાં કુંચી જેવી સ્ત્રીઓની ભ્રકૂટી જ્યાં સુધી જગતમાં છે, ત્યાં સુધી શાસ્ત્ર જાણનાર આદિ પણ સદ્‌ગતિને પામતા નથી.

મદનાનંદ મહારાજ શ્રી દિવાનખાનમાં ગયા, અને એક સુંદર આરામચેર ઉપર બેઠા; પરંતુ તેમની દ્રષ્ટિ બેઠી નહોતી, ક્ષણે ક્ષણે મહારાજ શ્રી દ્વાર તરફ જોતા હતા.

પુરૂષો અને સ્ત્રીઓ મહારાજ શ્રી ઓરડામાં ગયા પછી સર્વ વેરાઇ ગયાં હતાં; પરંતુ કેટલીએક મંડળી મહારાજ શ્રીના

તરફ આવતી હતી, દુરથી તેમને જોતાંજ મહારાજ શ્રીએ બંને નેત્ર બંધ કરી, ધ્યાનમાં પડયા હોય તેવો ડાઠ કર્યો.

પ્રિય વાંચક ! આ મદનાનંદ સ્વામિ આરામચેર ઉપર પડી કોનું ધ્યાન કરતા હશે ? એ જાણવાની જરૂર છે.

આનંદીબાઇની સાથે આવેલી, અને આનંદીના સુરમાં સુર મેળવી મધુર કંઠથી પદ ગાતી એક નૂતન મોહિની એ, સ્વામિજીના હૃદય સદનમાં નિવાસ કર્યો હતો.

આનંદીને કેમ વિલંબ થઇ હશે ? શું તે મૃગનયની ચાલી ગઇ હશે ? તેણે અત્રે આવવાની વાતનો અસ્વિકાર કર્યો હશે ? કે તેને મારા ઉપર પ્રિતિ નહિં હોય ?

મૃગનયનીને માટે મોહમાં પડેલા અને સ્વબોધથી ઉલટે માર્ગે આચરણ કરવા તત્પર થયેલા, મહારાજ શ્રી મદનાનંદજી મદમાં અંધ-દિવાના થયા હતા.

**કવિત.**

કાયા સો કામ જાત ગાંઠયું સો દામ જાત,
નાર સો સ્નેહ જાત રૂપ જાત રંગ સે;
ઉત્તમ સબ કર્મ જાત કુલકે સબ ધર્મ જાત,
ગુરૂ જનકી શર્મ જાત કામકી ઉમંગસે;
ગુણ રંગ રીત જાત બેદસો મતીત જાત,
રામજી સો પ્રીત જાત અપની મત ભંગસે;
જબ તકકી આશ જાત ભૈયનકો સાથ જાત;
સુરપુરકો બાસ જાત પર સ્ત્રી કે સંગ સે.

મહાત્માની વૃત્તિઓ આનંદીબાઇને સ્વાધિન થઇ ગઇ હતી, આનંદી બોલવા ચાલવામાં ચપળ-ચાલાક અને બહાદુર હતી, તેના પંઝામાં આવેલો ભાગ્યેજ કોઇ છટકી જતો, શિકાર કરવામાં અથવા મનુષ્યના મનને હરવામાં તે સર્વમાં એકકો હતી.

શહેરના એક પ્રખ્યાત ગૃહસ્થ-કાયસ્થ કલ્યાણરાયની પુત્રી ગુણસુંદરી તેર વર્ષની ઉમરની કુંવારી સ્થિતિમાં હતી. જ્ઞાતિમાં સારા કુળવાન અને કેળવાયલા વરની ખોટ હોવાથી તથા જ્ઞાતિ ઘણીજ ટુંકી હોવાથી કલ્યાણરાયને પોતાની પુખ્ત ઉમરે પહોંચેલી

કન્યાને કુંવારી રાખવી પડી હતી, રાત દિવસ તેના લગ્નને માટે કલ્યાણરાયને ચિંતા હતી.

ગુણસુંદરી તે ગુણસુંદરીજ હતી, તેણે પિતાની આજ્ઞામાં રહી સદ્વિદ્યા સંપાદન કરી હતી, ધાર્મિક અને સાંસારિક જ્ઞાન મેળવ્યું હતું; એટલુંજ નહિં પરંતુ પોતાના જ્ઞાની પિતાનું અનુકરણ કરતાં તે વેદાંત રસની સ્વાદિષ્મણ પણ બની હતી.

અધુના લોકો પુત્રિઓને શિક્ષણ આપે છે, પરંતુ તેથી લાભને બદલે હાનીજ થાય છે. હાલ લોકોમાં સ્ત્રી કેળવણીને માટે પોકાર ચાલી રહ્યા છે, રાજા અને પ્રજા તેને માટે મહાન્ પ્રયત્ન કરે છે; પરંતુ જોઇતો લાભ મળતો હોય તેમ લાગતું નથી.

સુધરેલી સ્ત્રીઓએ કંઇ નવું કર્યું છે, પતિ સેવાને તિલાંજલી આપી છે, લજ્જા–મર્યાદાનું મૂળ છેદ્યું છે, અને સ્વતંત્રતા–સ્વચ્છંદી વર્ત્તણુકને જન્મ આપ્યો છે.

**મનહર.**

સુધરેલી લેડીઓએ કપાળને ચોખ્ખું કર્યું,
ચાંલ્લાને સસ્પેન્ડ કર્યો વધું શું વિસ્તારીયે;
માથા તણા કેશ હેર કટીંગમાં કપાવીને,
બાબરીઆ કેશને રૂવાબ અચ્છો ધારીયે,
સેંથો પાડવાનું અમો ભાઇડાએ કબુલ્યું છે;
અલંકાર તજાવી શું વૈધવ્ય પળાવિયે.

સુધરેલી સ્ત્રીઓ પતિને તિરસ્કારે છે–ધિક્કારે છે, તુચ્છ ગણે છે, દાણા તથા લુગડાંને માટે જાહેર પેપર મારફતે નોટીસ આપે છે, અને વખતે કોરટના પિંજરામાં પણ ખડો કરે છે.

વાહરે ભારત ! શું સુધારો ! પાશ્ચિમાત્ય લોકોની નકલ કરતાં પૂર્ણ પાગલપણાંની સ્થિતિ પ્રાપ્ત થઇ છે, તો પણ હજુ આંખ ઉઘાડી જોવામાં આવતું નથી.

ભારત માતાની પુત્રિઓને માટે ખાસ કાયદાઓ બંધાઇ ગયા છે, અને તે પ્રમાણે ચાલવામાંજ સુખ છે, અને તેથી ઉલટું તેનો ભંગ કરવામાં દુઃખજ છે.

मनोवाक्कर्मभिः शुद्धा पति देशानु वर्त्तिनी ।
छायेवानु गता स्वच्छा सखेव हित कर्मसु ।
दासी वादिष्ट कार्येषु भार्या भर्त्तुः सदा भवेत् ॥

व्यास संहिता.

અર્થઃ—મન, વાણી તથા કર્મે કરીને સદાય શુદ્ધ રહેવું, પતિની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું, તેમને અનુસરવું, પવિત્ર રહેવું, પતિના હિત કર્મમાં મિત્રની પેઠે વર્ત્તવું, અને તેનો હુકમ ઉઠાવવામાં સદાય દાસી સમાન વર્ત્તવું.

पतिं या नाभि चरति मनो वाग्देह संयुता ।
साभर्तृलोके मवाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥

मनु अ. ९

અર્થઃ—જે સ્ત્રી મન, વાણી અને દેહથી પતિથી જુદી પડતી નથી એટલે કે જેનું મન, વાણી અને શરીર પતિની ઇચ્છા અને પતિના સુખમાંજ રહે છે, પતિના ને તેના એકજ વિચાર હોય છે, તેને સાધુ પુરૂષો–મહાત્માઓ સાધ્વી ( પવિત્ર–પતિવ્રતા ) કહે છે. અને મુઆ પછી પતિ સહિત તે સ્વર્ગના સુખને ભોગવે છે.

અધુના સ્ત્રીઓ નિર્બળ, લક્ષ્મી હીન, અને રોગી કે દરિદ્રી પતિનો ત્યાગ કરી મંદિરોમાં દેવ દર્શનાર્થે દોડા દોડો કરે છે, ગુરૂ કરે છે અને અનેક પ્રપંચોમાં ફસાય છે, જેથી શાસ્ત્રાજ્ઞા પાળનારી પવિત્ર સ્ત્રીનાં દર્શન થવાં દેવને દુર્લભ છે.

रोगान्वितः पिशाचो वा क्रोधनो वाथ मद्यपः ।
वृद्धो वाप्य विदग्धोवा मूकोन्धो बधिरो पिवा ॥
सततं देववत्पूज्यः साध्व्या वाक्काय कर्मभिः ।
नजातु विषमं भर्तुः स्त्रिया कार्यं कथंनच ॥

बृहन्नारदीय पुराण.

અર્થઃ—રોગી હોય, ક્રૂર કર્મ કરનારો કે ક્રોધી હોય, મદીરા પાન કરતો હોય, ઘરડો હોય, મૂર્ખ હોય; મુગો હોય

અથવા તો બહેરો હોય તોપણ પતિવ્રતા સ્ત્રીએ કોઇ પણ દિવસ પોતાના ભર્તારને ખરાબ લાગે તેમ વર્તવું નહિં, પરંતુ નિત્ય મન, વાણી તથા કાયા વડે દેવની પેઠે તેની પૂજા કરવી.

શાસ્ત્ર પુરાણો અને સ્મૃતિઓ જ્યારે આ પ્રમાણે ઉપદેશ કરે છે, ત્યારે આધુનિક શિક્ષણ સ્વતંત્રતા અને સ્વેચ્છાચારનો ઝુંડો ઉઠાવી રહ્યું છે.

શ્રીમંત–ધીમંત અને કીર્તિવંત કલ્યાણરાયની પુત્રી ગુણસુંદરી અવિવાહિતા હતી, છતાં તેના વિચારો અને આચાર અતિ ઉત્તમ કેળવાયલી કાન્તા સમાન, સ્તુતિપાત્ર અને વંદનિય હતાં.

સુંદર ગુણયુકત ગુણસુંદરીએ ગુજરાતી ઉપરાંત સંસ્કૃત ભાષાનું પણ જ્ઞાન મેળવ્યું હતું, માર્ગોપદેશીકાના બે ભાગ પૂર્ણ થયા પછી, પંચકાવ્યમાં તેણે પ્રવેશ કર્યો હતો, મહાભારત, રામાયણ અને ભાગવત તે સારી રીતે વાંચતી હતી, ઉપનિષદોના ભાષાંતર અને ગીતાની ઘણી એક ટીકાઓ તથા વેદાંતનાં કેટલાંક પુસ્તકો તેણે સારી રીતે વાંચી મનન કર્યાં હતાં, છતાં પણ શ્રવણ તરફથી તેની પ્રિતી કમી થઇ નહોતી.

ગુણસુંદરીને તત્વ વિચારનાં ભજનો ઉપર અત્યંત પ્રિતી હતી અને પ્રસંગોપાત તેવાંજ ભજન ગાતી.

કેટલીએક યુવક મંડળી અને મહાત્મા શ્રી મદનાનંદજી તેના રૂપ, ગુણ, નામ, અને મધુર અવાજ ઉપર મોહિત થયા હતા, વારંવાર તેઓ ગુણસુંદરીને ભજન બોલાવતા, તેમાં પણ આ ભજન તે સર્વને અતિ પ્રિય થઇ પડયું હતું.

પદ.

જીવડા જનમી આ જગ માંહી, પોતાને કેમ ભુલી ગયોરે લોલ;
જીવડા કોણ તું આવ્યો કયાંહી કે, વાસ અહીં કેમ થયોરે લોલ.
જીવડા ના કીધો વિચાર કે, કાયા કરમાઇ જશેરે લોલ;
જીવડા જમડો તારો શેઠ મુનીમ તું તેનો થયોરે લોલ.
જીવડા નર તનું બેશી નાવ ખરીદને કાજે ગયોરે લોલ;
જીવડા ખેડયા ભવ દરિયાવ આયુષ્ય વાયુ વાયા ઘણારે લોલ.

અપૂર્ણ.

ગુણસુંદરી જ્યારે આ સુંદર બોધક પદનું ગાન કરતી ત્યારે સર્વ સ્ત્રી પુરૂષો તેની મુખમુદ્રા સ્હામું ટગર ટગર જોયાજ કરતાં.

સાથે ભજન ગાવાથી, ગુરૂજીપર સરખી શ્રદ્ધા ચોંટવાથી અને વધુ પરિચય થવાથી ભોળી બીચારી ગુણસુંદરી આનંદીને ખરેખરી ધાર્મિક વૃત્તિવાળી, ભકતાણી અને જ્ઞાની ગણતી હતી.

ગુણસુંદરી જે જે ભજનો મુખપાઠ કરી ગાતી હતી, તે પ્રમાણે ચાલવાને પ્રયત્ન કરતી હતી અને તેમાં કેટલેક અંશે તે સફળ થઇ હતી, પરંતુ આનંદીનાં છુપાં કાવત્રાં–આચરણોથી તે બીલકુલ અણવાકેફ હતી.

આનંદી ભકતાણીની મસલતથી મહારાજ શ્રી મદનાનંદજી પોતાની પરમહંસના જેવી ઉચ્ચ અને સર્વ માન્ય પદ્વિને વિષય રૂપ વિષ્ટાના કુંડમાં બોળી બેઠા હતા.

ઘણા વખતથી મહાત્માના નિશ્ચયવાળા અને વૈરાગ્યશિલ મનને ચલાયમાન કરવામાં આનંદીનો સમાગમજ કારણભૂત હતો.

ध्यायतो विषयानूपुंसः सङ्गस्तेषूप जायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृति विभ्रमः ।
स्मृति भ्रंशाद्बुद्धि नाशो बुद्धि नाशात्पणश्यति ॥

श्री भ. गीता २—६२–६३.

અર્થઃ—જે પુરૂષ શ્રોત્રાદિ ઇન્દ્રિયોને શબ્દાદિક વિષયોથી પાછી ખેંચીને પણ મનવડે વારંવાર શબ્દાદિક વિષયોનું ચિન્તન કરે છે, તે પુરૂષને તે વિષયોમાં અવશ્ય સંગ ઉત્પન્ન થાય છે, અને ત્યાર પછી તે વિષયોમાં તૃષ્ણારૂપ કામ ઉત્પન્ન થાયછે અને તે તૃષ્ણારૂપ કામને કોઇ પુરૂષ હણે તો ક્રોધ ઉત્પન્ન થાય છે. ૬૨

અર્થઃ—તે ક્રોધ થવાથી કાર્યાકાર્યના વિવેકના અભાવરૂપ સંમોહ થાય છે, તે સંમોહથી ગુરૂ શાસ્ત્રે ઉપદેશ કરેલા અર્થના અનુસંધાનરૂપ સ્મૃતિનો નાશ થાય છે અને તે સ્મૃતિનો નાશ થવાથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થવાથી તે પુરૂષ નાશ પામે છે. અર્થાત્ સર્વ પુરૂષાર્થને અયોગ્ય થાય છે.

સંગતથી ક્રમે ક્રમે અધમ સ્થિતિને પ્રાપ્ત થઇ, મહાત્મા મદનાનંદજી છેક પુરૂષાર્થ હીન થઇ ગયા હતા, અને સાન શુધને વિસારી બેભાન જેવા બની ગુણસુંદરી તથા આનંદીબાઇની રાહ જોઇ રહ્યા હતા.

સર્વથી અગ્ર ભાગે આનંદી, સાથે ગુણસુંદરી અને બીજી કેટલીક મંડળીએ મહારાજના ઓરડામાં પ્રવેશ કર્યો, સર્વને આવતાં જોયા છતાં આ બગ-મહાત્માનાં બંધ કરેલાં નેત્રો હજુ ખુલ્યાં નહોતાં, આનંદી આવી અને સર્વને કહેવા લાગી. શાંત થાઓ બોલશો નહિં, ગુરૂને સમાધી આવી ગઇ છે, વાહ પ્રભુ ! સાક્ષાત ઇશ્વરજ છો, અરે ! જેમને બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે, તેમને કોની પરવા ! કોની ગરજ ! અને કોનું કામ છે ? આનંદીએ મહાત્મા શ્રીનાં વખાણ કરતાં કહ્યું.

સર્વ મંડળી સ્તબ્ધ થઇ ચુપચાપ ઉભી હતી, અરધો કલાક વિતી ગયો પરંતુ આ બગ મહાત્માની સમાધી ઉતરી નહી.

આનંદીબાઇ ! મહારાજની સમાધી કયારે ખુલસે ? એક ગૃહસ્થે પૂછયું.

કંઇ કહી શકાય નહિં, કલાકે થાય અને બે કલાકે થાય અરે ! કોઇ કોઇ વખતે તો ચાર ચાર છો છો કલાક સૂધી સમાધી માંથી મહારાજ શ્રી જાગૃત થતા નથી. આનંદીએ તોપ મારી.

આનંદીની આ યુકિત ફતેહમંદ નિવડી, અને કેટલીએક સ્ત્રીઓ તથા પુરૂષો મહારાજ શ્રીને નમન કરી ગૃહ તરફ ચાલતાં થયાં.

બંધ નેત્રથી બહારની સર્વ તપાસ રાખતા કામાનંદજી-મદનાનંદજી મહારાજને પણ આ યુકિત ઠીક લાગી અને તેથી તેમણે નેત્રને પૂર્ણ જોરથી બંધજ રાખ્યાં.

સ્વલ્પ સમયમાં તો માત્ર આનંદી અને ગુણસુંદરી બેજ રહ્યાં, બીજી મંડળી ગઈ એટલે આનંદીએ મહારાજ શ્રીના ચર્ણને સ્પર્શ કર્યો, તર્તજ સમાધી ખુલી ગઇ. આનંદી અને ગુણસુંદરી બંનેને એક સુંદર ગાલીચા ઉપર બેસવાને મહારાજે ઈસારત કરી.

કામવશ થયેલા, મદનના બાણથી વિંધાયલા અને મોહવશ થયેલા મદનાનંદજીએ અકકલના અછોડા ગુમાવી દીધા.

ગુણસુંદરીને માટે મહાત્મા શ્રી મદનાનંદજીએ એક વખતે આનંદીને ખાસ ભલામણ કરી હતી.

અને તેના ઉત્તરમાં ઓહો! એમાં શું! સ્વામિજી–પ્રભુ! આપનાથી એ વધારે નથી, જરૂર ગુણસુંદરીને લાવી આપના ચર્ણમાં હાજર કરીશ; મહારાજ! આપના જેવા મહાત્માની કૃપા એના ઉપર હોયજ કયાંથી ?

ઘણા દિવસથી પ્રપંચ જાળ બિછાવી રહેલી આનંદી ભકતાણીના પંજામાં ભોળી બિચારી ગુણસુંદરી ફસાઇ ગઇ અને આજે તે ગરીબડી મેના એક ક્રૂર કસાઇ–પારધીના હાથમાં આવી પડી.

હા! હિંદમાં આજે ઠોર ઠોર ધર્મને ઓથેજ અધર્મ ચાલે છે, અને તેથીજ ભારતની અધમ સ્થિતિ થતી જાય છે.

ગુરૂ! આ ગુણસુંદરી મારી સખી છે, શાણી છે, ડાહી છે, ચતુર છે, ભણેલી છે અને આપ શ્રીના ઉપર એની ખરા અંતઃકરણની પ્રિતી છે. એના પિતા આપણા નગ્રમાં એક પ્રતિષ્ટિત ગૃહસ્થ છે, છતાં આ પુખ્ત ઉમરની થયેલી પોતાની પુત્રીને માટે હજુ સુધી યોગ્ય પતિ શોધતા નથી. આનંદીએ વાત છેડી.

ગુણસુંદરી હવે પતિ યોગ્ય થઇ છે એમાં તો કંઇજ શંકા નથી, બુદ્ધિશાળી અને રૂપાળી છે, એટલુંજ નહિં; પરંતુ ભણેલી છે, છતાં તેના પિતાએ શા માટે લગ્ન કર્યું નથી, એ સંબંધમાં તો મને પણ શંકા છે. મહાત્મા મદનાનંદજીએ ચલાવ્યું.

આનંદી બોલી ઉઠી, ગુણસુંદરી! પ્રભુના મનનું સમાધાન કર, લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જવું એ મૂર્ખતા છે, માટે હવે અત્રે બીજું કોઇજ નથી માટે આનંદથી પ્રતિ ઉત્તર આપી દે.

કાકી! મહાત્મા અને ગુરૂના આગળ બીજી કંઇ ધર્મની વાર્તા કાઢવાની મુકી આવી સંસારી વાત શા માટે કાઢો છો? મહારાજ શ્રીના મનનું સમાધાન કરવાને મારે શું કહેવું? ગુણસુંદરીએ કહ્યું.

ભલે, ત્યારે તેમના વચનનું અપમાન કરીને તું સુખી થજે, રૂપ અને યોવનનો ગર્વ કોઇનો રહ્યો નથી અને રહેવાનો નથી.

" જાતે દહાડે જોબન જાશે ઉજળા થાશે કેશ;
ગાલ તણી ગુલાબી જાશે વરવો થાશે વેશ. "

માટે આ ગર્વ તજી આવા મહાત્માઓનાં વચનોનું સેવન કરીને ફેરો સફળ કર. આનંદાએ સહજ ગુસ્સે થઇ ગુણસુંદરીને કહ્યું.

કાકી ! અમારી ન્યાતમાં વરનો તોટો છે, કેટલાએક ઉમરે બહુ મોટા છે અને કેટલાએક વિદ્યા હીન, ગુણ હીન, અને વ્યસની છે. તેમ લગ્નની ઉતાવળ કરવા જેવું કંઈજ કારણ નથી. બાર પુરાં થઇ તેરમું વર્ષ ગઇ કાલેજ શારૂ થયું છે, આપણાં શાસ્ત્રોમાંથી તમે તો ઘણીવાર સાંભળ્યું હશે કે પુખ્ત ઉમરે લગ્ન થવામાંજ ફાયદો છે.

દ્રૌપદી, સીતા, સાવિત્રી અને બીજી અનેક સુકન્યકાઓનાં દ્રષ્ટાંત પુરાણોમાં જોવામાં આવે છે, તે સર્વ પુખ્ત ઉમરે સદ્ અસદ્ સમજ્યા પછીથીજ પોતાની ઇચ્છાપૂર્વક–ઇચ્છાવર વર્યાં છે.

ગૂજરાત વર્નાકયુલર સોસાયટીના નિબંધમાં મેં એક કવિત વાંચ્યું છે, અને તે મને યાદ છે. સાંભળો:—

**મનહર.**

બાલપણે પરણાવે, પણ ન વિચારે વાત;
નવિનજ ક્રૂર ફળ, નજરે નિહાળીએ;
રે નિર્લજ લોક તમો, લાજ લેશ કાં ન રાખો;
લેશ બુદ્ધિ હોય તો, કુબુદ્ધિ એવી ટાળીએ;
એ વિચાર આગળથી, ચાર ઘડી બેશી કરો;
ઘડીએ મરણ હડે, એમ છે સંભાળિયે;
છે સંભાળિ ચાલવાનો, ભાળિ એ સમોજ આજ;
એ સજ્જન બાળકોના, જન મન બાળિએ.

ગુણસુંદરીએ શાંતિથી અને સભ્યતાથી ઉત્તર વાળ્યો.

ગુણસુંદરી ! લગ્ન વિતી ગયા પછી ઢોલ વગાડવાથી શો ફાયદો છે ? દીવેલ અને દીવેટ બળી દિપક બુઝાઇ ગયા પછી દીવેલ પુરવાથી શો ફાયદો છે ? પાણી વહી ગયા પછી પાળી બાંધવામાં શો ફાયદો છે ? ચોરોથી લુંટાયા પછી ભય રાખવાથી શું ફાયદો છે ? અને પુષ્પકળી કરમાઇ ગયા પછી જલ સિંચન કરવાથી શો ફાયદો છે ? કંઇજ નથી.

ઘેલી તું હજી નાદાન છે. સંસાર સુખનો મધુર સ્વાદ હજુ સુધી તેં ચાખ્યો નથી, અને એ મજા તેં મેળવી નથી, તેથીજ તું આમ શાંતપણે બેશી રહી છે, મારી તો એવી સલાહ છે, કે એકવાર એ મઝાને તું અનુભવી જો. આનંદીએ પ્રપંચ જાળ પાથરી.

કાકી ! આજે તમારૂં બોલવું મને બહુજ વિચિત્ર લાગે છે, આવી નિતી વિરૂદ્ધ વાતો કરશો તો હું તો કોઇ દિવસ તમારી સાથે નહિં આવું. બીજી કંઇ જ્ઞાન, ભકિત કે વૈરાગ્યની વાતો નહિં અને આવી મિથ્યા વાતો તમને કેમ સુઝે છે ? ઘણા દિવસથી મને અત્રે આવવાને કહેતાં હતાં તે આટલા માટે કે ? આ તે સત્સંગ કરો છો કે કુસંગ કરો છો ? ગુરૂના સન્મુખ આવું વિપરિત ભાષણ કરતાં તમને શર્મ પણ નથી આવતી ? સભામાં મોટી મોટી વાતો કરો છો અને લાંબા લાંબા રાગડા તાણી ભજનો ગાઓ છો તે બધું લોકોને રંજન કરવા જેટલું, બકીજ જાઓ છો કે ? ગુણસુંદરીએ ઠંડા ડહામ દીધા.

ગુણસુંદરીની મીઠી, મધુર અને સત્યતાથી શ્રૃંગારાયેલી વાણી જાણી ભકતાણી આનંદીબાઇ તો લજ્જા કૂપમાં પડી ડુબી ગયાં.

આનંદીને ના જવાબ થયેલી જોઇ, મહાત્મા શ્રી મદનાનંદજીએ સ્વનામને અને તેના અર્થને શોભાવવાને કમર કશી અને ગુણસુંદરીને કહેવા લાગ્યા.

ગુણસુંદરી ગભરાવાનું કારણ નથી, અજ્ઞાનતાથીજ દ્વૈત ભાસે છે, જ્ઞાન દ્રષ્ટિથી જોતાં તારામાં, મારામાં અને આનંદીમાં કંઇજ ભેદ નથી, આનંદીએ મારા સમાગમથી એ અભેદજ્ઞાન પ્રાપ્ત કર્યું છે અને તેથીજ એ તને અનુભવ કરવાને સલાહ આપે છે. બ્રહ્મમય સંસારમાં એ વાત સ્પષ્ટ કરવામાં આવી છે, કે સર્વ બ્રહ્મમય છે, ઇન્દ્રિયો ઇન્દ્રિયોના વિલાસ ભોગવે છે. મનુષ્ય માત્ર બ્રહ્મનું રૂપજ છે તે કંઇજ કરતું નથી, તેને બંધન નથી, સુખ નથી અને દુઃખ કે દારિદ્ય પણ નથી.

મહારાજ કર્મ કોઇને છોડતું નથી, કરેલાં કર્મ ભોગવાંજ પડે છે, બ્રહ્માકાર વૃત્તિવાળા પરમહંસ દિક્ષાવાળા, અને ઉપાધી રહિત જ્ઞાની મહાત્માઓને પુન્ય પાપ વિકાર કરતાં નથી, પરંતુ તે સ્થિતિ ઘણી દૂરની અને તરવારની ધાર જેવી કઠીણ છે.

જે ફોતરાં વાવે છે, તેના ખેતરમાં કોઇ દિવસ દાણા ઉગ્યા સાંભળ્યા નથી, તેમ જે માઠું કરે છે તેનું સારૂં થતું નથી, માટે આપના જેવા સંત મહાત્મા પાસે, નિતિ વિરૂધ વાર્તાલાપ થવો નજ જોઇએ.

સળગતો અંગારો જેમ લુગડાંમાં દાબ્યો ઢુબ્યો રહેતો નથી, તેમ પાપીઓનાં પાપ છુપાં રહેતાં નથી.

પવિત્ર પુરૂષો-મહાત્માઓ મરણને શરણ થાય છે, પણ પાપને પસંદ કરતા નથી.

આંખમાં પડેલા કસ્તરને કાઢયા વિના સાફ દેખાતું નથી, તેમ અંતરમાં રહેલા પાપને ટાળ્યા વિના ચોખ્ખું ઇશ્વરી જ્ઞાન થતું નથી.

જે ઝાડના મૂળમાં કીડ લાગી હોય છે, તે જેમ ક્રમે ક્રમે સળીને પડી જાય છે, તેમ જેના અંતરમાં પાપે ઘર કર્યું હોય છે, તેને પણ અંતે-કોઇક દિવસે મોટું સંકટ વેઠી મરવું પડે છે.

વાટ પાડુ લુટારાના નજરાણાં જેમ સારા રાજાઓ લેતા નથી તેમ પાપી હૃદયવાળા અને પ્રપંચી નિતિ વિરૂદ્ધ ચાલનાર ભકતો કે મહાત્માઓની, પ્રાર્થના, પૂજા અને અરજી પ્રભુ સ્વિકારતા નથી.

કામ ક્રોધ મદ લોભકી, જબ લગ ઘટમેં ખાન;
તબ લગ પંડિત મુરખા, દોનું એક સમાન.
જેસી નીત હરામમેં, તેસી, હરિસેં હોય;
ચલા જાય વૈકુંઠમેં, પલા ન પકડે કોય.

કૃપાનિધી ! આ સર્વ આપનાં વચનો છે, તો શું આપજ પાછા તેનું ખંડન કરવાને તત્પર થાઓ છો? આનંદીને હું જ્ઞાની અને સુલક્ષણી ધારતી હતી, લોકોમાં તો તેને માટે સારૂં બોલાતું નથી, પરંતુ તે વાત હું સાચી માનતી નહોતી, હવે મને ખાત્રી થઇ છે. પંચ બોલે છે તે પરમેશ્વરજ બોલે છે, ઘણા માણસો કહે તે વાત કેટલેક અંશે ખરી હોવીજ જોઇએ, એ સત્ય છે. ગુણસુંદરીએ મહારાજ તથા આનંદીને ધધડાવી નાખ્યાં.

જોગીને ભોગી બનાવી, ભોગીને રોગી બનાવી અને રોગીને મર્ણ મુખમાં ઘાલી, ગર્ભવાસમાં ઘાલનાર, જમના ઘરની કિંકરી જેવી આનંદીએ મહાત્માને કંઇ ગુપ્ત સંજ્ઞા કરી, અને મહાત્માએ પણ તેજ પ્રમાણે આનંદીને નેત્રના પલકારાથી પ્રતિ ઉત્તર વાળ્યો.

ગુણસુંદરી! સર્વમાં સમાન ભાવના રાખવી એ જ્ઞાનીઓના લક્ષણ છે, વાસ્તે હું તને કહું છું કે આવો મિથ્યા આડંબર તજી દે, અને હવે શર્મ તજી તારૂં સુંદર શરીર ગુરૂને અર્પણ કરી કૃતાર્થ થઈ જા અને બ્રહ્માનંદ રસની મઝા મેળવી લે, કારણ આ યુવાવસ્થા હમેશ રહેવાની નથી તો પછી પરોપકાર વૃત્તિથી મારો હુકમ ઉઠાવવામાં તને શું હરકત છે?

જોબન, ધન, ખગ પ્રીતડી, યુવતી વાદળ છાંય;
નવું અન્ન એ સાતનો, રહેજ સ્વાદ જગમાંય.

કામદેવના પરમ ભકત મદનાનંદજી મહાત્માએ, મદન શાસ્ત્રમાંનું મધુર પ્રકરણ પૂર્ણ કર્યું, એટલે મદન અરી જે શંકર તેમની ઉપાસક–ચેલી–ગુણસુંદરીએ કામને દહન કરનાર શ્રી શંકર તરફથી મળેલાં વચનામૃતની વૃષ્ટિ કરી.

મહારાજ! આપ સર્વ ગુણ સંપન્ન અને બ્રહ્મસ્વરૂપ છો, એટલે આપ શ્રીના સામે વિવાદ કરવાને હું યોગ્ય નથી, પરંતુ આવા એકાંત સ્થાનનાં વિકારવાળી દ્રષ્ટિથી, વિષમ અને ભેદીત વાકયો આપ શ્રીના પવિત્ર મુખમાંથી નિકળે; એ આપના બોલવા ને અને વિદ્વતાને છાજતું નથી.

### વસંત તિલકા.

વૈરાગિ ઇંદ્રિજીત ક્રોધ રહીત કાયા,
શાંતિ ક્ષમા પ્રિયપણું વિનયે છવાયા;
દાતા અલોભ ભય શોક વિહિન ચિત્તે,
છે જ્ઞાન ચિન્હ દશ એ પરખો સુરીતે.

આપની ધ્યાનમાં આ વાત ઉતરતી હોય એમ મને લાગતું નથી, કારણ આનંદીની સલાહથી આપનો વિચાર કંઇ જુદોજ છે, એમ મને લાગે છે.

**नपश्यतिच जन्मान्धः कामान्धोनैव पश्यति ।**
**मदोन्मत्तो न पश्यान्ति अर्थी दोषन्न पश्यति ॥**

અર્થઃ—જન્મનો અંધ દેખતો નથી, કામથી જે અંધ છે

તેને સૂજતું નથી, મદોન્મત્ત કોઇને દેખતો નથી, અને અર્થી-સ્વાર્થિ દોષને જોઇ શકતો નથી.

મન રાખે વૈરાગમેં, ધરમે રાખે રાંડ;
તુલસી કીડા નિંબકા, કયુંકર ચખે ખાંડ.

લીમડાના કડવા રસનું પાન કરનાર કીડો, સાકરના મિષ્ટ રસ-સ્વાદને સ્વપ્ને પણ ચાખી શકતો નથી, તેજ પ્રમાણે વિષય રૂપ કટુ રસનો ભોગી વિષયિ જીવડો, પછી તે મહાત્મા હોય કે, લઘુ આત્મા હોય, પંડિત હોય કે મૂર્ખ હોય, રાગી હોય કે વિરાગી હોય; પરંતુ સ્વપ્નામાં એ તે હરિ રસના સ્વાદને જાણતો નથી.

ગુણસુંદરી ! ગમે તેમ કહે, તારાં કોકિલ સમ મિષ્ટ વચનો મને અતિ પ્રિય લાગે છે, તું જાણે છે કે હજારો ગૃહસ્થો, ભક્તો, જ્ઞાની, અજ્ઞાનીઓ અને રાજા મહારાજાઓ મારા ચર્ણમાં આવી ઝુકી રહે છે, છતાં પણ તેમના સામું જોવાનીએ હું દરકાર કરતો નથી, તે આજે તારા રૂપ, ગુણ, લાવણ્યતા અને ચપળતા ઉપર દિવાનો થયો છું તું ગમે તેવાં વજ્ર બાણ સમ વચનોના પ્રહાર કરીશ તે સર્વ ઉપકાર સહિત સ્વીકારવાને હું તૈયાર છું.

પરંતુ ગુણસુંદરી ! ઇન્દ્રિયોને ઇન્દ્રિયોના માર્ગમાં પ્રવૃત્ત થવા દે, તેમાં તને અને મને (બ્રહ્મને) કંઇજ દોષ નથી, આત્મા અવિચ્છિન્ન છે, અલેપ છે, અજન્મા છે, અકર્ત્તા છે અને સર્વમાં એક રસ છે, તેમાં તને દ્વૈત બુદ્ધિ કેમ થઇ છે ? દ્રૌપદીને પાંચ પતિ હતા, તો પણ તે સતિમાં ગણાઇ છે, કુંતાએ કુંવારી અવસ્થામાં પુત્ર ઉત્પન્ન કર્યા હતા તો પણ તે સતિ છે, ઇન્દ્ર સાથે જાર કરનાર અહલ્યા સતિ છે, તારાએ સુગ્રીવ સાથે પુનર્લગ્ન કર્યું તો પણ તે સતિ છે, મંદોદરીએ વિભિક્ષણ સાથે પ્રિતિ જોડી તો પણ તે સતિ છે એટલુંજ નહિં પરંતુ એકથી અગિઆર સુધી પતિ કરવામાં આવે તો પણ હરકત નથી, તો પછી તને આમ મુઝાવાનું શું કારણ છે ? મદનાનંદે છટાથી કહ્યું.

વાહરે વાહ ! મદનાનંદજી મહારાજ ! આપ તો પક્કા આર્ય સમાજના અગ્રેસર લાગો છો, પુનર્લગ્ન અને નિયોગની માંથાફોડમાં અધુના તેમણે ઘણી મહેનત કરવા માંડી છે, વેદના

અનર્થ કરી-કરાવી ભોળીભાળી પ્રજાને-અબુધ પ્રજાને-શુદ્ર પ્રજાને અને દરજી, ઘાંચી, મોચી વિગેરેને ગમે તેમ સમજાવી ફોસલાવી, કર્મ ભ્રષ્ટ કરી નાખ્યા છે, અને હજી પણ તેમ કરવામાં તેઓ પાછા હઠયા નથી.

આપની ગુપ્ત વાત મને માલુમ પડી છે, આપ તેમાંના એક ધુર્ત છો અને ધર્મ લુંટવાને માટે આવો ભગવો વેશ બનાવી ફરો છો.

માથે જટા કે સાવ મુંડન, કેશ લુંચન પણ કરે;
ભગવો બનાવી વેષ, વિવિધ પ્રકારના વેષો ધરે.
આંખો છતાં દેખે નહિં, આ અંધ એવા લોક છે;
બહુ રૂપ રાખે પેટ માટે, એજ અમને શોક છે.

અધુના સાધુઓની સંખ્યા દિન પ્રતિદીન વધતીજ જાય છે, છપ્પનના દુષ્કાળ પછી તો સર્વ વર્ણને સાધુ થવામાં કંઇ વાંધોજ રહ્યો નથી, વિદ્યા ભણતાં ન આવડી, ધંધો રોજગાર ન આવડયો, કામ કરવામાં કંટાળો આવ્યો, કરજ થઇ ગયું, સ્ત્રી મરી ગઇ કે લગ્ન ન થયું તો તર્તજ લંગોટી વાળી રાખ ચોળી હમબી સાધુ કહેવામાં કુશળ સાધુઓ દ્રષ્ટિએ પડે છે.

મહાત્માઓ વધ્યા, પરમહંસો વધ્યા, બ્રહ્મચારીઓ વધ્યા, ધર્મગુરૂઓ વધ્યા, કીર્તન કરનાર-હરદાસબુવા વધ્યા, ભારત, રામાયણ કે ભાગવત વાંચનાર વધ્યા, તાળી પાડી ભજન કરાવનાર વધ્યા, ભકતાણીઓ વધી, એટલુંજ નહિ પરંતુ લેકચર આપનારાઓ અને સુધારકો પણ વધ્યા છે, તેની સાથે અનાચાર-દુર્ગુણો અને વ્યસનોની પણ તેટલીજ વૃદ્ધિ થઇ છે.

" નારી મુઇ ઘર સંપત નાસી,
મુંડ મુંડાય ભયે સન્યાસી "

ત્યાગી થવું એટલે જગતૂને મનમાંથી કાઢી નાખવું, જે માણુસ મનમાંથી જગતને કાઢયા વિના, બહારનો ત્યાગ કરી ફરે છે તે ખરો ત્યાગી નથી પરંતુ ઢોંગી છે.

સ્વામિજી આપેજ ત્યાગ કર્યો છે, પરંતુ તે આપનો ત્યાગ માત્ર બહારનો છે, અંતરનો ત્યાગ નથી.

" ભગવે કપડે શિશ મુંડાવે, જગમેં કહાવે સિધ્ધા;
સિધ્ધનકી તો બાત ન જાને, બાલપનોકા ગધ્ધા "

સાધુ થઇ મન સાધ્ય કર્યું નહિં, ચિત્ત યોગરહમ ભટકતુંજ રહ્યું, અને વૃત્તિઓ શાંત ન થઇ, તો પછી એ સાધુતાને ધિક્કાર છે, તેવા સાધુઓ મનથી હારેલા છે, મનના ગુલામ છે, અને મનને તાબે થવાથી મર્કટ સમ છે.

" મનકે હારે હારહે, મન કે જીતે જીત;
મન મિલાવે રામકું, મનહિ કરે ફજીત "

ઉપરની સાધુતા તે સાધુતા નથી, પરંતુ ભિવાની દુનિયાંને ઠગવાની જાળ છે, અનેક બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈષ્ય, અને શૂદ્ર–પાટીદાર, ગોલા, ઘાંચી, કાછીઆ અને કોળી, ભાટ ચારણ અને તરગાળાઓ વિગેરે અનેક જાતો તંબુરા લઇ, નીકળી પડયા છે.

પોતાનો વર્ણાશ્રમ ધર્મ તજી ઢોંગથી મફતના મળતા માલપુડા અને દુધપાક ઉપર, નાચી કુદી કંઠીઓ બાંધી પેટ ભરી રહ્યા છે.

ઘણી દુકાનો સુની થઇ પડી છે, ઘણાં ક્ષેત્રો પડતર રહ્યાં છે, અને સેવામાં બ્રાહ્મણ વિગેરે કોમને ભાગ લેવો પડયો છે, એટલુંજ નહિં પણ સંસારીઓને મદદને બદલે આવા લોકો બોજા રૂપ થઇ પડયા છે.

આવા અસાધુ–અજ્ઞાની જીવડાઓ દુનિયામાં આમ તેમ ઘુમી અજ્ઞાની લોકોમાં પોતાનો દાબ બેસાડવાને વગર જાણે અને વગર સમજે ખંડન મંડનનાં બણગાં ફુંકી રહ્યા છે.

બ્રાહ્મણો કે જેઓએ સદ્વિદ્યા–વેદ વિદ્યા ભણી ઉપદેશ કરવો અને પોતાના આશ્રમ ધર્મોને સંભળાવવા, તેઓ પણ મોહીકના સ્વાદમાં કથા પુરાણમાં કેટલુંએક અંધેર, ગપાષ્ટક ચલાવી પાયમાલી કરી રહ્યા છે.

લોકોને બતાવવાને બે ચાર માળાઓ પહેરી, ફેશનેબલ વસ્ત્રોથી અલંકૃત થઇ કથામાં આવનાર તરૂણ બાળાઓનાં મન વિહ્વળ કરવા શ્રૃંગાર રસનુંજ માત્ર ગાન કરવું, બિભત્સ કે વિષયોત્પત્તિ કરે તેવા શબ્દોનો પ્રયોગ કરવો, તિરસ્કાર ભરેલાં વચનોથી શ્રોતૃવર્ગને હલકા ગણવા અને અહંકાર–ચાંડાળને વશ

થવું એટલુંજ નહિં પરંતુ ભોળા અને દેખતા અંધ એવા બિચારા ભાવિક ગૃહસ્થોને તેમની ભાવનાના બદલામાં તેમની વ્હાલી બાળકીઓ, સ્ત્રીઓ કે પુત્ર વધુઓ અને વિધવાઓને શ્રૃંગારિક વાતોથી લીન કરી–તાબેદાર કરી, કંઠીઓ બાંધી, સેવકીઓ બનાવી પૈસા પડાવી, તેવી કુલટાઓને નર્કદ્વારમાં મોકલી પોતે પણ નર્કમાં જવું; એજ ધંધો લઇ બેઠા છે.

આવાં સબળ કારણોથીજ ભારત માતાને દુઃખી અને અશ્રુપાત કરતી નિહાળવાનો આપણને સમય મળ્યો છે.

આટલેથીજ ગુણસુંદરી અટકી નહીં, કટુ વચન પ્રહાર અને તિરસ્કારથી લજ્જીત થઇ નિચી દ્રષ્ટિ કરી રહેલી આનંદી અને મહાત્મા શ્રી મદનાનંદજી વચમાં કંઇક બોલવા જતાં હતાં, તે પહેલાં તો ગુણિયલ ગુણસુંદરીએ પોતાના મધુર કંઠથી એક અત્યુત્તમ કવિતા લલકારી.

### સવૈયા.

ઘર ત્યાગી કંઇ બન્યા વિરાગી, તૃષ્ણા દિલની ના ત્યાગી;
નાટ્ય પાત્ર સમ વેષે ફરતાં, કેમ તરે એ હતભાગી.
વર્ણાશ્રમનો ધર્મ તજીને, ભટકે ભવમાં અપરંપાર;
હાંકી કાઢી દુરાચારને, હિંદદેવી કર જય જયકાર.

બહુ ભટકતા દીઠા ભવમાં, સાધુ સન્યાસી બાવા;
કોઇ મૃદંગને તાલ વગાડે, કોઇ જાય ઘર ઘર ગાવા.
પરમહંસને બ્રહ્મચારી કોઇ, મંત્ર તંત્ર પુરા ભણનાર;
હાંકી કાઢી દુરાચારને, હિંદદેવી કર જય જયકાર.

નવા પંથને ગ્રંથ ચલાવે, લક્ષ્મી લઇ કંઠી આપે;
સર્વ ધર્મનું ખંડન કરીએ, નિજ નિજ ધર્મોને સ્થાપે.
ભોજન મન ગમતાં મળતાં નિત, મસ્ત થયા મનજી તોખાર;
હાંકી કાઢી દુરાચારને, હિંદદેવી કર જય જયકાર.

ચઢે પાદુકા ઉપર રંગી, મલમલના કપડાં પહેરી;
આપે અવરને જ્ઞાન હૃદયમાં, હવા ભરી રાખે ઝેરી.
મહિલા મંડળ મધ્ય પુંજાતા, પિરસે કથામાં રસ શ્રૃંગાર;
હાંકી કાઢી દુરાચારને, હિંદદેવી કર જય જયકાર.

બોલે તે બીજાને માટે, પોતે પ્રપંચમાં મસ્તા;
ભરમાવી ભોળી ભામનીઓ, દુષ્ટ કર્મ કુડાં કરતાં.

જોગ ન સાધ્યો રોગજ વાધ્યો, મિથ્યા આ તજીઓ સંસાર;
હાંકી કાઢી દુરાચારને, હિંદદેવી કર જય જયકાર.

કર્મ તજીને ધર્મને બહાને, થઇ આંધળા બેશી રહ્યા;
ભારત માતા પુત્ર તમારા, બ્યંડળ સમ કૈંઇ થઇ ગયા.
જાહોજલાલી ગઇ દેશની, હુન્નર કળા ગયો વેપાર;
હાંકી કાઢી દુરાચારને, હિંદદેવી કર જય જયકાર.

અનાચારી બહુ ફરે ભીખારી, પોપટની પેઠે પઢતા;
સ્વદેશ સત્યાનાસ વાળવા, પામર એ પગલાં ભરતા.
વિષયપાણુ કોટે બાંધી, ભવસાગર શી રીતે તરનાર;
હાંકી કાઢી દુરાચારને, હિંદદેવી કર જય જયકાર.

સજ્જનની સેવા નવ કીધી, સ્વધર્મમાં મતિ ના ધારી;
ચિદાનંદ હૃદયે નવ ન્યાળ્યા, જનનીને ભારે મારી
લોભી ગુરૂને લાલચુ ચેલા, નક્ટ નર્ક વિષે પડનાર;
હાંકી કાઢી દુરાચારને, હિંદદેવી કર જય જયકાર.

ભકતાણી ભગમાં લૈ જાશે, આનંદી સમ આ જગમાં;
નવ લોભાશો સજ્જન ન્યાળી, ઢોંગ સાંગ એવા ઠગમાં.
રૈવા સત્યનો બેલી ઇશ્વર, જૂઠાને શિર જમનો માર;
હાંકી કાઢી દુરાચારને, હિંદદેવી કર જય જયકાર.

મદમાં અંધ બનેલા મદનાનંદજી, તથા ભકતાંણીનો ઇલકાબ ધારણ કરી, કુટણીના કૃત્યો કરનારી આનંદી, ગુણીયલ ગુણસુંદરીના વચન પ્રહારથી, અને શિખામણ–સદુપદેશના ભારથી નીચી દ્રષ્ટિ કરી જોઇ રહ્યાં હતાં.

ગુણસુંદરી ઉઠી ઉભી થઇ, તે નિર્ભય અને નિડરપણે બોલી. કુલટા કાકી! હવે હું જાઉં છું, પરમ બગ મહાત્મા હું રજા લઉં છુ, ધિક્કાર છે તમારા નામને અને તમારા આ મિથ્યા ડોળને, કુકર્મના કોઠાર અને વિષયના જીવડાઓ તમને શ્રીહરિ સજા કરશે.

વચન બાણુથી વિંધી નાખી ગુણસુંદરી જેવી બહાર નિકળવા ગઇ કે તર્તજ આનંદી બોલી ઉઠી. મહારાજ! બેશી શું રહ્યા છો? શું આ એક નાનકડી છોકરી આપણને આવા હલકા શબ્દ કહીને જાય, અને આપણે બેશી રહીએ!

તે જાહેરમાં આ વાત કરશે અને તેથી આપણી ફજેતી

તો થશેજ ! તો પછી હવે પુરૂંજ કરો કે એને પણ ખબર પડે કે હું આનંદીના હાથમાં ગઇ હતી.

ત્વરા કરો, જલ્દી આવો, પકડી લ્યો અને પછી મન માનતી મજા લુંટો , આવો દાવ ફરી ફરીને મળનાર નથી, થનાર હશે તે થશે, તમે શા માટે ગભરાઓ છો, મને બધો કળા આવડે છે, કહી ગુણસુંદરીનો કર ગ્રહી જતી અટકાવી.

પરમહંસજી–મદનાનંદજી તર્તજ ઉઠયા, કુલટાનાં કથીર જેવાં કુવચનોને કંચન સમાન ગણી ગુણસુંદરી જેવી કોકીલા ઉપર કાગ સમ ફાળ ભરી અને પોતાનું સત્ય સ્વરૂપ પ્રદર્શિત કર્યું.

" સોનાને શુભ પાંજરે, બેઠો મેવો ખાય;
તોપણ પામર કાગડો, માંસ જોઇ લલચાય "

આનંદીના હાથને તરછોડી માત્ર એકજ ધક્કાથી જમીન ઉપર પટકી ગુણસુંદરીએ ચાલવા માંડયું; પરંતુ શું કરે ? લાચાર પ્રથમથીજ આનંદીએ બંને તરફનાં દ્વાર બંધ કરેલાં હતાં.

આનંદી પડી ગઇ ત્યાં નીચે પત્થર હતા, ઇશ્વર ઇચ્છા બળિષ્ટ છે, ઉંધે માંથે પડી જવાથો આનંદીનું સુંદર શોભીતું નાક તદ્દન છુંદાઇ ગયું. તે બેભાન થઇ ગઇ, રૂધિર પ્રવાહ વહેવા લાગ્યો અને લોહીની નીક વહેતી દેખાઇ.

આવો ભયાનક દેખાવ જોઇ આપણા બગલાનંદજી–મદનાનંદજી મહારાજે ઝડપથી ગુણસુંદરીને પકડવાને કર લંબાવ્યો; પરંતુ તેમાં તેઓ નિશ્ફળ ગયા.

હવે હું પકડાઇ જઇશ ! આ પાપી–ક્રૂર કસાઇ મને છોડનાર નથી, દ્વાર સજ્જડ બંધ છે એટલે તે મારાથી ઉઘડશે નહિ. મારી રંકની લાજ લેવામાં આ કુકર્મિ ચંડાળ–માત્ર નામનો સાધુ ફાવી જશે. હે પ્રભુ ! હું તારા શર્ણમાં છું, આવી ભય ભરેલી સ્થિતિમાં પ્રભુ ત્હારા શિવાય મારૂં અન્ય કોઇ બેલી નથી.

ગભરાયલી ગુણસુંદરી પાપીના પંજામાંથી છુટવાને આમથી તેમ અને તેમથી આમ દોડવા લાગી અને દિન દયાળ પ્રભુનો પુનઃ પ્રાર્થના કરવા લાગી.

## કવિત.

મેં તો હું પતિત આપ પાવન પતિત નાથ,
પાવન પતિત હોતો પાતક હરોઇગે;
મેં તો મહાદિન આપ દિન બંધુ દિનાનાથ,
દિનબંધુ હોતો દયા જીમે ધરોઇગે;
મેં તો હું ગરીબ આપ તારક ગરીબનકે,
તારક ગરીબ હોતો બિરદ બરોઇગે;
મેરી કરણીપે કછુ મુકર ન કીજે કહાન્,
કરૂણા નિધાન હોતો કરૂણા કરોઇગે.

પડતી, આખડતી, રડતી, દોડતી અને થરથર કાંપતી બિચારી ગુણસુંદરીની સત્યશિલ અને શુદ્ધ અરજીને પ્રભુએ સ્વિકારી હોય એવો ચમત્કાર થયો.

દ્વાર ખરખડવા લાગ્યું અને બહારથી બે ત્રણ અવાજ થયા સ્વામિજી ! ઉઘાડજો, દ્વાર ઉઘાડજો; અમે ઘણી વારથી બહાર ખોટી થઇએ છીએ.

સીતા, દ્રૌપદી, અનૂસુયા અને મીરાંને સંકટના સમયે આનુકુળ થઇ શ્રીહરિએ વ્હાર કરી હતી; તેવુંજ થયું.

વાતોમાં વખત વિતી ગયો હતો, રાત્રિના કીર્તનનો સમય થયો હતો, દ્વાર પાસે સ્ત્રી અને પુરૂષોની ઠઠ મહારાજ શ્રીના પવિત્ર મુખડાનાં દર્શન કરવાને આતુર થઇ જામી રહી હતી.

આનંદીનું નાક અને મુખ છુંદાઇ ગયું હતું, રૂધિર વહેતું હતું, થોડી થોડીવારે—ઓ બાપરે ! અરેરે ! હું મરી જાઉં છું. મને કોઇ બચાવો, પાપ કર્મનો બદલો મને મળ્યો છે. હે પ્રભુ ! હવે મને પાપિણીને આ મહાન્ દુઃખમાંથી મુકત કરો; વિગેરે પોકારો ધીમા કરૂણાજનક શબ્દોથાં મહાત્મા શ્રી મદનાનંદજી ગભરાઇ ગયા. આ મરી જશે કે શુ ? લોકોમાં મેળવેલી કીર્ત્તિને કલંક લાગશે. જે લોકો પ્રેમ થકી પૂજતા હતા તેઓ નિંદા કરશે, તિરસ્કારથી જોશે અને આ બળાત્કારને માટે કલ્યાણરાય જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થની ફરિયાદથી રાજા મહાન્ શિક્ષા કરશે. અરેરે ! આવી વિપરિત—દુર્મતિ મને કેમ ઉત્પન્ન થઇ !

સ્ત્રીઓના સમાગમમાં રહી કોણે કીર્તિ જાળવી રાખી છે? કાજળની કોટડીમાં રહી દાગ વગરનો કોણ રહ્યો છે ? અને

અગ્નિમાં પડી દહન થયા થયા સિવાય કોણ પાછો આવ્યો છે ? કોઇજ નહિ.

ભલા ભલાઓની દુર્દશા સ્ત્રીઓથીજ થઇ છે, થાય છે અને થશે; માટે સમજુ, સજ્જન, જ્ઞાતા અને વૈરાગ્યશિલ લોકોએ તેમનો અતિ પરિચય નજ કરવો.

તેમના પરિચયમાં આવનાર કોઇ બચ્યા નથી.

નારદ નીખેદ કીધો પારાશર જેવા પાડ્યા,
ઇંદ્ર ચંદ્ર કેરે શીર એ કેવતો આવી છે;
વાંકમાં વિધિને આણ્યા વિશ્વામિત્ર તોડ્યું તપ,
એકલશ્રૃંગીની મતિ એણીએ ભમાવી છે;
રાવણ રોળાયો રણે કૈયા કુર કાઢ્યું મૂળ,
છત્રપતિ છેદાયાની પોથીઓ છપાવી છે;
રટે રેવાશંકર કે આળ રૂપી અંગના એ,
ઇશ જેવા યોગીઓની આબરૂ હલાવી છે.

મહારાજ સ્વમનને ઉપદેશ આપતા હતા, ગુણસુંદરી બિચારી એક ખુણામાં ઉભી ઉભી અશ્રુપાત કરી શ્રીહરિની પ્રાર્થના કરતી હતી.

બહારથી ફરી ધ્વનિ થયો, મહારાજ ! કથાનો સમય થઇ ગયો છે, રોજના કરતાં આજે મોડું થયું છે, કૃપાનિધી ! દ્વાર ઉઘાડો, બહાર સર્વ શ્રોતૃ મંડળી આવી ગઇ છે. કહી દ્વાર ખુબ જોરથી ઠોકવા માંડયું.

મહારાજ શ્રી ગભરાઇ નાઠા, એક ખુણામાં પડેલા આસન ઉપર જઇ પદ્માસન વાળી સમાધિષ્ટ થયા અને બગાકૃતિથી સ્વદુષ્કૃત્ય છુપાવવાને પ્રયત્ન કરવા લાગ્યા.

ભયભિત થયેલી નિરાધાર બિચારી ગુણસુંદરીને અવસર મળ્યો, એટલે દ્વાર પાસે દોડી ગઇ અને મહા પ્રયત્ને દ્વાર ઉઘાડી નાંખ્યાં.

અક્કલના આંધળા અને કસોટી કર્યા વિના અંધશ્રદ્ધાથી લોભાઇ ગયેલા ભકતો અને ભકતાણીઓ સદ્ગુરૂદેવકી જય ! શ્રી સચ્ચિદાનંદકી જય ! ચેતનદેવકી જય ! વિગેરે પોકારો–હર્ષનાદ કરતા અંદર દાખલ થયા. આ ગરબડનો લાભ લઇ ગુણસુંદરી

સ્થાનથી બ્હાર નિકળી ગઇ અને પોતાના પિતા સમક્ષ આ બનેલી સર્વ બીના તેણે જાહેર કરી.

કલ્યાણરાયને મદનાનંદજી માટે સારૂં માન હતું, પરંતુ પોતાની વ્હાલી પુત્રી પર આવો જુલમ થયલો સાંભળી, એકદમ તેઓ પોલીસ ઇન્સપેકટર પાસે ગયા, સર્વ બીના જાહેર કરી અને તેમને લઇ ગુનાહ વાળી જગ્યા તરફ આ બધો વરઘોડો ચાલ્યો.

બીજી તરફ દ્વાર ખુલતાં સર્વ ભાવિક ભકત સ્ત્રી અને પુરૂષોની મંડળીએ ઉત્સાહપૂર્વક અંદર પ્રવેશ કર્યો, તો આજે કંઇ નવુંજ કૌતક માલુમ પડયું, ભકતાણી આનંદી જમીન ઉપર પડી પડી પોકાર કરતી હતી, રૂધીરથી તેનાં વસ્ત્ર ભિંજાઇ ગયાં હતાં, મુખાકૃતિ બિહામણી–ભયંકર થઇ ગઇ હતી અને અરેરે ! ઓ બાપરે ! મને કોઇ મારે ઘર લઇ જાઓ વિગેરે દિન વચનો વદતી હતી.

સર્વ મહારાજ પાસે દોડી ગયા, મહારાજજી ! ઓ મહારાજજી ! આ શું થયું છે ? અરેરે ! બિચારી ધર્મનિષ્ટ આનંદી ભકતાણીના ઉપર આ દુઃખ શી રીતે આવ્યું ? પ્રભુ નિર્દય છે.

“ ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કુશળ ” એ વાત સત્ય છે નહિં તો આવી સુલક્ષણી ભકતાણીને આ પીડા કયાંથી?

સ્ત્રી અને પુરૂષો વિવિધ તર્ક વિતર્ક કરી, સૌ સૌનાં બુદ્ધિ અનુભવ અને શકિત મુજબ વાતો કરવા લાગ્યાં, મહારાજ શ્રીને પુછી પુછી તેઓ થાકી ગયાં પરંતુ આ યોગ ધારી મહાત્માએ કોઇના સામે દ્રષ્ટિએ કરી નહિં.

વાહરે ! મહાત્મા વાહ ! શું તમારા ઉપદેશ, તપ, જ્ઞાન, ભકિત અને સમાધીની ખુબી !

ધર્મને ઓથે રહી પાપ કરનારા આવા પાપીઓનાં પાપ સમાધીમાં પણ છુપાતાં નથી.

રાજાના ગુનેહગારોને તો તુરંગમાં પડવું પડે છે, પણ પ્રભુના દ્રોહીઓ–ગુનેહગારોને તો નરકની ધગધગતી મોટી અગ્નિમાં જવું પડે છે.

પાપ પુન્ય છુપ છુપ કરો, સોવત કરોકે જાગ;
તુલસી કબ લગ છુપ રહે, શ્વાસ બુસાઇ આગ.

ગમે તેવા એકાંતમાં કરેલું પાપ પણ એક વખતે જાહેર માં આવે છે, અને પાપનું ફળ જે દુઃખ તે ચખાડે છે.

પાપીઓના ઉપર પ્રભુ દયા કરતો નથી, કારણ જડજો ઘણા દયાળુ હોય છે તોપણ ખુનીને તો ફાંસીએ ચડાવવાનાજ. તેમ દયાળુ પ્રભુની દયા તે ધર્મીઓ માટે છે નહિં કે પાપીઓ માટે.

મરી ગયેલાઓને દવા ફાયદો કરતી નથી તેમ પાપીઓને જ્ઞાન-ભકિત-વૈરાગથી ફાયદો થતો નથી.

### ગીતી.

પરનારીને જોઇ ઇચ્છે નિત્ય નર સકામ થૈ ટાંપી,
જાણે છે તે ન મળે તથાપી મિથ્યા બને જુઓ પાપી.
ખોટી સાક્ષિ પુરનારો ખોટા બોલો નિગમ નિંદનારો,
ડંડ જુઠો દેનારો એ ચારેનો નર્ક વિશે આરો.
મિત્ર દ્રોહ કરનારો પિશુન કૃતધ્નિ વળી સ્ત્રી હણતાનો,
નીકાલ નથી કેથોએ કેમે કરતાં પાપથી છુટવાનો.





# પ્રકરણ ૧૧ મું.



" પર નારીની યારીમાં ધનપાળની ખ્વારી. "

## લાવણી.

વ્યભિચારી જનની, નથી આબરૂ જગમાં;
લે હસ્ત કુહાડો, મારે છે નિજ પગમાં.
પૈસાની હાની થાય, આળ ઝટ આવે;
છટકેલો કહે છે, લોક લાજ ના લાવે.
વળી સુવે નહિં કો દીન, શાન્તતા ધારી;
વ્યભિચારી જનની, નીંદ ગઇ પરવારી.
વ્યભિચાર કપાવે શીર, અરેરે ! પળમાં;
વ્યભિચારી જનનો, જીવ સદા જોખમમાં.



રહારાના ઉપરથી સુંદર દેખાતાં અવયવો ઉપર મોહિત થઇ પડનારા, પતંગીઆની પેઠે કામાગ્નિ માં દહન થયા વિના રહેતાજ નથી.

ધનપાળ વિજયાના રમ્ય મહેલમાં પ્રવેસી, ભુલભુલામણીનો ભોગ થઇ પડયો હતો.

આ કોણ હશે ! મને આટલું બધું માન્ય શા માટે આપતી હશે ! માગાથી એને શું સ્વાર્થ હશે ! કંઇ પ્રપંચ તો નહિં હોય ! અરે ! આ જોગણી તો નહિ હોય, વિગેરે અનેક તર્ક વિતર્ક કરતો ધનપાળ, વિજયાના સુંદર મહેલની શોભા નિહાળતો વિજયાની આજ્ઞા પ્રમાણે એક સુંદર પલંગ ઉપર બેઠો.

ધનપાળને ચુપચાપ બેઠેલો જોઇને, શંકામાં પડેલી વિજયા એ મધુર કંઠથી પ્રારંભ કર્યું.

પ્રાણેશ ! મારી સાથે ન બોલવાનું, આમ ઉદાશ થવાનું, અને મારો ત્યાગ કરી છટકી જવાનું કંઇ કારણ તો કહો ?

અરેરે ! પુરૂષો શું આમ છેક નિર્દયજ હશે ? પ્રાણ ! નાથ ! વ્હાલા ! મારો ગુનોહ શું કે આપ એકદમ કહ્યા કાવ્યા વગર અત્રેથી નીચે ઉતરી, છ પાંચ ગણવાને તૈયાર થઇ ગયા હતા.

બોલો, જલદીથી બોલો, મારા સમ ! વ્હાલા ! આ ગુપ્ત ભેદ ખોલો, અને મને શાંત કરો !

અરે ! આ શું ! બકવાદ કરે છે ! હું અત્રે કયારે આવ્યો હતો ! કયારે આને ઓળખું છું ! અને કયારે એનાથી પ્રિતિમાં જોડાયો હતો ! કંઇ સમજાતું નથી, આ તે પેલા ભવની વાત કરે છે કે આ ભવની !

હવે મારે આ મોહિનીને પ્રતિ ઉત્તર શું આપવો ? ભ્રમિત ચિત્તથી ધનપાળ વિચાર સાગરમાં ડુબવા લાગ્યો.

અત્યાર સુધી શરમ નહોતી અને હવે શયનગૃહમાં જતાં આપે લજ્જા ધારણ કરી ? વાહ ! શું આ આપ શ્રીને છાજે છે કે ? પ્રથમ પ્રિત બાંધી વાતોમાં મશગુલ કરો પ્રેમ પીછોડીમાં બંધન કરી પછીથી તિરસ્કાર કરવો એ ઠગાઇ કે ધુર્ત વિદ્યાનો આપે સારો અભ્યાસ કર્યો લાગે છે. વિજયાએ કહ્યું.

મારા જેવોજ કોઇ પુરૂષ આ પ્રેમદાનો ત્યાગ કરી હમણાંજ ગયો છે, ભામિના ભુલી પડી છે, બીજા કોઇને બદલે તે મનેજ પોતાનો પ્રિય માની રહી છે, ગમે તેમ હોય પણ હવે મારે શું કરવું ?

મિત્રનો પત્તો મેળવવાનું કામ અત્યારે બની શકશે નહિં, સ્વર્ગની સુંદરીનો ભેદ જાણવાને જતાં માર્ગમાં આ કંઇ નવુંજ નજરે ચઢયું એટલે હવે તેનો સમાગમ થવાનો નથી, મધ્ય નિશાનો સમય થયો છે, હવે રસ્તામાં જતાં આવતાં પહેરગીરો રોકશે અને તેથી વળી કંઇ નવિન પીડામાં પડવું પડશે, આવું સુંદર સ્થાન અને મનહર સુંદરી વિના પ્રયત્ને મળ્યા પછી તેને કેમ તજાય ? કોઇ તજતું નથી. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને

માટે ઘણે ઠેકાણે ઇતિહાસો લખાઇ ગયા છે. પારાશર, વિશ્વામિત્ર અને નારદાદિક ઋષિઓએ પણ તેનો આવી સ્થિતિમાં ત્યાગ કર્યો નથી.

વિના પ્રયત્ને પ્રાપ્ત થાય તેને ભોગવવામાં કંઇજ દોષ નથી કારણ તે પ્રારબ્ધ છે.

॥ प्रारब्धं भोगतो नश्यते ॥

અર્થ:—પ્રારબ્ધ કર્મ ભોગવવાથીજ નષ્ટ થાય છે.

મેં કંઇ આ ને વાસ્તે પ્રયત્ન કર્યું નથી, મને જોતાં બરાબર તેણેજ મને સાદરપૂર્વક સમ દઇને પોતાના એકાંત ભુવનમાં બોલાવ્યો છે માટે કદાચ વાત ફુટી જશે, હું કોઇ બાજોજ પુરૂષ છું; એમ તેના જાણવામાં આવશે તોપણ હું દોષ રહિત–નિર્દોષ છું.

માટે હવે વણિક બુદ્ધિથી ભળતોજ જવાબ દેવો અને જુદાપણું પ્રગટ ન થાય તેવી રીતે કરવાને પ્રયત્નારૂઢ થવું એજ શ્રેયસ્કર છે.

જોર જુલમથી, અથવા પ્રપંચથી અન્ય સ્ત્રીને ફસાવી, તેનું શિયલ ભંગ કરવું એ પાપ છે, પરંતુ આ કંઇ પાપ ગણાય નહિં, અરે ! પાપ હોય કે પુન્ય, ગમે તે હોય પરંતુ હાથમાં આવેલી બાજી હારી જવી એ મુર્ખનું કામ છે, સર્વ કોઇ નારીને વશજ છે, નારીથી કોઇ છુટયા નથી, અને નારીના નયન બાણથી કોઇ બચ્યા નથી.

કવિત.

નારિહી સ્વર્ગ રૂપ, નારિહી જીવન પ્રાણ;
નારિહી જગત મૂલ, સબ સૂરમુનિ કહેતે હે;
નારિહી તરન તારન, નિવારન કોટી કષ્ટ;
બ્રહ્મા શિવ વિષ્ણું સેવા, નારીહીસે લેતેહે;
વૃંદાશી નારિકો ધારી, શિશ સાલીંગરામ;
ચતુર ઓર અનારી, સબ નારીહીકો ચહાતેહે
નારિહી સારી સંસારમે, જીવન મૂલ;
અંત સમય સબકે પ્રાણ, નારિમે રહેતેહે.

વિચાર વમળમાં ગોથાં ખાતો ધનપાળ, સંગથી કામવશ થયો અને કામથી મોહવશ થયો હતો એટલે સદ્ અસદ્ વિચાર વાડીને ભેલાડી નાખી તે કામી–અંધ બન્યો હતો.

ધનપાળે રંગમાં રંગ મેળવતાં કહ્યું. મધુરી મોહિની ! તમને મુકીને જવાય કે ? એતો જરા હું હાસ્ય કરતો હતો, તમારા પ્રેમની કસોટી કરતો હતો, તમારા પ્રિતિ પાત્ર હૃદયને વિયોગાગ્નિથી તપ્ત કરી તપાસતો હતો; પરંતુ સુંદરી ! તેમાં તમો પહેલે નંબરે પાસ નિવડયાં છો. ધન્ય છે તમારી પ્રિતિને ! વાહ ! પ્રિતિ તો આવીજ જોઇએ ! બીજી પ્રિતિ શા કામની ?

પ્રિયા ! નીચે ઉતરી હું આમ તેમ છુપાવવાનું કરતો હતો. એટલામાં તો તમારા મનહર મુખારવિંદનાં દર્શન થયાં, તમારો આગ્રહ અને પ્રેમ જોઇ પ્રસન્ન થઇ તર્તજ વિના ઢીલે હું દોરના આશ્રયથી તમારી પાસે આવી હાજર થયો છું, પરંતુ એ સર્વ તમારીજ કૃપા છે. ધનપાળે ધ્રુજતા હૃદયથી પ્રપંચ જાળ પાથરી.

વ્હાલા ! સ્નેહની કસોટી સંકટમાંજ થાય છે, મારી પ્રિતી તપાસતાં પહેલાંજ તાંબુલ લીધા પછી આપની ચિત્તવૃત્તિ બદલાઇ ગઇ છે. આપ સત્ય સત્ય કહી દો કે આપના હૃદય મંદિરમાં કયા વિચિત્ર વિચારોએ નિવાસ કર્યો છે ? કે જેથી આ કસોટી કરવાના કઠીણ પ્રયત્નવશ થવાની જરૂર પડી ? વિજયા લક્ષ્મીએ પૂછયું.

ધનપાળ ગભરાયો, તાંબુલ શું અને વાત શું ! આ ભેદ ભરેલા નાટકથી હું બીલકુલ અજાણ છું. હે પ્રભુ ! હવે મારે શું જવાબ દેવો ? સહજ વિચાર કરી ધનપાળ બોલ્યો. સુંદરી ! તાંબુલ પછીથી તમને જે શંકા ઉદ્‌ભવી છે તે નિરર્થક છે.

તાંબુલ એ શબ્દ બે ત્રણ વાર કર્ણેન્દ્રિયપર પડતાં તરત તેણે તાર મારફતે વિજયાના હૃદય પ્રદેશમાં—અંતઃકરણ મહાલય માં વસતા મનજી સુબેદારને જાગૃત કરી આ ભયંકર અને છુપી બાતમી જાહેર કરી.

વિજયાએ મોહને દૂર કરી બુદ્ધિનો સદુપયોગ કરવા માંડયો. પ્રથમ તો ધનપાળના શરીરને નખાશિખાન્ત નિહાળી જોયું, સ્વરૂપમાં અને પોશાકમાં કેટલેક અંશે તફાવત માલુમ પડયો. કેસરીની કમર પર રહેલાં આયુધો તલવાર, પીસ્તોલ વિગેરે આ પુરૂષ પાસે નથી, ગુણમાં અને બોલવા ચાલવામાં પણ ત્રેની બરાબરી

થઇ શકતી નથી, એટલુંજ નહિં પરંતુ તાંબુલ ખાધા છતાં મુખારવિંદમાં તેનો નીશાની નથી, તેથી એમ સિદ્ધ થાય છે કે, આ પુરૂષ તે નવિનચંદ્રજી નહિં, પરંતુ કોઇ પ્રપંચો ઠગ છે.

સ્વલ્પ સમય વિચાર કરી નિશ્ચય પર આવેલી વિજયા પૂર્ણ પસ્તાવામાં પડી.

જરૂર આ મને ઉડાવે છે, નવિનચંદ્રજી હોય એમ મને લાગતું નથી. અરે ! ત્યારે શું ! હું કોઇ બીજાજ પુરૂષના પંજામાં ફસાઇ ગઇ છું ?

એમ હોય તો તો ઘણુંજ ખરાબ, બહુ મોટું પાપ, ધર્મથી પતન થવા જેવું થાય. એકને હાલ આપી પતિ માની પછી અન્યથી વ્યવહાર કરવો કે વાર્તાલાપ કરવો એ મહા દુષ્કર્મ છે.

ખેર ! થયું તે ખરૂં ! હવે થવાનું છે, તેમાં ધ્યાન આપવાની જરૂર છે.

પળવારમાં કંઇક નવિન વિચાર ઘડી કાઢી ચપળાક્ષી વિજયાએ જરા પાસે આવી પરિક્ષક થઇ પૂછ્યું. ત્યારે આપ એતો કહો કે આપનું નામ શું છે ?

અત્યાર સુધી ધૈર્યતાથી પ્રતિ ઉત્તર આપતો ધનપાળ ગભરાયો. હવે શું કરવું ? શો ઉત્તર આપવો ? મારૂં નામ આ મહિલાને કેવી રીતે કહેવું ? કારણ પ્રથમનું નામ કંઇ જુદુંજ હોવું જોઇએ.

બોલો, જલદી બોલો, વિલંબ કરવાનું કામ નથી, મને તમારે માટે જરા શંકા છે. માટે હું જે જે પ્રશ્ન કરૂં તેનો પ્રત્યુત્તર તાકીદે આપતા જાઓ. વિજયાએ દમામથી કહ્યું.

ધનપાળનું હૃદય ધડકવા લાગ્યું, ચર્ણ થરથર કાંપવા લાલાગ્યા, મુખ મ્લાન થયું અને હવે શું ઉપાય કરી આ બલામાંથી મુકત થવું, એ માર્ગ શોધવાને મન દોડાદોડ કરવા લાગ્યું.

આપૂતમાં ધૈર્ય રાખી છુટવાનો ઇલાજ કરવો, એજ ઉત્તમ છે, એમ વિચારી ધનપાળે વૈશ્ય બુદ્ધિનો ઉપયોગ કર્યો.

સુંદરી ! મારૂં નામ મેં પ્રથમીજ તમને કહેલું છે, તમે આમ મશ્કરી કરી મને ઉડાવો છો, એકવાર જાણી પછી ફરી ફરીને પુછપાછ કરવું એ ઠીક નથી.

વિજયા સમજી ગઇ, આ અધમ પુરૂષ પ્રપંચથી મને ઠગવા ધારે છે, વિવેકની વાતો કરી મુદ્દો ઉડાવી દેવા માગે છે તેથી શું હું એના ફૂંદામાં ફસાઇ જઇશ કે ?

મને તારા પ્રપંચનો પાઠ ભણાવી શુ તું છેતરવા ધારે છે? બોલ, સાચું બોલ, તારૂં નામ કહે અને સાથે એ પણ કહે કે હમણાં તેં શું ભોજન કર્યું હતુ અને મારૂં નામ શું છે ?

ના ઇલાજ થઇ પડેલો ધનપાળ હવે શું ઉત્તર આપવો અને કેમ છુટવું ! વિગેરે વિચારો કરી વળ્યો પણ અંતે લાચાર થયો અને બોલ્યો, તમારૂં નામ સુંદરી કે મોહિની છે. મારૂં નામ તમને કહ્યું છે તેજ છે અને ભોજનમાં ઉત્તમ સ્વાદિષ્ટ વિવિધ પકવાન અને સુરસ ભોજન જમ્યો હતો.

વચમાંજ વિજયા બોલી ઉઠી. ખોટું, ખોટું, સર્વ ખોટું. સાચું બોલ, તું કોણ છે ? તારૂં નામ શું છે? અને અહીં કેમ આવ્યો છે ? જલ્દી બોલ નહિં તો માર્યો જઇશ.

પલંગની બાજુએ ટીંગાવેલાં હથિયારો–તલવાર, ભાલો, બરછી, બંદુક, પિસ્તોલ અને ખંજર વિગેરે જોઇને આ વાણીઆ ભાઇના તો રામજ રમી ગયા. ત્રાસથી તન ધ્રુજી ઉઠયું અને ભયનો માર્યો બિચારો બોલી ઉઠયો. મારૂં નામ ધનપાળ છે, હું નિર્દોષ છું. તમે મને બોલાવ્યો, મારે માટે દોરડું મુકયું અને સમ દીધા તથા ઇસારા કીધા, ત્યારે હું આવ્યો છું માટે મને ક્ષમા કરો અને આ સંકટમાંથી મુકત કરો.

વેલી ! વેલી !! ઓ વેલી !!! વિજયાએ અંદરના ઓરડા તરફ દ્રષ્ટિ કરી બુમ પાડી.

બાઇ સાહેબ ! શું હુકમ છે ? જે હોય તે સત્વર કહો. આ આપની કિંકરી આજ્ઞા ઉઠાવવાને તૈયાર છે. વેલીએ હાજર થઇ નમ્રપણે કહ્યું.

આ દુર્ભાગી નીચ, લંપટ, પરસ્ત્રીઓની લાજ લેવાને યત્ન કરનાર, ક્રૂર અને કસાઇ જેવા હૃદયના રાક્ષસે, મારી સર્વ આશાઓને નિર્મૂળ કરી નાંખી છે.

આ પાપી, પર ગૃહમાં પ્રવેશ કરી, પ્રપંચથી મને વિશ્વાસઘાત કરી મારા ઉપર પોતાની કપટી ક્રિયાને અજમાવતો હતો.

પામર, તારા કર્મનો બદલો તો પ્રભુ પછી આપશે, પણ પહેલાં તો હુંજ આપું છું. ધનપાળ તરફ વક્રદ્રષ્ટિ કરી વિજયાએ કહ્યું. વેલી ! અંદરથી દોરડું લાવ અને આ હરામખોર વ્યભિચારીને હાથ પગ બાંધી આ પલંગના પાયા સાથે બાંધી દે, પ્રાતઃકાળમાં ન્યાયાધીશ પાસે મોકલી એને પુરતી શિક્ષા કરાવવાની જરૂર છે.

હુકમ થતાં બરાબર વેલી અંદર ગઇ, બે ચાર બીજી સખીઓને સાથે લઇ દોરડું લઇ આવી અને ધનપાળના સામે આવી ઉભી રહી.

દયાળુ વેલીને દયા ઉત્પન્ન થઇ. તે જાણતી હતી કે, ખરેખરી રીતે ગુનેહગાર, દોષવાન અને શિક્ષાને પાત્ર તો વિજયા દેવીજ છે; પરંતુ પોતાની પીઠ, પોતાનું છિદ્ર અને પોતાના દોષ એ મનુષ્યોના જાણવામાં આવતાં નથી અને તેથીજ બાઇ સાહેબનો મિજાજ ખશી ગયો છે, મોટાં માણસને કોણ કહી શકે !

દયા દર્શાવી વિચાર કરતી વેલીને જોઇ વિજયાએ ફરી ધસારો કર્યો. કેમ રે ! શું વિચાર કરે છે ? હુકમનો અમલ કરવાને વિલંબ શા માટે કરે છે ? તારા મગજમાં પણ કંઇ પવન ભરાયો છે કે શું ?

વિજયા બહેન ! ક્ષમા કરજો. મારી ભુલ થઇ છે, આજ્ઞા ઉઠાવવાને ઢીલ થઇ છે, હવેથી તેમ નહીં બને. લાવો હમણાંજ એ દુષ્ટને બંધન કરી પલંગ સાથે બાંધી દઉં છું.

વેલી અને બીજી ત્રણ ચાર સખીઓએ મળી, ધનપાળના હાથ પગ દોરવડે બાંધવા માંડયા, ધનપાળ અતિ દુઃખવશ થયો; પરંતુ કરે શું ?

જે પુરૂષ જેવું કર્મ કરે છે તેને તે કર્મનું તેવુંજ ફળ મળે છે.

दुर्भेद्याढ्य गृहेऽकरोन्निशिहर क्षात्रंच पद्माकृति ।
तन्मध्ये क्षिपतो(?)क्रमौ धनतृषा ज्ञातस्तदा स्वाधिपैः ॥
अंतस्थैर्गृहण पदोर्बहिरतो मित्रैः कृते हस्तयोः ।
क्षात्रास्ये निशितैः प्रपीडित तनुः संघर्षमाणो मृतः ॥

P

અર્થ:—કોઇ ધનવાનને ઘેર ભીંતે અંદરની બાજુએ પાટીયાં જડયાં હતાં, તેથી ઘર કોચીને અંદર પેસવાનું ઘણું કઠણ હતું, ત્યાં કેટલાક ચોર ચોરી કરવાને આવ્યા. તેમણે તે ઘરની ભીંત કોચી અને માંહે જોયું તો પાટીયાં જડેલાં દીઠાં. પછી તે ચોરોએ તે પાટીયાંમાં કમળના આકારે બાકું કોર્યું અને એક ચોર ધનાશાએ પોતાના બે પગ અંદર ઘાલીને પેઠો, તેટલામાં ઘરનો ધણી તથા તેનાં માણુસો જાગી ઉઠયાં અને ચોર ઘરમાં પેસે છે તે તેમણે જાણ્યું; એટલે તેમણે ઉઠાને ચોરના બે પગ મજબુત પકડી લીધા. તે જોઇ ચોરે પોતાના સોબતી જે ગૃહ બહાર હતા તેમને કહ્યું. કે મને ગૃહમાંથી ગૃહના માલીકે પકડો લીધો છે, માટે તમે સર્વ મળી મને બહાર ખેંચી કાડો. એ સાંભળી બહારના ચોરોએ તેના હાથ પકડી તેને બહાર ખેંચવા માંડયો અને ઘરના અંદરના માણુસો તેને અંદર ખેંચે છે, એમ કરવાથી પેલા પાટીયામાં કોરેલા ખાતરના કાંગરાં તેના શરીરે ઘસાઇ ઘસાઇને અતિ પીડા પામી આખર તે મરણ પામ્યો. જે કરે છે તેજ ભોગવે છે અને જે વાવે છે તેજ લણે છે એ નિઃશંક છે. વધુ સમજવા માટે નિચેનો શ્લોક તપાસો.

**यादृशं क्रियते कर्म तादृशं प्राप्यते फलम् ।**
**यथा प्राप्तं तु चोरेण हस्त क्षात्र कृते नवै ॥**

અર્થ:—જે પુરૂષ પોતાની મેળે જેવાં કર્મ કરે છે, તેવાં ફળ તેને પ્રાપ્ત થાય છે. જેમ ઉપરના દ્રષ્ટાંતમાં ચોરે પોતાને હાથે ખાતર પાડવાને પાટીયામાં બાકું કોર્યું, તો તેનું દુઃખથી મરણ થવારૂપ ફળ તેને તર્તજ મળ્યું. મતલબ એ છે કે કોઇ પણ માણુસે ભુંડુ કર્મ કરીને સારૂં ફળ થવાની આશા રાખવીજ નહિં.

વેલી અને બીજી સખીઓએ મળી ધનપાળના કર ગ્રહી દોરવતી બાંધવા માંડયો. ધનપાળ પોકાર કરી કહેવા લાગ્યો. મારા ઉપર દયા કરો. તમે સર્વ આ પ્રમાણે અન્યાય કરો છો અને નિર્દોષને શિક્ષા કરો છો, જરા વિચાર તો કરો કે ગુનેહગાર કોણ છે ?

ચુપ રહે, બદમાસ ! જાણી તારી ચાલાકી, વેલી ! હું જાઉં

છું, બરાબર સંભાળથી બાંધી દ્વાર બંધ કરી તમો સર્વ સુઇ જજો. કહી વિજયા શયનગૃહમાંથી પાસેના બીજા ઓરડામાં જઇ એક પલંગ ઉપર પડી.

વેલી અને તેની સખીઓએ ધનપાળની, એક પણ વાત ન સ્વિકારી, અને મજબુત દોરથી બંધન કરી, પલંગના પાયા પાશે સુવાડી સર્વ સ્વસ્થાનકે ચાલી ગઇ.

બંધન થઇ પડેલો ધનપાળ અશ્રુપાત કરતાં પોતાના આ કુકર્મને નિંદવા લાગ્યો. ધિક્કાર છે મારા આ કનિષ્ટ વિચારોને મગને પ્રથમથીજ કહ્યું હતું કે જોગણીનું ઘર સ્હામું છે. તે ન માન્યું તેનુંજ આ પરિણામ છે.

જ્યોતિષ ખોટું નથી, જેના ઉપર સમગ્ર સૃષ્ટિનો આધાર છે, શુભ અશુભ દરેકમાં જેની જરૂર છે અને હિંદુ, મુસલમાન પારસી દરેક જેને માને છે, તેનું અપમાન કરવાનુંજ આ ફળ છે.

જેવી રીતે હું બેહાલ થયો છું, તેવી રીતે કેસરી પણ તે જોગણીના બળથી બેહાલ થયો હશે ! એમાં શક નથી.

વિષય ! વિષય !! વિષય !!! તું શું કરાવે છે, દોરડે ચઢાવે છે, જુઠું બોલાવે છે, પાપ કરાવે છે, માફ મંગાવે છે, હાથ બંધાવે છે, માર ખવરાવે છે અને અંતે પ્રાણ પણ ખોવરાવે છે, તો પણ મારા જેવા મૂઢ તનેજ ચ્હાય છે.

### લાવણી.

વ્યભિચાર કપાવે શીર, અરેરે ! પળમાં;
વ્યભિચારી જનનો જીવ, સદા જોખમમાં.
ચોરી જુઠને કૈં, પાપ કરાવે જનને;
રે ! કરે અતિ બેહાલ, હરે તન ધનને.
પરનાર પતિવ્રત્ત, ભંગ કરોના ભાઇ;
પરનાર નર્કનું દ્વાર, તજો દુઃખદાઇ.
જેવી પોતાની નાર, અન્યની એવી;
તો હરો પરાયો માલ, દુષ્ટતા કેવી.

વિજયા પલંગ ઉપર પડી પરંતુ તેને ચેન પડ્યું નહિં. મદનમોહન ! મારા વ્હાલા નવિનચંદ્રજી ! તમારે મારો ત્યાગજ કરવો હતો ત્યારે પ્રિતી શા માટે કરી, હૃદય ભરાઇ આવ્યું, અશ્રુ

વહેવા લાગ્યાં અને ધૈર્યતા ન રહી. ત્યારે વિજયા પ્રિયતમને માટે બે બોલ બોલી ઉભરો સમાવવા તત્પર થઈ.

ગરબી.

જેને પ્રિયતમજી તજી જાય, બળ્યો જનમારોરે;
પરથમ ઉંડે કુવે ઉતારી, વળની વરતજ વાઢેરે;
બાળા બિચારી કોને કહેને, કોણ આવે બાર્ય આડે.
બળ્યો જનમારોરે—જેને૦
સ્નેહ સમુ સંકટ નહીં જગમાં, સ્ત્રીના શિર પર કોઇરે;
વિયોગ દુઃખની વેદના ઝાઝી, ખમવી ખૂણે રોઇ.
બળ્યો જનમારોરે—જેને૦

વિજયાના દુઃખના રાગડાની વચમાં એક પ્રચંડ ધ્વનિ થયો વિજયાનું રૂદન-રડતું ગાન બંધ થયું, તે ગુસ્સે થઇ ગઈ અને ઉઠી વેલીના તરફ ચાલી.

વેલી ! ઓ વેલી ! વિજયાએ પોકાર કર્યો.

કોણ વિજયા બહેન ! શું છે ? કેમ બોલાવો છો ? કહી વેલી વિજયાના સન્મુખ આવી ઉભી.

પેલા પાપી-કુકર્મીને તેં બરાબર શિક્ષા કરી નથી, તું જાણે છે કે આજે મારૂં ચિત્ત ઠેકાણે નથી, મારા જીવને સુખ નથી અને તેમાં તે પામર વારંવાર મોટા મોટા રાગડા કરી સ્ત્રીઓની નિંદા કરે છે, તે મારાથી સહન થતું નથી, માટે તમે સર્વ સખીઓ જાઓ અને તેને પૂર્ણ શિક્ષા કરો, કે ફરીને બોલીજ શકે નહિં. વિજયાએ કહ્યું.

બહુ સારૂં, બાઇ સાહેબ ! જેવો હુકમ, મેં તો આપને પ્રથમથીજ કહ્યું હતું-સુચના આપી હતી, કે સંભાળીને સ્નેહ કરજો. દૂધને બદલે છાસ ન હોય, પરંતુ તમે તે સમયે મોહમાં ઘેલાં-દિવાનાં બની ગયાં હતાં.

સાખી.

નારી નાગન જાનીએ, દેખત કરે હેરાન;
બાણ ચલાવે નેનકા, તોડે શુધ અરૂ શાન.

નારીના વિશ્વાસથી, રાજ પાટ સુખ સાજ;
સર્વ તજી રણ પોઢીઆ, રંક અને મહારાજ.

નારિ એસી ડાકીની, તીન લોકકું ખાય;
જીતે ખાવે કલેજા, મુવે નર્ક લે જાય.

નારિ નર્કની ખાંણ છે, જન્મ મરણના ફેરામાં નાંખનાર છે અને સ્વર્ગ કે મોક્ષ માર્ગમાં આડી આવી બુદ્ધિ, બળ, ભક્તિ, જ્ઞાન, વિવેક, વૈરાગ્ય અને સત્ક્રિયાને હરનાર છે. ધનપાળે ક્રોધાવેશમાં આવી બાજીવાર કહ્યું.

વિજયાએ કહ્યું. વેલી ! સાંભળ્યું કે ? કેવાં કટુ વચનો કહી રહ્યા છે. " ચોરી તો ચોરી પણ પાછી શિરજોરી " " ઉલટો ચોર કોટવાળને દંડે " એવી સ્થિતી છે.

મેં દયાને ખાતર એને જીવતો રાખવાને કહ્યું. ત્યારે આ તે ઉપકારનો બદલો વાળે છે! માટે વેલી ! તું આ સર્વ સખીઓને લઇને તાકીદે જા, અને તમો સર્વ તેને પૂર્ણ શિક્ષા કરજો, જો સંભાળજો હાં ! હું જાઉં છું. વિજયાલક્ષ્મી વેલીને બરાબર પાઠ ભણાવી પોતાના ઓરડામાં ચાલી ગઇ.

ધીરજ, રંભા, અને રમા ! ચાલો આપણે સર્વે મળી વિજયા બહેનના હુકમને અમલમાં મુકાએ. વેલીએ કહ્યું.

વેલી, રંભા, રમા અને ધીરજ વિગેરે સર્વે એકદમ, જે ઓરડામાં–દિવાનખાનામાં આપણા ધનપાળશા, બંધીવાન થઇ પડયા પડયા " પડયા તો પડયા પણ ટંગડી ઉંચી " એ ન્યાય પ્રમાણે નારી નર્કની ખાણ છે વિગેરે વચનો બકતા હતા તેમની પાસે આવી પહોંચ્યાં.

ધીરજે ધીર તજી કહ્યું. કમઅક્કલ ! પરસ્ત્રીની લાજ લેનાર મર્કટ ! આટલી શિક્ષાથી તું હજુ ધરાયો નથી કે સ્ત્રીઓની નિંદા કરે છે, વિચાર તો કર કે તું પોતે કઇ સ્થતિમાં છે.

" સ્ત્રી વિના સુનો સંસાર,
ગોળ વિના મોળો કંસાર;
કામીને દુઃખનો નહિં પાર,
ઝાઝો જુતાંનો શિર માર. "

દેવ દરબાર, રાજ દરબાર અને ઘરબાર સર્વ સ્થાનમાં સ્ત્રીને પહેલું માન મળે છે, સ્ત્રીઓને હજારો નમે છે અને સ્ત્રીઓથીજ સંસારની મજા પણ મળે છે.

વચમાંજ રંભા બોલી ઉઠી, ધીરજ બ્હેન ! ખરી વાત છે. સ્ટેશનો ઉપર સ્ત્રીઓને પહેલી ટીકીટ અપાય છે, ટ્રેઇનમાં સ્ત્રીઓને પહેલી બેસાડવામાં આવે છે, કોરટમાં સ્ત્રીઓ ઉપર ખાસ દયા રાખવામાં આવે છે, શાસ્ત્રોમાં કે પુરાણોમાં પણ સ્ત્રીહત્યાનું મોટું પાપ ગણાય છે, સ્ત્રીઓના મદદગાર સ્હેજમાં મળી આવે છે, સ્ત્રીને નાણાં ધીરનાર ઘણા મળે છે અને છેવટે સર્વ કાર્યમાં સ્ત્રીઓને પુરૂષ કરતાં વધારે છુટ–હક અને સત્તા આપવામાં આવી છે, એ નિર્વિવાદજ છે.

પાશ્ચિમાત્ય લોકો પણ સ્ત્રીઓનું માન સારી પેઠે સાચવે છે. એટલુંજ નહિં પણ ટ્રેઇનમાં અને નાટકશાળાઓમાં પણ તેમને માટે ખાસ જગ્યાઓ રાખવામાં આવેલી હોય છે; આટલું છતાં તું સ્ત્રીઓની અને તેમાં પણ અમારાં વિજયા બહેનની નિંદા કરી રહ્યો છે, તેનું ફળ તને મળ્યું છે અને હજુ વિશેષ મળશે.

સ્ત્રી અનાદર–અપમાનની મીઠી મધુરી મજાહ કેવી મળે છે તે તને હવે માલુમ પાડીએ છીએ. એ સર્વ મજા આપવામાં સર્વથી પહેલો નંબર આ ચાબુકનો, બીજો પેલી જેષ્ટિકાનો અને નંબર ત્રીજો આ બે નળાની પિસ્તોલનો છે.

ઓ મારા બાપરે ! ત્યારે શું આ સર્વ ભયદાયક વસ્તુઓનો ઉપયોગ મારા ઉપરજ કરવામાં આવશે ! આ ચાબુકના ઝપાટા અને સોટીના સપાટા કેમ સહન થશે ! અને એ સર્વથી ભયંકર પેલી પાપિણી પિસ્તોલ તો પુરૂજ દુઃખ આપશે, પલકમાં પ્રાણ લઇ લેશે, મગન કયાં ! કેસરી કયાં ! અને હું કયાં ! અરેરે ! પરસ્ત્રીના મોહમાં પડતાં આ સ્વાદ મળ્યો, ખરેખર હું શિક્ષાને પાત્ર છું. મને ધિક્કાર છે ! ધિક્કાર છે ! ! થરથર ધ્રુજતો ધનપાળ પાપનો પસ્તાવો કરવા લાગ્યો.

ભુજંગી.

ગૃહિણી ગૃહે શોભતી હોય સારી,
છતાં ચ્હાય પરનાર ચિતે અનાડી;

ઉઘાડી લીએ નર્કની આપ બારી,
ઉગારો હરિજી મને દાસ ધારી.
મતિના તરંગો કુરંગો બનીને,
મુવા દોડી બહુ ઝાંઝવા જળ ગણીને;
ફસ્યા જાળ જ્યાં પારધીએ પસારી,
ઉગારો હરિજી મને દાસ ધારી.
વિષય વાવટા આ સહુ દૂર થાશે,
જરા હાથ કિલ્લા જુવાનના જાશે;
કાયા નગ્ર પર કોપશે કાળ ભારી,
ઉગારો હરિજી મને દાસ ધારી.
રચ્યું મહેલ નિશ્ચય તણો આજ મનથી,
ડગે નહિં કદી કામ કેરા પવનથી;
"રેવા" ઉતરે પાર સંસારકારી,
ઉગારો હરિજી મને દાસ ધારી.

પ્રભુ પ્રાર્થના કરતો બિચારો ધનપાળ ધ્રુજી ઉઠયો, તેનાથી આ સ્ત્રીઓનો તાપ સહન થયો નહિં.

**स्थाने सिंह समा रणे मृग समा देशांतरे जांम्बुका ॥**

અર્થ:—પોતાના સ્થાનમાં સિંહ સમાન, રણમાં મૃગ સમાન અને વિદેશમાં શિયાળ જેવો.

ઉપર મુજબ વૈશ્ય ગુણને આધિન થઈ ધનપાળે વારંવાર પ્રાર્થના કરી; પરંતુ તેની એકે અરજી ઉપર લક્ષ અપાયું નહીં.

ચુપકર પાજી ! પાપી ! મુંજી ! એ અમારાં વિજયા બહેનના હુકમ પ્રમાણે હવે તને દરેક પ્રકારની શિક્ષા કરવીજ પડશે. રંભાએ વક્ર દ્રષ્ટિથી કહ્યું.

અરે ! પણ આ પિસ્તોલ તો સોએ વર્ષ પુરાં કરી નાંખશે તેનું કેમ ? કંઇક તો દયા રાખો, છેક આમ નિર્દય શા માટે બનો છો, પ્રભુનો તો ડર રાખો. ધનપાળે કહ્યું.

ભાઇ ! ધીરજ ધર, અમે ત્હારો વધ કરનાર નથી; પરંતુ પ્રાત:કાળમાં રાજા સન્મુખ તને ખડો કરવામાં આવશે અને ત્યાં આ રાજ્યના નિયમ પ્રમાણે પરસ્ત્રી વ્યવહાર કરનારને, પરગૃહમાં પ્રવેશ કરનારને અને વ્યભિચારી કે બળાત્કાર કરનારને ફાંસીની શિક્ષા છે, તે પ્રમાણે તારા આ મનહર શરીરનો ફાંસીને લાકડે

લટકાવી નાશ કરવામાં આવશે. વેલીએ વિવેકથી દયાળુ હૃદયથી કહ્યું.

ઓ મારા બાપરે ! ત્યારે હવે તો મરીજ જવાનું આવ્યું કે ! મારા વ્હાલા મિત્ર મગને મને પ્રથમથીજ કહ્યું હતું, કે જોગણીનું ઘર સામું છે છતાં મેં ન માન્યું ! હા ! હવે શું કરૂં !

પર પ્રિયા નર્કનું દ્વાર છે, યમના ઘરનો માર છે અને તેના પ્રેમમાં અમૃત નહિં પણ વિષની જ્વાળ છે.

" પર નારી ઝેહેરી છુરી, મત લગાના અંગ;
રાવણકે દશ શિશ ગયે, વો પર નારીકે સંગ."

મોટા મોટા રાજા રાણાઓ, ઋષિ–મુનિઓ, તપવાન યોગીયો, સમૃદ્ધિવાન ભોગીઓ અનેરંક કે રાય, સર્વ કોઇ એના જાદુવાળી જુકિત–દ્રષ્ટિમાં અંધ બની અથડાઇ પડયા છે અને પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠા છે.

### હરિગીત.

પરનાર જે જન ચ્હાય છે, બહુ હાલ બુરા થાય છે;
વાજીંત્ર વાગે નર્કમાં, યમ ઘેર ગીત ગવાય છે.
કુકર્મના કોઠારમાં, અધર્મ અનર ભરી સહી;
અન વસ્ત્ર ને વળી આબરૂ વિણ, કામિને ખામી નહિં.
મુનીમ જેનો કામ છે, મદ મોહ લોભ તમામ છે;
શોક સાગરને વિષે, વસવાને રૂડો ઠામ છે.
ક્રોધ ત્યાં ચોકી કરે, ચિંતા ઝુલે ઝુલી રહી;
અન વસ્ત્ર ને વળી આબરૂ વિણ, કામિને ખામી નહિં.
વિવેક સાથે વેર છે, દયા ગઇ પરદેશમાં;
સદ્બુદ્ધિ શોધ્યા ના મળે, દિન રાત રહેતો કલેશમાં.
ક્ષમાનું કાઢયું મૂળ, લજ્જા કુળ નિકંદન થઈ;
અન વસ્ત્રને વળી આબરૂ વિણ, કામિને ખામી નહિં.
માતા પિતા સુત ભ્રાત ભગની, પુત્રને પરિવાર જે;
નિજ નારિ દુઃખ દર્દો બિચારી, કોણ આગળ જે કહે.
જપ, તપ અને વ્રત ના મળે, પરમાર્થ માં મતિ ના ગઇ;
અન વસ્ત્ર ને વળી આબરૂ વિણ, કામિને ખામી નહિં.
પર દ્વાર વાર હજાર જાય ન, માન છે લવલેશ જ્યાં.
મારો ભલે પણ આવશે, કુકડો નિચાળે શ્વાન ત્યાં;

" રેવા " શિયળ રાખી રહે, જો જીંદગી થોડી રહી.
અન્ન વસ્ત્રને વળી આબરૂ વિણુ, કામિને ખામી નહિં.

" ભણ્યો, ભુલે અને તારો બુડે " એ કહેવત પ્રમાણે જાણુવા છતાં પરસ્ત્રી રૂપ નર્ક દ્વારમાં જવાને મેં પ્રવૃત્તિ કરી છે, એ અન્યાયજ છે અને એનું ફળ મને મળવુંજ જોઇએ.

મિત્ર ધર્મ બજાવવાને બાંધેલી કમ્મર ઢીલી થઇ ગઇ, માર્ગમાંથીજ વિયોગ થયો, કૌતક જોવામાં લોભાયો અને જોયા પછી તેની પાછળ જવાને લલચાયો; આ સર્વ અધર્માચરણુજ છે.

**दर्शनात् हरते चित्तम् स्पर्शनात् हरते बलम् ॥**
**संभोगात् हरते वीर्यम् नारि प्रत्यक्ष राक्षसी ॥**

અર્થ:—દર્શન કરવાથી ચિત્તનું હરણુ કરે છે, સ્પર્શ કરવાથી બળનું હરણુ કરે છે, અને સંયોગથી જે વીર્યનું હરણુ કરે છે એવી જે સ્ત્રી તે પ્રત્યક્ષ રાક્ષસીરૂપજ છે.

" તન ધન જોબન આબરૂ, સળગાવા જો ચાહો;
ગર્ભ વાસને બચવા, તો પરગૃહમાં જાઓ. "

વિવેક અને જ્ઞાનના ગ્રંથ ઉકેલતો ધનપાળ ગભરાઇ જઇ બોલ્યો, માતાઓ ! આ તમારા કિંકરને, દાસને અને બાળકને બચાવો, બાઇ સાહેબે તો હુકમ કર્યો છે; પરંતુ જીવતદાન આપવું તમારાજ હાથમાં છે.

સુવિચાર સંપન્ન વેલીનું દયાળુ દિલ ઉછળી આવ્યું, દયા દેવીએ પ્રત્યક્ષ દર્શન દીધાં. વેલી બોલી ઉઠી. ભાઇ ! તું ગભરાઇશ ના. અમારાં વિજયા બહેનના હુકમમાં ફેરફાર કરવાને તો કોઇ પણુ શકિતવાન નથી; પરંતુ સર્વ જોખમ મારા શિર ઉપર લઇ તારી દયાને ખાતર હું તને કંઇક સુખી કરીશ.

વાહરે વાહ ! બહેન ત્યારે તો તમેજ મારાં પ્રભુ ! તમેજ પ્રાણુદાતા ! અને તમેજ મારાં માલીક છો, બહેન ! તમારો ઉપકાર હું કદી ભુલનાર નથી, જરૂર મને બચાવો, છોડાવો અને નીચે ઉતારી મુકો. ધનપાળે હાથ જોડી વેલીની પ્રાર્થના કરી.

સર્વ સખીઓને રજા આપી, ધીરજની ઢાલ ધરી ઉભી

રહેલી દયાળુ અને વિવેકી વેલીએ કહ્યું. ભાઈ! ઉતરી જવાનું તો અમારાં બાઇના હુકમ સિવાય બનશેજ નહિં! પરંતુ હવે જયારે જયારે તેમના રૂબરૂમાં તારે બોલવાનો પ્રસંગ આવે ત્યારે બહુજ વિનયથી અને કરૂણાજનક શબ્દથી બોલજે એટલે વિજયા બહેનને દયા ઉત્પન્ન થશે, પછી બાકીનું જે કંઇ કામ કરવાનું છે તે કરી હું તને મુકત કરાવીશ.

પરંતુ હવે પછીથી તેમના મનને અરૂચિકર એક પણ શબ્દનો ઉચ્ચાર ન થવો જોઇએ.

બહુ સારૂં, બહેન! પરંતુ આ બંધન–કષ્ટમાંથી મુકત કરવાને કંઇ ઇલાજ કરો તો સારૂં, હું તમારા હુકમ શિવાય અત્રેથી એક ડગલું પણ ભરનાર નથી. ધનપાળે આજીજી કરતાં કહ્યું.

ભાઇ! હું મારા પોતાના જોખમે, તારા ઉપર દયા આવવાથી તને બંધન મુકત કરૂં છું પણ જોજે પછી આ દયાનો બદલો એવો ન મળે કે તારે બદલે મારે જેલમાં જવું પડે.

જોજે ઉપકારને બદલે અપકાર અને ગુણને બદલે દોષ પ્રાપ્ત થાય તેવું ન કરતો, બીજી કોઇ સખીઓ જાણે નહિં તેવી રીતે આ કામ કરવાનું છે, માટે ઇશ્વરને માથે રાખી સાચું બોલ? વ્યભિચારીનો વિશ્વાસ ન કરવો, એ હું સારી પેઠે જાણું છું તો પણ તારા વિવેક અને સુધરેલા વિચારોથો તેમ તું નિર્દોષ જેવો ભાસે છે, તેથી તને છુટો કરવા ધારૂં છું. વેલીએ ધનપાળનો જવાબ માગ્યો.

બહેન! હું વ્યભિચારી, ચોર કે હરામખોર નથી, પરંતુ વખાનો માર્યો આવી ચડયો છું. અચાનક આ આફતમાં ફસાઇ પડયો છું, નિર્દોષ છું; કારણ મને તમારાં બાઇ સાહેબે અધરા સમ દઇ તથા ઇસારા કરી ઉપર બોલાવ્યો છે.

પાછળથી મને માલુમ પડયું કે મને બોલાવવામાં તેમણે ભુલ ખાધી છે, અને તે પોતાની થયેલી ભુલનો ક્રોધ તેમણે મારા ઉપર કાઢયો છે, માટે ઇશ્વરને સાક્ષી રાખી કહું છું કે તમારી પરવાનગી વિના પ્રાણ જશે તો પણ એક ડગલું અત્રેથી ભરનાર નથી, તમને વિશ્વાસ આવતો હોય તો મારી વ્હાર કરો પ્રભુ તમારૂં ભલું કરશે!

દયાળુ વેલીએ સર્વ જોખમ પોતાને શિર વ્હોરી લઇ, ધનપાળના હાથ પગ છોડી નાંખ્યા અને કહ્યું. ભાઇ ! આ પલંગ પાસેજ તમે સુઇ રહો. કદાચ રાત્રિએ કોઇ સખીને તેઓ જોવા મોકલે તો મારે ઠપકાને પાત્ર થવાનો સમય ન આવે !

ધનપાળ ઉભો થઇ બે હાથ જોડી વેલીને કહેવા લાગ્યો. બ્હેન ! તમે મને બંધન મુક્ત કર્યો છે, તેના બદલામાં હું તમને શું આપું ? મારી પાસે તમને આપવા જેવું હાલ કંઇજ નથી, તો પણ સમય આવે હું તમને ભુલનાર નથી અને તમારા ઉપકારને વિસરનાર નથી.

ભાઇ ! એક વિશેષ કાર્ય કરવાનું છે, અને તે એ છે કે, તમે હવે સુઇ જાઓ, એટલે આ પાસે ખીંટી ઉપર અમારાં બાઇ સાહેબની જે કીમતી સાડીઓ છે, તે તમને ઓરાડી ચાલી જઇશ, જેથી અન્ય સખીઓને એમ લાગશે કે, બાઇ સાહેબે કૃપાવાન થઇ તમને પોતાનું વસ્ત્ર ઓરાડયું છે, એટલે પછી તમારૂં નામ કોઇ પણ દેઇ શકશે નહિં, અને પ્રાતઃકાળમાં તો હું તેમને સમજાવી દઇશ. વેલીએ કહ્યું.

બ્હેન તમારી મરજીમાં આવશે તેમ કરવાને હું તૈયાર છું, મને કોઇ રીતે હરકત નથી, મારો સઘળો આધાર ઇશ્વર ઉપર તથા તમારા ઉપરજ છે, દિન વદનથી વેલીની પ્રાર્થના કરી ધનપાળ પલંગના પાયા પાસે સૂતો, અને વેલી એક કિંમતી જરીયનની સાડી ઓરાડી, પોતાના ઓરડામાં ચાલી ગઇ.

દુઃખના ડુંગર તળે દબાયલો ધનપાળ ચાર ચાર દિવસનો શ્રમ, ઉજાગરા અને પ્રવાસના દુઃખથી પીડાતો હતો, પરંતુ તેને આ કુપ્રસંગમાં નિંદ્રા શી રીતે આવે, સહેજ આંખ મીંચાતાં પહેલાં તો હજારો વિચારો તેને ચગડોળે ચડાવી દેતા હતા,

વિચાર વમળમાં ગોથાં ખાતાં તેણે શોધી કહાડયું કે સ્ત્રીના કટાક્ષરૂપી વિષ–ઝેર જેને ચઢયું હોય છે, તેનો ઉપાય મળવો મુશ્કેલ છે. તે ઝેર તો દુઃખ વેઠયા પછીજ ઉતરે છે.

**शार्दूल विक्रीडित वृत्त.**

**व्यादीर्घेण चलेन वक्रगतिना तेजस्विना भोगिना ।**
**नीलाब्ज द्युतिनाऽहिना वरमहं दष्टोन तच्चक्षुषा ॥**

दष्टेसन्ति चिकित्सका दिशिदिशि प्रायेण धर्मार्थिनो ।
मुग्धाक्षी क्षण वीक्षितस्य नहिमेमन्त्रो नवाप्यौषधम् ॥

भर्तृहरि

અર્થ:—લાંબો, ચંચળ, વક્રગતિવાળો, મણિથી શોભિતો અને ફણાવાળો, અતિ કાળો સર્પ કરડે તો તે ઠીક, પણ સ્ત્રીનું નેત્ર કરડે તે ઠીક નહીં; કારણ કે જો કાળો સર્પ કરડયો હોય તો તેના ઉપાય કરનાર ધર્મિષ્ટ, ચિકિત્સક, ( વાદી વિગેરે ) પુરૂષો ચારે તરફ ઘણા છે; પરંતુ જો સ્ત્રીનાં સુંદર નેત્રોથી જોવાયો ( કરડાયો ) હોય તો તેના ઉપાય માટે મંત્ર કે ઔષધ કંઇ પણ નથી.

વિચારને ચગડોળે ચડેલો ધનપાળ સકલ્પ વિકલ્પની ઠંડી લહેરોથી સહજવારમાં નિંદ્રાદેવીને સ્વાધિન થયો.

વિજયાના મહેલમાં સર્વ કોઇના ઉપર નિદ્રાએ વિજય મેળવ્યો હતો, અને પ્રેમ નિસરણી–સીડી ( દોર )ને આ ઘેલાં પ્રેમીઓએ ભાવી ( પ્રારબ્ધ ) વશ થઇ, જેમનો તેમજ રહેવા દીધો હતો.

પ્રિય વાંચક ! હવે જરા દ્રષ્ટિને ફેરવી જોવાની જરૂર છે. કપટશંકર તરફથી વરદાન મેળવી ગયેલા ચોરોએ, અંધારી નિશાનો લાભ લઇ, કોટના ઉપર ચઢી એકાદ ગુપ્તમાર્ગે નગ્રમાં પ્રવેશ કર્યો.

માર્ગમાં પહેરેગીરો અને બીજા અમલદાર લોકોની આંખમાં ધુળ નાંખી રાજવાડામાં દાખલ થયા.

રાજ મહાલયની પાછલી બાજુ કે જ્યાં સુંદર કુસુમ વાટિકા આવેલી છે, તેની બાજુમાં કદળી વનમાં કે જ્યાં રોશનીદિવાનો પ્રકાશ આવી શકતો નહોતો ત્યાં જઇ ખાતર પાડયું, બે જણ બહાર ઉભા રહ્યા, બે ત્રણ જણ બાજુના રસ્તાઓ ઉપર તપાસ કરવા રહ્યા, અને બે ત્રણ જણે અંદર પ્રવેશ કર્યો.

રાજ મહેલની અંદરના ભાગમાં ખુલી તલ્લવારોથી પહેરા હતા, કેટલાએક સંત્રીઓ ઝોકાં ખાતા હતા, કેટલાએક ગાંજા–સુકામાં કે એવાજ બીજા વ્યશનમાં હતા અને કેટલાએક વાતોના ગપાટામાં રાત્રિ ગુમાવતા હતા.

ત્યારે બીજી તરફ બળપૂર્વક કાર્ય કરતા ચોર લોકોએ તીજોરીઓનાં તાલાં તોડયાં અને અંદરનો કિમતી માલ હીરા, માણેક, મોતી, ઝવેરાત વિગેરે કહાડી મોટાં પોટલાં–ગાંસડા બાંધ્યા, ચોરોએ પોતાનું કામ એટલું બધું ઝડપથી અને ચપળતાથી કર્યું હતું કે જે જાણવાને કોઇ પણ શકિતવાન થઇ શકયું નહિં.

રાત્રિના ત્રણ વાગ્યા પહેલાં તો, આ સ્વારી સ્વકાર્ય પૂર્ણ કરી જે માર્ગેથી આવી હતી તે માર્ગે પાછી ફરી,

માર્ગમાં ચાલતાં સરદારે કહ્યું. શ્રી શંકરની કૃપાથી નિર્વિઘ્નપણે આપણું આ કાર્ય તો પૂર્ણ થયું; પરંતુ હજુ એક કામ બાકી રહ્યું છે.

બાપજી ! હું રીયું સે ? જે હોય તે હંભરાવી દીયોને ! હમણાં કરી નાંખી હું જેહાએ કહ્યું.

તમે સર્વે ભુલી ગયા હશો ! પણ હું ભુલી ગયો નથી. આપણે શ્રી શંકરને “ અમારૂં કાર્ય થયા પછી જે કંઇ મળશે તે તમને અર્પણ કરીશું. ” એવું કહેલું છે માટે તે પ્રમાણે હવે બીજા કોઇ સ્થાનમાં પ્રવેશ કરી પ્રથમ જે વસ્તુ દ્રષ્ટિએ પડે તે લઇ શ્રી શંકરને અર્પણ કરવાની જરૂર છે. સરદારે કહ્યું.

હા, હા, બાપજી ! ખરી વાત સે, આપનો હુકમ હોય તો આ અમે પાંચ જણા જઇએ અને જે મળે તે લઇ આવીએ. બાપજી ! આપ જાઓ. અમે હપાટામાં આવીહું. કહી જેહો, વિહો વિગેરે મંડળી જુદી પડી અને બીજા સર્વે કીલ્લાનું ઉલ્લંઘન કરી સ્મશાન માર્ગે શિવાલય ભણી જવા લાગ્યાં.

પાંચ જણ કે જેઓ સરદારના હુકમ મુજબ કોઇ પણ ગૃહમાં પ્રવેશ કરતાં પ્રથમ દ્રષ્ટિએ પડનારી વસ્તુને લેવાને માટે તત્પર થયા હતા. તેઓ શહેરમાંના મધ્ય ભાગમાંથી કઇ જગ્યામાં પ્રવેશ કરવો; એ વિચાર કરતા જતા હતા.

દૈવ ઇચ્છા બળવાન છે, પ્રારબ્ધજ સુખ દુઃખનું કારણ છે પ્રારબ્ધને વશ સર્વ જગત છે.

“ દશાની દડી ઘડી ઘડી ચડી ચડી પડે,
દશાનું ફુલ ખૂબ ખીલીને ખરી પડે. ”

ધનપાળની દશાની દડી હજુ પણ સ્થિર થઇ નહોતી. વિજયાના રમ્ય ભુવન તરફ દ્રષ્ટિ પડતાં ચોરોનો વિચાર થયો કે આવા મહેલમાંથીજ કોઇ ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ થાય.

થોડે આગળ ચાલતાં તો જેહાના માંથામાં પ્રચંડ પ્રેમ દોર ( દોરડું ) અથડાયો.

વીહા ! હુંકર બાપજીની કરપા તો ખરી, જો કને આ હોભીતા ઘરમાં પેહુવાનો આપણે વિચાર કર્યો, તો તરત ભોળાનાથે ઉપર ચઢી જવાને દોરડું બાંધી આપ્યું. વાહ ! ભાઇ વાહ ! દેવમાંથી દેવપણું ગીયું નથી. જેહાએ કહ્યું.

વીહો તર્તજ દોર પકડી ઉપર ચઢી ગયો અને અંદર દ્રષ્ટિ નાખતાં બરાબર વીહાની નજરે સુંદર જરીયનની સાડી ઓઢી સુતેલી કોઇ સ્ત્રી પડી.

સરદારના કહેવા મુજબ જે પ્રથમ દ્રષ્ટિએ પડે તેજ વસ્તુ લાવવી તો આ સ્ત્રીપર પ્રથમ દ્રષ્ટિ પડી છે માટે એનેજ લઇ જવી.

ચતુર વીહાએ ઝટ માર્ગ શોધી નીચે ઉતરી છેક નીચેના ગૃહમાં પ્રવેશ કરવાને દરવાજો ઉઘાડયો અને સર્વને બનેલી વાતથી વાકેફ કર્યા.

સર્વ એક મત થયા અને વીહાની સલાહ પ્રમાણે ઉપર ગયા, પલંગના પાયા પાસે નિંદ્રાવશ થયેલી કોઇ સ્ત્રીને તેમણે જોઇ.

પગથી માંથા સુધી જરીયન સાડી ઓડેલી હતી, તેથી ચોર લોકોએ પુરૂષને ઠેકાણે સ્ત્રીની ધારણા કરી.

જગાડતાં વિધ્ન થવાનો ભય છે, માટે ઉંઘતીજ ઉપાડી જવાનો ઠરાવ કર્યો અને તે પ્રમાણે જેહો તથા બીજા ત્રણ જણાએએ મળી, ઘણીજ ચાલાકીથી તે જાગૃત ન થાય તેમ ઉપાડી દાદરેથી ઉતરી એક ક્ષણવારમાં દ્વાર તજી ચાલવા માંડયું.

શ્રી શંકરના ભોગરૂપ થઇ પડનારા ધનપાળશાહને ચોર લોકોએ ઉપાડવા માંડયો, તે વખતે તર્તજ તે નિંદ્રાથી રહિત થયો હતો, તેણે જાણ્યું આ વળી કંઇ નવીજ બલા છે.

આ લોકો મને અહીંથી ઉપાડી કોઇ અન્ય સ્થાનમાં લઇ જવા માગે છે એમ તેણે સુતાં સુતાં અટકળ કરી.

શ્રી હરિની મરજી ! ગમે ત્યાં લઇ જશે; પરંતુ અહીંથી છુટાશે એટલે બસ છે, કારણ અત્રે રહેવાથી તો પ્રાત:કાળમાંજ ફાંસીને લાકડે લટકવું પડશે.

" અણી ચુકયો સો વર્ષ જીવે. "

એ નિયમ પ્રમાણે હવે પ્રારબ્ધ લઈ જાય ત્યાં જવામાંજ મજાહ છે, ધારી ધનપાળ જાગતો પણ ઉંઘવાનો ઠાઠ કાયમ રાખી ચોર લોકને હાથે ઉપડી ગયો.

ચોર લોકો ઝપાટાબંધ-ક્ષણવારમાં આ કૌતુકયુકત સુંદરીને ઉપાડી નગ્ર ત્યાગ કરી સ્મશાન ભૂમિમાં આવી પહોંચ્યા, શિવાલયની નજદીકમાં તેમની રાહ જોઈ ઉભેલામાંથી એકે પ્રશ્ન કર્યો.

જેહા ! શું કરો આવ્યો ? સરદારે પૂછયું.

બાપજી ! બેડો પાર છે. એ પણ આ ભોળાનાથને હારૂ એક બાયડી મળી છે, જે પહેલું નજરે પડે ઇ લાવવાનું કીધું તું તેથી હરદાર હાહેબ ! પેલી આ બાયડી દીઠી એટલે તેનેજ લાવ્યા છીએ. જેહાએ કહ્યું.

વારૂ ! શ્રી હરિની મરજી. ચાલો શિવાલયમા લઇ જઇ, ભોળાનાથને ભોગ આપીએ. સરદારે કહ્યું.

પરવશ બિચારો ધનપાળ આ શબ્દ શ્રવણ કરતાંવત્ બ્હાવરો બની ગયો. હાય ! હાય ! ! શું ત્યારે જીંદગીની સમાપ્તિ અત્રેજ થવાની ! મનની આશાઓ મનમાંજ રહી જવાની ! અને આવી અધમ સ્થિતિમાં ચોરોને હાથેજ આ કાયા પડવાની કે !

ધનપાળનું હૃદય છુપી રીતે રડવા લાગ્યું, અશ્રુધારાઓ ચાલી અને ગુપ્ત પ્રાર્થનાથી તેણે શ્રી શંકરને અરજ ગુજારી.

### ગઝલ.

વિષય ચરખે ચ્હડાવીને, અતિ દુ:ખીયો બનાવીને;
નિતી રિતી પડાવીને, મિત્ર મારો તજાવીને.—વિષય૦
કરમ ત્હારી કળા ન્યારી, ભુલાવ્યો ભમમાં ભારી;
પ્રિયા પરનર્ક બારીને, ઉઘાડી કર પસારીને.—વિષય૦
અધમ ઉદ્ધાર કરવાને, ત્હમે ત્રિપુરારિ આ ટાણે;
દયા દિલ માંહી લાવીને, લીઓ મુજને બચાવીને.—વિષય૦

ચોર મંડળીએ વિના ઢીલે ત્વરાથી શિવાલયમાં પ્રવેશ કર્યો અને દ્વારની અંદરના ભાગમાં શ્રી શિવજીની સન્મુખ આ પુરૂષ-પદ્મિનીને મૂકી ભોગ આપવા તૈયારી કરી.

ધનપાળે હવે શ્રી શંકરનુંજ સ્મરણ કરવું ધાર્યું, તો પણ ચિત્ત ભય પ્રદેશમાં દોડી જતું તેને ધનપાળ મહા પ્રયત્ને પાછું ખેંચી લાવતો હતો, વિચાર કરતાં તે નિશ્ચયપર આવ્યો

જે થાય છે તે ઠીકજ થાય છે, સ્ત્રીઓનો માર ખાવો, અપશબ્દ સહન કરવા, ચોરે ચકલે ચડવું; પોલીસને સ્વાધિન થવું, કોરટના પિંજરામાં એક વ્યભિચારિ, ચોર અને જુલમગાર તરીકે હાજરી આપવી. નામ, ઠામ, ગામ અને બીજી વાતોને જાહેરમાં મુકવી તેટલું કરતાં પણ આખરે ફાંસીને લાકડે લટકી ચંડાળને હાથે ચડવું. તેનાથી તો આ હજાર દરજજે ઉત્તમ છે.

શ્રી શંકર સન્મુખ પ્રાણ જશે, હરિ ભજન થશે અને કરેલાં કુકર્મનો બદલો અત્રેજ મળવાથી નિષ્પાપ થઇ, અંત સમયે જેનું ધ્યાન-જેવી મતિ તેવી ગતિ થશે એટલે શ્રી શંકર શરણમાં જવાશે.

જેહાએ હાથમાં ખડગ લીધુ, હરદાર બાપજી ! શો હોકમ છે ? કો તો આ બાયડીનું ડોકું વાઢી નાખી આ માધેવજી ઉપર લોહી રેડું.

સબુર ! સબુર ! ! આવું જંગલીપણું ન કર, શ્રી શંકર સન્મુખ આવો અધર્મ-સ્ત્રીહત્યા થાય કે ? આપણે આપણા કહેવા પ્રમાણે મલેલી વસ્તુ લાવી તેમને અર્પણ કરી છે. હવે તેમની જેના ઉપર કૃપા હશે તેને તે વસ્તુ આપશે, તેનો વધ કરવાની કાંઇ જરૂર નથી, માટે ચાલો આપણે સર્વ હવે અત્રેથી રવાના થઇ જઇએ, કારણ પ્રાતઃકાળ થતાં પહેલાં આપણે બીજી હદમાં ડુંગરોમાં ભરાઇ જવું જોઇશે. સરદારે કહ્યું.

તારે બાપજી આ બાયડીનું કમ થહે ? વિહાએ પુછયું.

તેને શ્રીશંકર ચરણમાં મુકી છે, શ્રીશંકરને ફાવે તેમ કરે તે જાણવાની આપણે જરૂર નથી, ચાલો જલદી કરો પોટલાં ઉપાડો, અને આ વૃક્ષ તળે ત્રણ અશ્વ બાંધેલા છે તેના ઉપર સ્વાર થઇ જાઓ. સરદારે કહ્યું.

મહારાજ આ ઘોડા કાંથી આવ્યા હશે ? રાયમલે પૂછ્યું.

ગમે ત્યાંથી આવ્યા હોય આપણે શું, આપણે તો લેવાથી કામ છે, પ્રથમ અહિં આવતાં મારી નજરે તે પડયા નહોતા, પરંતુ હમણાજ દીઠામાં આવે છે, મને પણ શંકા છે કે તે કોણ મુકી ગયું હશે ! અરે કોણ શું એ બધું શ્રી ભોળાનાથની કૃપાનીજ ખુબી છે. સરદારે કહ્યું. અને સર્વ મંડળી દ્રવ્યનાં પોટલાં ઉપાડી રવાના થઇ સરદાર તથા બીજા બે જણા અશ્વપર સ્વાર થયા અને થોડી વારમાં તો આ સર્વ દેખાતા બંધ થઇ ગયા.

ચોર મંડળીના વિચારોથી શાંત થયેલો ધનપાળ તેઓનાં દર્શન બંધ થયાં એટલે પોતાને નવું જીવન મળ્યું છે, એમ માની બેઠો થયો, અને શ્રીશંકરનાં દર્શન સ્તુતિ કરવાનો તેણે વિચાર કર્યો

સહજ મુખપટને ખસેડી દ્રષ્ટિ ફેરવી જોતાં તેને કંઇ નવું માલમ પડયું ! શિવલિંગના ઉપર બે ચળકતા ડોળા દેખાતા હતા, આ વળી નવું તોફાન શું છે ? હજુ કંઇ આફત બાકી છે કે શું ?

હિંમત રાખી ધનપાળ સાડી ઓડી હતી તેમજ રાખી સ્રીના વેષમાંજ જરા આગળ વધ્યો, અને શ્રી શંકર સનમુખ સ્વહસ્ત લંબાવ્યો, અને શ્રી શિવ-શંકરનું મંત્રયુકત ધ્યાન કરવા માંડયું.

वन्दे हरं वरद शूल कपाल हस्तं ।
सार्भातिमद्रितनयो ज्ज्वल देह कान्त्या ॥
वामोरु पीठ गतया निज वाम हस्त ।
न्यस्तारुणोत्पल रुचा परिरब्ध देहम् ॥

અર્થઃ—વરદ, શૂલ અને કપાળને હાથમાં ધારણ કરનારા, ભયરહિત, અને જેણે પોતાના હાથમાં લાલ કમળ ધારણ કર્યું છે. એવા, પાર્વતીજીને પોતાની ડાબી જંઘા ઉપર બેસાડી તેમના ઉજવળ દેહની કાન્તિવડે જેનો દેહ આલિંગન કરે છે. એવા શ્રી શંકરને હું નમસ્કાર કરૂં છું.





# પ્રકરણ ૧૨ મું.

—⁂✱✱✱⁂—

## " ખુનીઓનું પ્રદર્શન અને પ્રેમીનું દર્શન. "

### તોટક છંદ.

કદિ નાથ કહી શીર હાથ ધરે,
સ્મિત હાસ્ય થકી ખુશ નાથ કરે;
કદિ રાત પડે અતિ રીસ કરી,
નિજ નાથ પરે તલવાર ધરે.

ક્રુર વાઘ તણો વિશ્વાસ કરો,
વળિ સાપ મુખે જઇ હાથ ધરો;
સુણજો વિનંતી દિન " શંકરની, "
નવ નાર તણો વિશ્વાસ કરો.



શિવાલયમાંથી મન માનતું વરદાન પ્રાપ્ત કરી પાછી ફરેલી સ્વર્ગની સુંદરીએ નિડરપણે નગ્રમાં પ્રવેશ કર્યો.

પહેરેગીરો વિગેરે એ પ્રથમની પેઠેજ તેને નિર્વિઘ્નપણે માર્ગ આપ્યો અને આ સર્વ છુપો ભેદ જાણુવાને આતુર પણ નિરાશ થયેલો કેસરી વિવિધ વિચારો કરતો તેની પાછળ પાછળ પ્રથમ પ્રમાણે યુકિત સાધી નગરમાં પેઠો.

જે ભેદ જાણુવાને માટે મેં વિજયા દેવીનો ત્યાગ ચેર્યો,

ભયંકર તોફાનો માથે વ્હોરી લીધાં, અને નુતન શ્રમ, ઉઠાવ્યો તે સર્વ મહેનત બરબાદ ગઇ.

શિવાલય દિપક રહીત હતું, એટલે અંદર જઇ શું શું કર્યું, તે બીલકુલ દ્રષ્ટિએ પડયું નહિં !

વૃક્ષની ડાળી ઉપર રહીને કંઇ શ્રવણ થશે, અને તેથી કંઇ ગુપ્ત વાત જાણવામાં આવશે, તે વિચારો પણ નિષ્ફળ ગયા.

એક અલૌકિક ચમત્કાર તો એજ છેકે ! નગ્રથી આટલે બધે દૂર ભયંકર અરણ્યમાં આ સ્ત્રી એકલી ચાલી આવી અને શ્રી શંકરને પોતાની પ્રાર્થના કરી, એટલુજ નહિ પરંતુ શંકરે પોતે સ્વ-મુખથી તેને કહ્યું કે જા તારી ઇચ્છા પાર પડશે ! એ બધું શું હશે ! એ કોઇ દેવી હશે ! ભૂતપિશાચ હશે ! કે કોઇ અપ્સરા હશે ! કેસરી વિચાર વમળમાં ખેંચાયો.

દેવી હોય, ભૂત પિશાચ કે અપ્સરા હોય, તો નગ્રમાંથી નિકળવું અને નગ્રમાંજ પાછું પ્રવેશ કરવું એ ઘટતું નથી, માટે જરૂર તે કોઇ સ્ત્રીજ છે, મનુષ્યજ છે, એટલુંજ નહિં પણ તે કોઇ ખાનદાન કુટુંબની અને વીર ક્ષત્રાણીની કન્યા છે, એમાં જરા પણ શંકા નથી. કેસરીનો નિશ્ચય.

અહાહા ! સ્ત્રીઓ કેવાં ચરિત્ર કરે છે, કે જેના ચરિત્ર આગળ મનુષ્ય કંઇજ હિસાબમાં નથી.

કેસરી તે મોહિનીની પાછળ પગલે પગલે ચાલતો નગ્રમાં પ્રવેશ કરતાં વિવિધ વિચારોને વશ થયો હતો, સ્ત્રીચરિત્ર જોઇને તેને બહુજ આશ્ચર્ય પ્રાપ્ત થયું હતું.

આ સમયે કેસરીને પોતાના વિદ્વાન મિત્ર મગનનું કહેલું એક દ્રષ્ટાંત યાદ આવ્યું, અને કેસરીએ તે દ્રષ્ટાંતનું આદિથી અંત સૂધી પૂરીને મનન કર્યું.

પ્રિય વાંચક! સ્ત્રીચરિત્રમાળાના આ સિદ્ધાંતને આપણે પણ સહજ તપાસી લઇએ, કે જેને તપાસતાં કેસરી નગ્રમાં પ્રવેશી રહ્યો છે.

**विप्रस्त्रीश्च बहिर्बिभेति दिवसे काकात्तदा प्रेसति ।**
**सार्द्धं छात्रक मेकदा निशि गृहात्सा निर्गता पृष्टगः ॥**

**मार्गे पश्यति नर्मदोत्तर गतां दत्ता हरस्याज्ञका ।**
**सुत्पागत्य गृहे तथा ह्यवगतं मोत्रक् चारित्रं तव ॥**

અર્થ:—એક બ્રાહ્મણને ઘેર ઘણાક વિદ્યાર્થિ ભણતા હતા, તે બ્રાહ્મણની સ્ત્રી દિવસે જયારે ગૃહ બહાર વાસણ માંજવા જાય ત્યારે કાગડા દેખીને કહેતી હતી કે, મનેતો કાળા કાગડા જોઇને બીક લાગે છે. ગુરૂજીએ તેથી એવો ઠરાવ કર્યો કે જ્યારે ગુરૂ-પત્ની થાળીઓ-વાસણ માંજવા જાય, તે વારે એક શિષ્યે તેની સાથે જવું અને કાગડા ઉરાડવા.

એક વાર કોઇ ચતુર વિદ્યાર્થીનો કાગડા ઉરાડવાનો વારો આવ્યો, ત્યારે તેણે ગુરૂપત્નિનાં લક્ષણ જોઇને વિચાર્યું કે ગુરૂ પત્નિ કંઇ કાગડાથી બીહે એવાં બ્હીકણ જણાતાં નથી, પણ આ તો ગુરૂજીને છેતરવાનું સ્ત્રિચરિત્ર છે.

તે ઉપરથી તે વિદ્યાર્થીએ ગુરૂપત્નીની હીલચાલ ઉપર છુપી રીતે દેખરેખ રાખવા માંડી.

એક વાર ગુરૂ પત્ની રાત્રે ઘેરથી છાનાંમાનાં નિકળ્યાં તે જોઇને પેલો શિષ્ય પણ તેમની ચર્ચા જોવાને તેમની પાછળ પાછળ છાનોમાનો ગયો.

ગુરૂ પત્ની નર્મદા કાંઠે આવ્યાં, કાછડો વાળ્યો, નિડર પણે કુદકો મારી નર્મદામાં પડયાં અને નર્મદા તરી સામે તીરે ગયાં.

શિષ્ય આ બધું જોયા કરતો હતો, આ ચરિત્ર કુશળ સ્ત્રી ત્યાં પોતાને જે કાર્ય હશે તે કરીને તરતી તરતી પાછી આવતી હતી. તે વખતે કોઇ ચોરને પાણીમાં મગરે પકડયો હશે અને તેથી તે ચોર બૂમો પાડતો હતો.

ત્યારે આ સ્ત્રીએ તેને કહ્યું. અરે મૂર્ખ ! મરદ થઇને મગરે પકડયો માટે મુઝાય છે શું કરવા; એની આંખોમાં આંગળીઓ ખોશી દે એટલે તેની વેદનાથી વ્યાકુલ થઇ એ તને તરત છોડી દેશે !

વિદ્યાર્થી ગુરૂ પત્નીની હિંમત, યુકિત અને આ નિર્ભય વચન સાંભળીને વિસ્મય થયો, તે સ્ત્રી કાંઠે આવી કોરૂં વસ્ત્ર પહેરી ભીનું વસ્ત્ર નીચોવી ઘેર જઈ છાની માની સૂઇ ગઇ.

પેલો શિષ્ય પણ છાનોમાંનો સ્વસ્થાને જઈ સૂઇ ગયો.

બીજે દહાડે પાછી વાસણ અજવાળવા પ્રસંગે કાગડાથી બીહવા લાગી, ત્યારે પેલા ચતુર વિદ્યાર્થીએ તેની પાસે જઇ ધીમેથી તેને કહ્યું કે:—

**दिवा बिभेति काकेभ्यो रात्रौ तरति नर्मदाम् ।**
**कुतीर्थानपि जानाति जलस्थस्याक्षिरोधनम् ॥**

અર્થ:—દહાડે કાગડાથી બીહે છે અને રાત્રે નર્મદાને તરી જાય છે. વળી નઠારાં તીર્થને પણ જાણે છે અને મગરની આંખો ફોડવાનું પણ જાણે છે વિગેરે કહી વિદ્યાર્થીએ કહ્યું. બાઇ! હું તમારૂં ચરિત્ર જાણું છું, માટે છાનાંમાનાં જે ઘટતું હોય તેજ કરો અને આ ચાળા મુકી દઇ વિદ્યાર્થીઓને હેરાન કરવાનો કુમાર્ગ તજો.

આ સાંભળી તે સ્ત્રી સમજી ગઇ અને પછીથી તેણે દિવસે કાગડાથી બીહીવાનું તજી દીધું—સ્ત્રી ચરિત્રને તિલાંજલી આપી દીધી.

વિચારની સમાપ્તિમાં કેસરી બોલી ઉઠયો. હા! હા! આ પણ તેવુંજ કૌતક છે!

અરે રે! પુરૂષો સ્ત્રીઓને માટે કેટલું કષ્ટ ઉઠાવે છે! તેમની કેટલી સંભાળ રાખે છે! તેમને માટે દિવાના બને છે! દેશ તજે છે! ગૃહ તજે છે અને કેટલાએક પ્રેમ લુબ્ધ તો પોતાનો દેહ પણ તજે છે તો પણ સ્ત્રી તેમની થઈ નથી; એવા અનેક દાખલા છે, ત્યારે આ સ્ત્રી શું તેવીજ હશે! દુરાચારિણી, દુષ્ટા કે સ્વછંદી હશે?

દુસ્ચરિત્રા હોય તો અત્રે તેને કોઇ પુરૂષ સંબંધ થયો નથી, તેમ માર્ગમાં ચાલતાં પહેરેગીરોને પ્રસાવવામાં તેણે માત્ર દ્રવ્યનોજ ઉપયોગ કર્યો છે, કોઇનો સ્પર્શ થવા દીધો નથી એટલુંજ નહિં પરંતુ વાણીથી પણ કોઇ રીતે તેણે સ્વપાતિવૃત્તને કલંકિત કર્યું નથી.

ત્યારે આમ કરવામાં તેનો મુદ્દો શું હશે! તે સમજાતું નથી. વિજયા દેવીનો ત્યાગ કરી આવ્યો, તેને મહા દુઃખમાં નાંખી દીધી. તેના સર્વ હર્ષનો ભંગ થયો હશે! તેને મારે માટે બહુ-ખરાબ વિચારો ઉત્પન્ન થયા હશે! આટલું બધું થયા છતાં પણ

જે ધારણાથી સુંદરીની પૂંઠળ પ્રયાણ કર્યું હતું તેમાં સફળ થઇ શકયો નહિં.

હા ! પણ એક વાત મુદ્દાની છે અને તે બરાબર મારા સાંભળવામાં આવી છે કે કાલે સાંજે પાંચ વાગે કુસુમ વાટિકામાં ત્હારો પતિ તને મળશે !

આકાશવાણી થઇ હશે ! અથવા શ્રી શંકર પોતે સ્વમુખથી બોલ્યા હશે ! ગમે તેમ હોય પણ ત્યાં કોઇ માણસ તો હતુંજ નહીં.

બસ, કાલે સાંજે ચાર વાગ્યા પહેલાંજ કુસુમવાટિકામાં જઇ મુકામ નાંખવો, તેને કોણ પતિ મળે છે અને તેની સાથે તેની શું વર્ત્તણુંક છે તે સર્વ તપાસવું. કેસરીએ સ્વમન સાથે નિશ્ચય કર્યો.

દરવાનોને દ્રવ્યથી ધર્મભ્રષ્ટ કરી, પહેરેગીરોને પાણી કરી અને અમલદારોને ઉંચા મુકી અટપટા રીતિ–નીતિને અનુસરતી સ્વર્ગની સુંદરી બજાર અને મહેલ્લાઓના નાના મોટા રસ્તાઓને ઉલંઘન કરી ઘણી ઝડપથી સ્વગ્રહ તરફ ગમન કરતી હતી અને દિવાનો બનેલો કેસરી તેનાથી સો કદમને છેટે તેટલાજ વેગથી, તેવીજ ચપળતાથી ચાલતો હતો.

પ્રકાશવાળા મોટા સુશોભિત રસ્તાઓ છોડી આ વિચિક્ષણ જોડીએ એક સાંકડા માર્ગમાં પ્રવેશ કર્યો.

બંને બાજુઓ ઉપર સુંદર સુંદર હવેલીઓની લાઇનો આવી રહી હતી, આકાશ સુધી ઉંચાં શિખરોથી તેની શોભા કંઇ અલૌકિકજ હતી; પરંતુ અત્યારે તે શોભામાં કંઇક ખામી જણાતી હતી.

આખા શહેરમાં જે દિવ્ય રોશનીની પધરામણી થઇ રહી છે, અત્રે તે રોશનીની પધરામણી થવાનાં ચિન્હ ( થાંભલા ) માત્ર નજરે પડતા હતા; પરંતુ વિજળીક દિવાઓ ન હોવાથી બીલકુલ અંધારૂંજ હતું અને તેથી આ માર્ગ તેની રમણિયતાને લાંચ્છન લગાડતો હતો.

સ્વર્ગની સુંદરીની પાછળ વિવિધ વિચારોમાં ગોથાં ખાતો કેસરી ચાલતો હતો, સુંદરી તેનાથી સો કદમ આગળ હતી, પાછળ ચાલતો કેસરી અચાનક અટકયો, વિચારમાં પડયો, સુંદરીને ભુલ્યો અને કંઇ નવાજ વિચાર સાગરના વિષયિ તરંગોમાં ડુબ્યો.

સિંહને ગોળી લાગતાં તે બેશુદ્ધ થઇ જેમ પૃથ્વી ઉપર પડે છે, તેમ કેસરીને કોઇ પ્રેમદા–પારધીની છુપી ગોળી લાગી અને તે બેભાન થયો. ( એટલે જે માર્ગમાં તે પ્રવૃત્ત થયો હતો તે તજી અન્ય માર્ગ તરફ પ્રવૃત્ત થયો. )

પ્રિય વાંચકવૃંદ ! આ વળી નવું ધતિંગ શું છે ?

એવો પ્રશ્ન જો આપને ઉદ્દભવે તો તેનો પ્રતિ ઉત્તર એટલોજ છે કે, થોડાક વખત પર ત્યાગ કરેલા પ્રેમની પ્રસાદીરૂપ દોર, સુંદરી પાછળ જતાં કેસરીના મુસ્તકમાં અથડાયો અને તેથી પ્રસાદ પ્રાપ્ત કરી મનુષ્ય જેમ કૃતાર્થ થાયછે, અનેસર્વ દુર્વિચારોને ભુલી જાય છે તેમ કેસરી પણ સર્વ ક્રૂર–છેટેના વિચારોને તજી હસ્તમાં દોર ગ્રહી પાસેના વિચારોમાંજ રોકાયો–ગુંચાયો.

સ્પેશિયલ ટ્રેઇન, પંજાબ મેલ કે ગુજરાત મેલ જેમ બીજા નાનાં સ્ટેશનોની પરવા કર્યા વિના પ્લેટફોર્મ ઉપરથી પસાર થઇ જાય છે તેમ કેસરીની કિંચિત્ પર્વા કર્યા વિના સુંદરી સ્વસ્થાને ચાલી ગઇ.

એક હાથમાં દોર ગૃહી ઉંચે ગચ્છી તરફ દ્રષ્ટિ કરી રહેલો કેસરી થોડીકવાર વિચાર કરી નિંદ્રામાંથી જાગૃત થયેલા સિંહની માફક શિકાર પર કટિબદ્ધ થયો.

ફરી વિજયાની પાસે જવું, ગમે તેમ બોલી–સમજાવી તેના મનને શાંત કરવું અને આજની રજની અત્રેજ શયન કરવું, કારણ મધ્ય નિશા વિતી ગઇ છે, પહેરેગીરોની દોડધામ ચાલી રહી છે, આવા કઠીણ સમયમાં બહાર રખડતા રહેવું એ જોખમ ભરેલું છે.

પરદેશમાં કે જ્યાં કોઇની સાથે પરિચય નથી તેવા સ્થળમાં ઇશ્વર કૃપાએ બેસવાની મળેલી ડાળીને છેદન કરવી અને ભટકતા થઇ અનેક સંકટોમાં પડી સ્વકાર્યને ગુમાવવું એ ડહાપણુ નથી પણ મૂર્ખતા છે.

ત્યારે મારે શું કરવું ? વિજયાદેવીનાં દર્શન કરી કૃતાર્થ થવું?

હા ! પણ તેમ કરવામાંએ ધર્મ સંકટ છે; કારણ કામવશ થયેલી વિજયાના પંજામાંથી નિષ્કલંકીતપણે મુકત થવું એ મુશ્કેલછે.

એકાંત છે, સુંદર સ્ત્રી છે, સર્વ સાધન સાનુકુળ છે, પુરૂષ પણ વિષયવશ છે અને નાટક પણ તેજ ભજવાય છે તો પછી શી રીતે ધર્મ સાચવી શકાય ?

થોડીવાર વિચાર કરી કેસરીએ કંઇ નવિન યુકિત શોધી કહાડી, તેને નવું બળ, નવો હર્ષ અને નવું જીવન આવ્યું, તે બોલી ઉઠયો. કંઇ ફીકર નહિ, મન મારે વશ છે તો પછી વિજ્યા ઝખ મારે છે.

" મનને જીતે જીત છે, મનને હારે હાર. "

બીજી બધી ઇન્દ્રિયો ભલે ગમે તેમ દોડે; પરંતુ મન મારા વશમાં છે તો પછી તે ઇન્દ્રિયો શું કરી શકનાર હતી ?

લાવણી.

ચોવીસ તત્વ રહ્યાં શરીરમાં, તેને લે પરખી,
નોકર સર્વે આત્મા રાજાને, પણ લેજે નિરખી;
મન, બુદ્ધિ, ચિત્ત અહંકાર એ, મંત્રી મહા રાજાના,
વડી દિવાની મનની પાસે, બાકીનાં સૌ થાણાં—ચોવીસ૦

કાન, ચામડી, આંખ, જીભને, નાક જાસુસો કહાવે,
વાણિ, હાથ, પગ, ગુદા, ઉપસ્થે, હુકમ સદાય ઉઠાવે;
દેહ ભુવનમાં ચુલા ઘંટી, દ્રવાજા દ્વારે દ્વારે.
કોઠી અન્નને પાણી તણી, મહીં વાગે દુંદુભી ભારે—ચોવીસ૦

કોઇ વિરલા સંતો કાયા, ગઢની રચના પરખે,
ખર સાકર કાગા કસ્તુરી, થી નવ હૈડું હરખે;
ઘટા વૃક્ષને નાની મોટી, નદીયો નીકો વાળી,
બારિક કામ છે દિલ કાંટાનું, બગંડ સહુ દે બાળી—ચોવીસ૦

ચક્રવર્ત્તિ શ્રીહરિ ચરણમાં, આત્મા રાજા મ્હેતો,
માનો કે ના માનો પણ, એ રાખે ત્યાં લગી રહેતો;
મન દિવાન જો મસ્ત બને તો જાણો રાજ એ જાશે,
" રેવાશંકર " સદાય સુખમાં, પ્રિતે હરિગુણ ગાશે—ચોવીસ૦

મારૂં મન મારા હાથમાં છે, મારા તાબામાં છે અને મારા આધિન થઇ મારા હુકમની રાહ જોતું દિનપણે ઉભું રહે છે તો પછી આ દોરપર ચઢી વિજ્યાને મળવાથી કોઇ પણ પ્રકારનું નુકશાન નથી.

વિચારમાં ઉન્મત્ત થયેલો કેસરી દોર પકડી સપાટાબંધ વિજ્યાદેવીના રમ્ય ભુવનમાં દાખલ થયો. પહેરેગીરો આવી પડશે અને આ દોર જમીનપર પડેલો જોશે તો જબરૂં ધાંધલ થશે,

પોલીસની પુછપાછ થશે અને પ્રતિ ઉત્તર આપવો ભારી થઇ પડશે વિગેરે વિચારથી કેસરીએ પ્રેમ દોર–સ્નેહ સીડીનું વિસર્જન કર્યું. ( દોર ઉપર ખેંચી લીધો. )

ગચ્છીમાં દોરને પડતો મુકી કેસરી અંદરના દિવાનખાનામાં દાખલ થયો, તો સઘળે સુન્ય ભાસવા લાગ્યું, ન મળે વિજયા ન મળે વેલી કે ન મળે તે આનંદદાયક વૈભવો !

પલંગ ઉપરની સુંદર તળાઇઓ ઉપાડી લેવામાં આવી હતી, આરામચેર ઉપરની મુખમલની સુશોભિત ગાદીઓ ઉઠાવી લીધી હતી અને તે સિવાયનાં બીજાં સર્વ ઇન્દ્રિયારામી સાધનો અદ્રશ્ય થયાં હતાં.

ક્ષણવાર ઉભો રહી, કેસરી પોતાના મનને સમજાવવા લાગ્યો. વિજયા ગુસ્સે થઇ ચાલી ગઇ છે, મેં વગર સમજે વિચાર કર્યા વગર આ સાહસ કર્યું હતું.

ખેર ! જે થયું તે થયુ, હવે તેનો શોક કરવાથી લાભ થવાનો નથી.

**गते शोको न कर्तव्यो भविष्यं नैव चिन्तयेत् ।**
**वर्तमानेन कालेन प्रवर्तन्ते विचक्षणाः ॥**

અર્થ:—ગયેલી વસ્તુનો શોક અને ભવિષ્યકાળની ચિંતા ન કરતાં બુદ્ધિમાન લોકો વર્તમાનકાળને અનુસરીનેજ પ્રવૃત્તિ કરે છે.

માટે હવે તો આ પલંગની પાસે ભૂમિ ઉપરજ શયન કરવું અને શ્રમિત શરીરને વિશ્રાન્તિ આપવી એજ ઠીક છે; કારણ વિજયા પ્રાત:કાળમાં જ્યારે મને જોશે ત્યારે તેને પ્રતિ ઉત્તર આપવામાં ભૂમિ શયન એક આધારરૂપ થઇ પડશે.

કેસરીએ જે જગ્યા ઉપર ધનપાળ સુતો હતો, તેજ સ્થાન પર શયન કર્યું અને સુતાં સુતાં સ્વમનને ઉપદેશ આપવાને એક સુંદર ભજન બહુજ ધીમેથી ગાવા લાગ્યો.

પદ.

અરે જીવ ! જો વિચારી, કરી કરણી શી સારી,
માયા મોહિની ઠગારી, જો નહારીમાં નહારી;

તેને અંતરે ઉતારી, ગણી તેને અતિ પ્યારી.—અરે જીવ૦
કામની કનક તણી, કિંમત વધારી ધારી,
તેને ગણી પ્યારી, જે નઠારીમાં નઠારી.—અરે જીવ૦

ખરેખર હું અત્યારે આ સ્થિતિમાંજ છું. પિતા માતા અને રાજપાટ તજી વનોવન રખડી આ મહાન્ મોટી પીડામાં પડયો છું.

મારી માતાને તો મારે માટે કંઇજ નહીં થતું હોય; પરંતુ મારા પિતાની સ્થિતિ કંઇ જુદીજ હશે ! જ્યારે જ્યારે તેઓ મને જોતા ત્યારે અર્ધા અર્ધા થઇ જતા.

મ્હારા વ્હાલા મિત્રો ધનપાળ અને મગન કે જેઓને હું સ્મશાનમાંજ મુકી ચાલી નિકળ્યો છું, તેઓની શું સ્થિતિ થઇ હશે, મને તો આ મહા જોગણી નડી હતી અને વળી પ્રત્યક્ષ જોગણીનાં દર્શન પણ થયાં ! તેમને પણ આ જોગણીના છાંટા લાગ્યા હશે ખરા ! તેઓ બિચારા મારે માટે મહા દુઃખમાં પડયા છે, મગનનું કહેવું ખરૂં પડયું છે.

આ મહા ઉપાધિમાંથી મુકત કરી મ્હારી વ્હાલી વસંતનો મેળાપ કરી આપવો એ શ્રી હરિની મરજીને આધિનજ છે.

પ્રભુ કૃપા વિના કોઈનો બેડો પાર થયો નથી, ખરેખર શ્રી પ્રભુના વિશ્વાસ પર રહેલાં પશુ, પક્ષિ, વૃક્ષ અને માનવી સર્વ સુખમાંજ છે.

### હરિગીત.

રે માનવી ! આશા ન તારે, માનવી માનવ તણી;
ગિરિ કર ધરીને ગ્વાલ રાખ્યાં, માન તે સાચો ધણી.
ગિરિ શિખર ઉપર વૃક્ષની, સંભાળ રાખે શ્રી હરિ;
જળ અષ્ટ માસ ન સંભવે, ખીલી રહે ડાળો ખરી.

* * * * *

અતિ વાટિકામાં વૃક્ષ, જળ સિંચનની આશા કરે;
સુકાય તે દિન ચારમાં, ગોવિંદ ચિત્ત કયમ ના ધરે.
પંતંગ પશુ કિટક અતિ, વિશ્વાસથી વળગી રહ્યાં;
રેવા રસિક રાધા રમણ, ભજતાં સહુ દુઃખડાં ગયાં.

આવી ઉચ્ચ ભાવના મનુષ્યમાં હોય, અન્યની આશા તજી તે વિશ્વંભર પર વિશ્વાસ હોય અને ધર્મનિષ્ઠ થઇ નીતિની સડક પર આરૂઢ થયો હોય તો તે દયાળુ પ્રભુની કૃપા મળવી કંઇજ મુશ્કેલ નથી; પરંતુ મન મર્કટ પ્રભુ તરફથી હઠાવી ધક્કા મારી વિષય તરફ હાંકી જાય છે.

**माताच कमलादेवी पिता देवो जनार्दनः ।**
**बांधवा विष्णु भक्ताश्च स्वदेशो भुवनत्रयम् ॥**

અર્થ:—કમલાદેવી ( લક્ષ્મી ) જેની માતા છે, શ્રી વિષ્ણુ ભગવાન જેના પિતા છે અને શ્રી પ્રભુના ભકતો જેના બંધુઓ છે. એવી ભાવના જે સુભકતોને છે, તેઓને ત્રણે ભુવન સ્વદેશ સમાન છે.

વિચારના ઉલટ પાલટ ઝઘડાઓ કરતાં કરતાં અતિ શ્રમિત થયેલો કેસરી નિન્દ્રાદેવીને સ્વાધિન થયો.

વિજયાને બીલકુલ નિન્દ્રા આવી નહોતી. ક્ષણે ક્ષણે તે ચમકી ઉઠતી, જ્યાં જોતી ત્યાં નવિનચંદ્ર ( કેસરી ) નેજ જોતી, નવિનચંદ્રનુંજ ભજન કરતી, નવિનચંદ્રનુંજ સ્મરણ કરતી અને નવિનચંદ્રને મળવાનેજ આતુર હતી.

અશ્રુપાત કરતી, રડતી, કલ્પાંત કરતી વિજયા એક પલંગ માં પડી પડી કરૂણાજનક શબ્દોથી પ્રિયતમને અને પ્રેમને ઠપકો દેતી હતી.

**વસંતતિલકા.**

રે પ્રેમ રેંમ તુજમાં ના જરાએ,
અસ્થિર મન તે વશ ના કરાએ;
સુખનેહિંડોળેઆજેપ્રિયપાસભાળી,
સંકેત યુકત વ્હાલે મુકી વિસારી.

*　　*　　*

ભોજન રસાળ અરપી સુવર્ણ થાળ,
હાજર હતી હું રૂપે વિશાળ બાળ;
નિર્દય બની શું નાથે પ્રિતી પસારી,
સંકેત યુકત વ્હાલે મુકી વિસારી,

શિતળ સમિર સુસવાટ આ કરે છે,
શાંતિ વિરૂદ્ધ વપુ મારૂં બળે છે;
ગોઠે ન ઘટી ગોખ ઝરૂખ જાળી,
સંકેત યુકત વ્હાલે મુકી વિસારી.

*　　*　　*

કંદર્પ દર્દ દુઃખ માંહે દબાવે,
હું છું અનાથ વ્હારે કોણ આવે;
કુપે ઉતારી કાપી પ્રિય વર્ત ભારી,
સંકેત યુકત વ્હાલે મુકી વિસારી.

*　　*　　*

ચૈતન્ય પ્રેમ વ્યાપિ સઘળે રહ્યો તું,
પ્રિયતમ પવિત્ર તનથી પાછો ફર્યો શું:
દ્વૈત પ્રકાશી પ્રિયતમ ને શું ધારી,
સંકેત યુકત વ્હાલે મુકી વિસારી.

*　　*　　*

શોભે નહિં એ ચંદ્ર વિના ચકોરી,
પટકીગયાશું પ્રિયતમચિતડાને ચોરી:
"રેવા" રસિક પુરો પ્રભુ આશ મ્હારી,
સંકેત યુકત વ્હાલે મુકી વિસારી.

એક તરફ વિજયાનું રૂદન ગીત થોડી થોડીવારે અટકી અટકીને ગવાતું હતું, ત્યારે બીજી તરફ કંઇ નવુંજ કામ થતું હતું.

ધનપાળને બંધનમુકત કરી શયનગૃહમાં ગયેલી વેલીને વારંવાર વિચારો ઉત્પન્ન થવા લાગ્યા.

કામિનો વિશ્વાસ શો ! કદાચ ન્હાસી જશે તો ! વિજયા બહેન કોઇ સખીને જોવા મોકલશે અથવા પોતે જાતે જશે અને તેને છુટો જોશે તો મારા ઉપર હુકમ ભંગ કર્યાનો આરોપ આવશે અને "સાસુની રીશ વહુની ઉપર" એ કહેવતનો અમલ થશે.

નવિનચંદ્ર ન્હાસી ગયાથી ઉત્પન્ન થયેલો શોક અને ક્રોધ તેની વૃષ્ટિ મારા ઉપરજ થશે.

મેં બ્હારથી સાંકળ તો દીધી છે એટલે તે આ તરફથી ઉતરી પસાર થઇ જાય તેવું તો નથી.

અરે ! પણ ગચ્છી માર્ગેથી બાઇ સાહેબે પ્રથમ જે દોર મુકી નવિનચંદ્રને ઉપર લીધેલો અને તેજ માર્ગે પછીથી આ બિચારો નિર્દોષ વૈશ્ય પણ આવેલો તે દોર તેમણે ઉઠાવી લીધો છે કે હુજુ તેમજ છે, લાવ તેની તપાસ કરૂં; કારણ સર્વ જોખમ મ્હારે શિર છે માટે પ્રમાદ કરી પડી રહેવામાં સુખ નથી.

વિચાર તજી વેલી ઉઠી અને આ ભેદુ નાટકવાળા ઓરડાની બારી ઉઘાડી અંદર ગઇ તો મુદ્દા માલ–ધનપાળ ( કેસરી ) ને સુતેલો જોયો; પરંતુ તેના ઉપર નાંખેલી જરિયનની સાડી ન હુતી.

જરૂર કોઇ સખીએ આવી તે ઉઠાવી લીધી હુશે, બિચારો સખ્ત ઠંડીથી ધ્રુજી રહ્યા છે, સવારે સઉ થઇ રહેશે અત્યારે તો મારાથી બનતી રીતે તેને સુખી કરૂં.

વેલીએ બીજી તેવીજ સાડી લઇ કેસરીના માથાથી પગ સુધી બરાબર ઓરાડી, કેસરી ભર નિંન્દ્રામાં હુતો.

આ વૈશ્ય ન્હાસી જાય તેમ નથી. ગુન્હેગારને ઉંઘ આવે નહિં; પરંતુ આ નિર્દોષ છે તેથી નિર્ભય થઇ ઉંઘે છે વિગેરે વિચારો કરી વેલી ગચ્છી તરફ ગઇ.

વેલીને તપાસ કરતાં માલુમ પડયું કે, દોર ખેંચી લઇ ગચ્છીમાં નાખવામાં આવેલો છે, તેણે ધાર્યું કે વિજયા બહેનેજ આમ કર્યું હશે !

કદાચ આ ગરીબ દેખાતો વાણીઓ જાગૃત થઇ દુ:ખના ડરથી વચન ભ્રષ્ટ થઇ દોર નાખી તેને આધારે ઉતરી ચાલતો થઇ જાય તો ? મારે કોને પુછવું ? વિજયા બહેનને શો ઉત્તર દેવો? અને આ દયા ખાતાં આવી પડેલા દુ:ખમાંથી કેમ મુકત થવું?

આ કમનસીબ ઉપરથી તો ગરીબડો દેખાય છે; પરંતુ તેનો વિશ્વાસ કેમ થાય ! ગરીબજ નિમકહુરામી હોય છે, ગરીબજ ગરદન મારે છે અને ગરીબજ અધમ કાર્યમાં પ્રવૃત્ત થાય છે.

" દગલબાજ દોહરા નમે, ચિત્તા ચોર કમાન;
નમન નમન મેં ફેર હે, નમન કો પહેચાન. "

તર્ક વિતર્ક કરતી વેલી ગચ્છીમાંના દોર–પ્રેમ સીડીને છોડી પોતાના ઓરડામાં લઇ ગઇ અને સર્વ બારી બારણાંને બંધ કરી પાછી સુઇ ગઇ.

કાળી અંધારી રાત્રિ દોડતી સ્પેશીયલ ટ્રેઇનની માફક પ્રયાણ કરી ગઇ. પૂર્વદિશામાં કંઇક નૂતન પ્રકાશ પ્રગટવાનાં ચિન્હ દેખાવા લાગ્યાં, સંતરી–પહેરેગીર લોકો નોકરી પરથી મુકત થઇ વિશ્રાંતિ લેવાને ગૃહ તરફ ગમન કરવા લાગ્યા અને નગ્રમાં લોકોનો કોલાહલ–અવાજ ધીમે ધીમે પ્રગટ થવા લાગ્યો હતો.

નવિનચંદ્ર અને નિન્દ્રા; એના વિરહથી પીડાતી બિચારી વિજયાએ પાસાં ઘસી ઘસીને રજનિ ગુમાવી, અશ્રુપાત કરી કરી થાકી, વિચારના ચગડોળે ચઢી ચઢી પાછી પડી અને સહજ દ્રષ્ટિ ખોલી જોયું તો માલુમ પડયું કે પ્રાતઃકાલની તૈયારી થઇ રહી છે, માટે હવે શું કરવું ?

પ્રથમ તો પેલા વિષષિ, પામરને, પૂર્ણ શિક્ષા કરી સૂર્યોદય પહેલાં વિદાય કરી દેવો અને પછીથી વેલીને ખાસ કામ સોંપવું કે તે મદન મોહન, સુખકર, દુઃખહર નવિનચંદ્રજીને ગમે ત્યાંથી શોધી લાવે.

અરે રે ! આખી રજનિ રડી રડી આંખો સુજાવી, તો પણ પ્રિયતમની પ્રાપ્તિ નજ થઇ !

પ્રથમ પ્રેમનાં નેનથી વિંધી નાખી, સ્નેહામૃત સ્વાદ ચખાડી, વાતોમાં દિવાની બનાવી, ચિત્તડાને ચોરી લઇને ચાલ્યા ગયા. આ શું વિશ્વાસઘાત નથી કે ? પાપ નથી કે ?

વેલીએ મને પ્રથમથીજ કહ્યું હતું કે, કસોટી કરી પ્રેમ બાંધજો. જો જો ! દુધને બદલે છાશ ન પી જાઓ, તેવુંજ થયું.

નવિનચંદ્રનાં લક્ષણ તેવાં લાગતાં નહોતાં ત્યારે આ પરિણામ આવવાનું કારણ શું હશે ?

કારણ એજ કે તેનો મારા ઉપરનો સ્નેહજ કાચો.

### ગઝલ

અગર છે પ્રેમ જો કાચો, ન રાચો પ્રેમથી યારો,
ન પૂછો પ્રેમની વાતો, મળે ના પ્રેમ વેચાતો;
પૂછો જઇ પ્રેમ બાજારે, મળે નહિં પ્રેમ વેચાતો,
ન ગાંધીની દુકાને ને, ન બીજાની દુકાને તો.

* * * * *

મળે જે પ્રેમ વેચાતો, કરો શી પ્રેમની કિંમત,
ન લાયક પ્રેમ એ લે છે, મળે જે પ્રેમ વેચાતો;

ન જાણી પ્રેમની કિંમત, ન જાણે પ્રેમ એ શું છે?
લહે શી પ્રેમની લહેજત, પછી તે પ્રેમ ક્યાં પીતો.

* * * * *

પીએ છે પ્રેમનો પ્યાલો, ઇશ્કમાં જે ડુબે યારો,
પચે ના પ્રેમ બીજાને, ફજેતો થાય પોતાનો;
મળે જો પ્રેમ વેચાતો, કવિ તેને ગણે કાચો,
ખુમારીમાં ગણે ખાંચો, પછી તે યાર પસ્તાતો.

વિચાર ચરખે ચઢેલી વિજયા પલંગ ત્યાગ કરી ઝટ બહાર નિકળી બીજા ઓરડામાં આવી એક બે નળીની પીસ્તોલ ગોળી ભરેલી તૈયાર હતી તે લીધી. મનમાં ધાર્યું તેને ખુબ શિક્ષા કરીશ અને પછી કાઢી મુકીશ પણ તેમ કરતાં જો તે સામો થશે કે કટુ વચનો કહેશે તો આ પીસ્તોલથી તેને દાબ આપવાનું ફાવશે એટલુંજ નહિં પરંતુ કદાપિ તે મને સ્ત્રી અને એકલી સમજી મારા ઉપર કોઇ પ્રકારે હુમલો કરે તો માત્ર એકજ ગોળીથી તેને પુરો કરવામાં પણ આ સાધનરૂપ થઇ પડશે.

પીસ્તોલ લઇ વિજયા એકદમ જે ઓરડામાં કેસરી સુઇ રહ્યા છે, ત્યાં આવી અને જુવે છે તો પગથી માથા સુધી જરીયન સાડી ઓઢી નિર્ભયપણે નિન્દ્રા લેતાં જોઇ વધારે ગુસ્સે થઇ.

હા ! વિષય કિટક કેવો મિઠી મધુરી નિન્દ્રાને વશ થયો છે.

" કીટો નર્કનો નર્કમાં, જન્મે ને મરી જાય;
તેમ વિષયનો જીવડો, વિષયમાં ગોથાં ખાય. "

સિંહણીની પેઠે ક્રોધાવિષ્ટ થયેલી વિજયાદેવીએ નિડરપણે દોડી આવી નિર્ભય નિન્દ્રા લેતા કેસરીની છાતી ઉપર એક ચર્ણ મુકયો અને અનેક કટુ વચનોનો પ્રહાર કરતી ઉભી રહી.

સિંહરાજ ( કેસરી ) જાગૃત થયો, નિન્દ્રાદેવી ભયભિત થઇ પલાયન કરી ગયાં. મુખપટને ખસેડી દ્રષ્ટિ કરી તો વિજયાને નિહાળી અને આ નવુંજ કૈતુક જોઇ કેસરી વિચાર વશ થયો.

પાપી ! પરસ્ત્રીની લાજ લેનાર ! વિષય લોભી ! નીચ ! અધમ ! અનાચારી ! અબુધ ! સંભાળી લે તારા ઇષ્ટદેવને, ચાલ થઇ જા તૈયાર, હવે તારૂં આવી બન્યું છે. વિજયાએ ક્રોધવશ થઇ કહ્યું.

વ્હાલી વિજયાદેવી ! શું તું મને ભુલી ગઇ છે ! કે કંઇ ભ્રાંતિને વશ થઇ છે ! વિચાર કર, સહજવાર કંઇ કાર્ય પ્રસંગે મારૂં અત્રેથી જવું થયું. તેના બદલામાં આટલો બધો ક્રોધ હોય કે ? કેસરીએ સલાહ કરવાની ઇચ્છાથી કહ્યું.

નીચ ! અધર્મ અને ધર્મનો વિચાર કરીને બોલ, તારે કોઇ પણ દિવસ પરસ્ત્રી વિષે વિચાર કરવો નહિ, કેમકે નીચ કામનો ત્યાગ કરવો એ સારા પુરૂષોનું વ્રત હોય છે અને માત્ર પાપી પુરૂષોજ મિથ્યા વિષયની વાંચ્છના કરે છે અને મોહને આધિન થઇને ભયંકર અપયશ મેળવે છે, અથવા તો મોટી આપત્તિમાં આવી પડે છે. વિજયાએ ઉપદેશ આપી કહ્યું.

વચમાંજ કેસરી બોલી ઉઠયો. હે સુંદર અવયવો અને મુખવાળી સ્ત્રી ! તું આ રીતે મને તિરસ્કાર ન કર, મારૂં અપમાન ન કર અને મને દુઃખી ન કર, કેમકે હે ચારુ હાસ્યવાળી ! હું તારે માટે કામાધિન થયો છું.

હે ભીરુ ! અને શ્યામ કટાક્ષવાળી સ્ત્રી ! હું તારે આધિન થયો છું અને તારૂં મન ગમતું બોલું છું, પ્રથમ તેં મને પ્રીતિ પૂર્વક ઉપર બોલાવ્યો છે, ભોજન આપ્યું છે, હવે તું મને તિરસ્કાર કરે છે, એ ઠીક નથી; તારી પરવાનગી વિના હું ચાલ્યો ગયો એટલા અલ્પ ગુન્હા માટે સ્નેહ વાટિકાને ભંગ કરી નાંખે છે એ અયોગ્ય છે.

પરંતુ યાદ રાખજે કે પાછળથી તને પશ્ચાતાપ કરવો પડશે.

હે સુભ્રુ ! હે સુંદર કટીવાળી ! મનોહર મુખારવિંદવાળી ! તું મારા હૃદય ઉપરથી તારા કોમળ ચર્ણને ઉપાડી લે અને મારાં સુખકર મધુર વચનોને શ્રવણ કર.

“ પરસ્ત્રીનો સમાગમ કરવામાં સર્વે લોકોએ ધિક્કારી કાઢેલાને પ્રાણને હણવામાં પુષ્કળ દોષો છે. ” એવું જાણતો હતો, પંડિતાઇ ભરેલા વિચારો અને ભાષણો કરતો હતો, વસંત વિના અન્ય સ્ત્રી મારે યોગ્ય નથી એમ ધારતો હતો અને વસંતને માટેજ દ્રઢ નિશ્ચયવાળો થયો હતો તો પણ ઇન્દ્રિયોને આધિન થયેલો, મોહવશ થયેલો કેસરી, વિજયાની પ્રાર્થના કરી પ્રેમ માગણી કરવા લાગ્યો.

ખરેખર મનુષ્યનું મન કંઇ વિચિત્રજ છે ! તે ઘડીકમાં ભકિતમાં, ઘડીકમાં વૈરાગ્યમાં અને ઘડીકમાં શ્રૃંગારમાં ઝુલે છે.

પદ.

દેખો યહ જગકા તુમ રંગ, (૨).
ઘડીમેં ઝુલે વૈરાગે, ઘડી શ્રૃંગાર અનંગ.—દેખો૦
કબહુક જ્ઞાન ગોષ્ટિ મન ગોડે,
કબહુક નિંદા તરંગ. — —દેખો૦

મન અતિ ચંચળ છે, બલિષ્ટ છે અને તેને વશ કરવું એ ઘણુંજ કઠીણ કામ છે. પવનની પોટલી બાંધી શકાય તો મન વશ થઇ શકે, તો પણ સત્સંગથી, નિશ્ચયથી, વૈરાગ્યથી અને જ્ઞાનાંકૂશથી મનપર જય–મનોજય પ્રાપ્ત થઇ શકે છે ખરો, પણ તેને નિયમમાં રાખનાર પુરૂષ દુર્લભ છે.

मन्दाक्रान्ता वृत्त.

आसंसारं त्रिभुवनमिदं चिन्वतां तातताद्दङ्-
नैवास्माकं नयनपदवींश्रोत्र वर्त्मागतोवा ॥
योऽयं धत्ते विषय करिणी गाढ गूढाभिमानं-
क्षीबस्यान्तः करणकरिणः संयमालानलीलाम् ॥

भर्तृहरि.

અર્થ:—હે તાત ! સંસાર પર્યંત ત્રણે જગતમાં ખોળવા થી પણ ન મળે એવો પુરૂષ અમારા જોવામાં કે સાંભળવામાં આવ્યો નથી કે જે પુરૂષ, વિષયરૂપી હાથણી ઉપર અતિ અભિમાનથી મદોન્મત્ત થયેલા હાથાને ઇન્દ્રિય નિગ્રહરૂપી આલાન ( હાથીને બાંધવા ) ની ધારણા કરે.

અર્થાત્—અમે ત્રણેલોક જોયા પણ મનને નિયમમાં રાખે તેવો પુરૂષ જોવામાં કે સાંભળવામાં આવ્યો નથી.

મારા પુછેલા પ્રશ્નોના ઉત્તર તું આપી શકયો નથી, મારા બોલાવ્યાથી તું ઉપર આવ્યો છે તે ઠાક છે; પરંતુ ઉપર આવ્યા

પછી તેં કપટથી મારા પ્રશ્નોમાં હાજીહા મેળવી છે, તે ઉપર આવતાં બરાબર જો મને સત્ય વાત કહી દીધી હોત તો મને મારા પ્રિય નવિનચંદ્રજીનો પ-તો મેળવવાને સુમાર્ગ લેવાનો સમય મળત; પરંતુ તેં તેથી ઉલટુંજ કર્યું છે. વિજયાએ ક્રોધાવેશમાં કહ્યું.

સુંદરી ! હું ત્હારો નવિનચંદ્રજ છું. મને ઉઠવા દે અને પછી તું મારૂં મુખ અને શરીર બરાબર નિહાળી જો. આવી ઉતાવળમાં, ગભરાટમાં અને ક્રોધાવેશમાં સાહસ કરી પશ્ચાતાપ ન વહોરી લે. કેસરીએ કહ્યું.

બસ બસ, ધુર્ત ! વધુ ન બોલ, હું તને સારી પેઠે ઓળખું છું, ચાલ તત્પર થા, હવે હું તને જીવતો છોડનારજ નથી; કારણ તું પ્રપંચી, વિશ્વાસઘાતી અને અનૃત વદનાર છે માટે આ પીસ્તોલથીજ તને રામ શરણમાં પહોંચાડવાની જરૂર છે. વિજયાએ દમામથી કહ્યું.

ત્યારે શું તું મારો જીવ લેવા માગે છે ? આ પીસ્તોલની ઝેરી ગોળીથી તારે મારો નાશ કરવો છે ? જો એમજ છે તો પછી તારા કૃત્યનો બદલો લેવાને તું પણ તત્પર થઇ જા. કેસરીએ ક્રોધાવેશમાં કહ્યું અને સુતાં સુતાં પોતાની કમરમાંથી એક ભયંકર તમંચો કાઢયો કે જેમાં ગોળી વિગેરે તૈયારજ હતાં.

ગુપ્ત રીતે તમંચો કરમાં રાખી કેસરી વિજયાના હાથ તરફ દ્રષ્ટિ કરી રહ્યો હતો. તેની પીસ્તોલમાંથી ગોળી છુટતાં સાથેજ તમંચામાંથી છુટેલી ગોળી વિજયાને વિંધી નાંખે એવી ચોક્કસ ગોઠવણુ કાબેલ કેસરીએ કરી રાખી.

વિજયા અને કેસરીનું પરસ્પરનું આ વચન યુદ્ધ ચાલતું હતું તે સાંભળીને બાજુ પરના ઓરડામાંથી રંભા નામની સખી દોડી આવી.

બાઇ સાહેબ આ વિષયી જીવને પીસ્તોલથી મારી પાડશે, અરે ! પણ તે પહેલાં તો તે પામરના હાથમાંના તમંચામાંની ગોળી છુટશે અને વિજયા બહેનને હરિ શરણુ કરી નાંખશે માટે હવે મ્હારે શું કરવું?

સહજવાર વિચાર કરી રંભાએ પાસેની ખીંટી પરથી એક

મોટી બંદુક કે જેમાં છરા ભરેલા હતા તે લીધી, અને વિજયા સખીની પૂંઠળ તરપૂ ઉભી રહી કેસરીના ઉપર નિશાન સાંધ્યું.

રમા જાગૃત થઇ અને પોતાની પાસે સુતેલી રંભાને ન જોતાં તે તેની તપાસમાં નિકળી. આ તરફ આવતાં રમાએ કંઇ નુતન કૌત્તક—નાટક ભજવાતું જોયું.

હા ! ગઇ કાલે વિજયા બહેને આ રંભાને કંઇ કાર્ય પરત્વે કટુ વચનો કહ્યાં હતાં. અત્યારે વિજયા બહેન જ્યારે કોઇ અધમને શિક્ષા કરવાને કટિબદ્ધ થયાં છે ત્યારે આવા કુસમયનો લાભ લઇ આ કુટિલ રંભા પોતે જેનું અન્ન ખાઇ જીવે છે તેનું અહિત કરવાને, તેનો જીવ લેવાને અને તેનો વધ કરવાને આ બંદુક લીધી છે.

હવે મારે એને કેવી રીતે સમજાવવો ! જો હું એને કહેવા જઇશ તો એ ચાંપ દાબી દેશે અને ગોળી છુટી જશે તો વિજયા બહેન હતાં ન હતાં થઇ જશે.

તેમને શું ખબર કે મારી પાછળ આ પ્રપંચ કાવત્રુ રચાયું છે, માટે કોઇને કહેવા કરતાં હાલ તરત સુલેહનો ભંગ થતો અટકાવવો જરૂરનો છે.

પાસેની ખીંટી ઉપરથી એક તલવાર લઇ રંભાની પૂંઠળ જઈ ઉભી, તેણે ધાર્યું કે જે વખતે એના હાથથી ગોળી છોડવાને માટે બંદુકનો ઘોડો દબાવવાને પ્રયત્ન કરવામાં આવશે તે વખતે તર્તજ આ તિક્ષ્ણ તલવારથી આ પાપિણી રંભાનો હસ્ત છેદન કરી નાખીશ. રમાએ નક્કી કર્યું.

આ બધી ગરબડથી વેલી જાગૃત થઇ અને ચોતરફ દ્રષ્ટિ કરી તો ન મળે વિજયાદેવી, ન મળે રંભા અને ન મળે રમા; તે એકદમ ઉઠી અને ગભરાયલી જેવા આમતેમ દોડાદોડ કરવા લાગી.

બહારના દિવાનખાનામાં દ્રષ્ટિ પડતાંવત્ વેલી આ નવિન નાટક જોઇ વિચાર સાગરમાં ડુબી ગઇ. અરે ! આ શું ? વિજયા બહેનતો કદાચ ગુન્હેગારને શિક્ષા આપવા તત્પર થયાં છે; પરંતુ આ રંભા શું કરે છે ? તે મને સમજાતું નથી.

જરૂર તેનું નિશાન વિજયા બહેનના ઉપરજ છે, અરે ! પણ તેમ થવાનું કારણ નથી.

છે ! છે ! ગઇ કાલેજ વિજયા બહેને તેને કંઇ કાર્ય પ્રસંગે સખત ઠપકો આપ્યો હતો અને તે વખતથીજ રંભાની વૃત્તિ બહેન તરફથી બદલાઇ ગઇ છે.

અરે ! એ તો ઠીક, પણ આ રમા શું કરવા ધારે છે તે મને સમજાતું નથી, ગમે તેમ હોય ! વિચાર વમળમાં ન પડતાં હાલ તરત એકદમ કંઇ યુકિત કરી ખાધેલું અન્ન હલાલ કરવું, આવો પ્રસંગ ફરીને મળવાનો નથી.

સહજ વિચાર કરી વેલીએ પાસે પડેલો એક દંડો લઇ રમાની પૂંઠળ જઇ ઉભી રહી અને આગળનાં પાત્રો શું કરે છે ! તે જોવા લાગી.

પ્રિય વાંચક ! કાળચક્રની ગતિ વિચિત્ર છે ! દરેક વ્યકિતના જુદા વિચારોને જાણનાર વિશ્વંભર વળી આ વખતે કંઇ જુદા જ વિચારમાં છે !

પ્રિય પાઠક ! આ ખુનીઓના પ્રદર્શનના પરિણામ તરફ દ્રષ્ટિ નાખવાની જરૂર છે.

કેસરીએ વિજયાને ઘણીવાર યુકિત પ્રયુકિતથી સમજાવી પણ તેના ધ્યાનમાં વાત ન ઉતરી, એટલે કંટાળેલો કેસરી ક્રોધાતુર થઇ હવે કંઇ નવું જુનું કરવાને તત્પર થયો.

ભ્રાંતિવશ થયેલી વિજયા પોતાના પ્રિયને ઓળખી શકી નહીં. તેના મનમાં રાત્રિની ધનપાળની વાતો ઠસી ગઇ હતી. વ્હાલાના વિયોગથી તે બ્હાવરી બની ગઇ હતી અને મદનના મારથી તે કંટાળી ગઇ હતી તેથી આવી વિપત્તિમાં તે પોતાનું ભાન ભુલી ગઇ હતી.

**सुखमा पतितं सेवे दुःखमा पतितं सहेत् ॥**
**काल प्राप्त मुपासीत शस्यानामिव कर्षकः ॥**

**महाभारत वनपर्व.**

અર્થઃ—સુખ આવી પડે ત્યારે તેનુ સેવન કરવું અને દુઃખ આવી પડે ત્યારે તેને સહન કરવું. જે વખતે જે ધાન્ય પાકે છે, ખેડુત તેનો ઉપયોગ કરે છે; તેમ કાળની ગતિને અનુસરીને સુખ દુઃખ જે કંઇ પ્રાપ્ત થાય તેને સેવવુંજ જોઇએ.

પરંતુ કામથી દહન થયેલી, પરવશ પડેલી અને વ્હાલાના વિયોગ રોગથી પીડા પામતી બિચારી વિજયા આ નિયમને શી રીતે પાળી શકે ? કારણ મોહવશ થવાથી તે બુદ્ધિહિન થંઇ ગઇ ગઇ હતી.

કામાંધ ! કુટિલ ! શું તું નથી જાણતો કે પરસ્રીની યારી માં પડી હજારો સમર્થ પુરૂષો પણ અધમ દશાને પામ્યા છે.

દ્વિહાર.

ગૌત્તમ ગૃહમાં પેશીઓ, દેવ સકળને રાય;
સહસ્ત્ર ભગના શ્રાપથી, થરથર કંપે કાય.

કામિ ! કુકર્મી ! હવે હું પણ તને સંપૂર્ણ શિક્ષા આપું છું. ચાલ ! કરી લે તારા ઇષ્ટનું સ્મરણ . વિજયાએ ક્રોધાવેશથા કહ્યું.

વિજયા ! વિજયા ! તું કામાંધ બની છે, દિવાની બની છે, ક્રોધવશ બની છે અને વિચાર સુન્ય બનો ગઇ છે તેથીજ મને આવાં કટુવચનોના પ્રહાર કરી રહી છે; પરંતુ યાદ રાખજે કે તને પાછળથી પસ્તાવું પડશે. કેસરી ક્રોધવશ થઇ બોલ્યો.

પ્રિય વાંચકવૃંદ ! કામ મહા કઠીણ ચીજ છે અને ક્રોધ તેથી એ વિચિત્ર છે અને તે માણસને મહા દુઃખદાઇ છે.

ઇંદ્રવજ્ર છંદ.

ચક્ષુ છતાં અંધપણું પમાડે,
વૈરી બની દુઃખ અતિ વિતાડે;
નિશ્ચિંત કોપે વળી ના થવાય;
ક્રોધે સુખીના કદિ કોઇ થાય,

* * *

બુદ્ધિતણું સૌક્ષ્મ્ય વિનાશ પામે,
વિવેક વિચાર સહુ વિરામે;
ઉરે અશાંત અતિશે જણાય,
ક્રોધે સુખીના કદિ કોઇ થાય.

સઉ વ્યાધિમાં ક્રોધ મહા ગણાય,
તેનું ક્ષમા ઔષધમાં મનાય;
ક્ષાંતિવડે ક્રોધ સદા જિતાય,
ક્રોધે સુખીના કદિ કોઇ થાય.

પરસ્પરના વિવાદરૂપ ઘૃત હોમાવાથી ક્રોધાગ્નિ સબળ થયો, જ્વાળા ઉત્પન્ન થઇ અને વાદિ પ્રતિવાદિરૂપ પાત્રો–સાધનોજતેમાં બળવા લાગ્યાં.

વિજયાએ પીસ્તોલના ઘોડા ઉપર અંગુઠો ધર્યો, ચાલાક–ચતુર કેસરી તેનો ભાવ સમજી ગયો અને સુતાં સુતાં તેણે પોતાની પીસ્તોલને જાગૃત કરી.

રંભા અને રમાએ પણ પોતાની બુદ્ધિને આધારે તૈયારી કરી અને હથિયારો પર હાથ ધર્યો.

આ ભેદ ભરેલા નાટકમાં વિવેક અને વિચારપૂર્વક સર્વની પૂંઠળ રહી પાઠ ભજવતી સદ્ગુણી વેલીએ પણ પોતાના કરમાંના દંડને તૈયાર કર્યો

ઇંદ્રજાળ જેવી આ વિચિત્ર બાજીની દોરી સૂત્રધાર શ્રીહરિના હાથમાં હતી, તેનો વિચાર કંઇ જુદોજ હતો અને આવા વિપરિત સમયમાં પણ દોરી સંચાર કરી તે સૂત્રધારે,–પ્રભુએ, વિશ્વંભરે સ્વનામની કીર્તિને સાચવી રાખી.

શું થયું ? કોણે કર્યું ? અને શાથી થયું ?

પ્રભુની ઇચ્છાથી થયું, પ્રભુની કૃપાથી વેલીએ કર્યું અને શું થયું ? એ પ્રશ્નના પ્રતિઉત્તરમાં એટલુંજ છે કે, પ્રેમીઓને પ્રેમાનંદમય મિષ્ટ મજાહની પ્રાપ્તિ થઇ.

વેલીએ પોતાના કરમાંના દંડને ઉપાડી ક્રોધયુકત હૃદયથી રમાના કરમાં એક જબરો ઝપાટો માર્યો, રમાના હાથમાંથી તલવાર જનીન ઉપર પડી ગઇ, મોટો અવાજ થયો, રમાએ ચીસ પાડી અને ભયંકર શાંતિમાં આશ્ચર્યજનક પ્રવૃત્તિએ પ્રવેશ કર્યો.

રંભા અને વિજયાની દ્રષ્ટિ રમા તરફ ગઇ એટલે તેઓ પોતપોતાના કાર્યમાં શિથીલ થયાં.

વિજયાએ કેસરીની છાતી ઉપરથી ચર્ણ ઉપાડી લીધો અને ઝટપટ તે આ જાદુઇ નાટકનો ભેદ જાણવાને વેલીના તરફ દોડી ગઇ.

કેસરીએ સાડીનો ત્યાગ કર્યો, ઉભો થયો અને હસ્તમાં ખડ્ગ લઇ તે વિજયા તરફ ધસ્યો.

અરે ! આ શું ! સબુર કરો ! મારા ઉપર ઘા ન કરો ! આપનું મુખારવિંદ મને પ્રિય લાગે છે ! ત્યારે શું આપ નવિનચંદ્રજ છો ? વિજયાએ અધિરા હૃદયથી પુછયું.

હા ! હું તેજ નવિનચંદ્ર છું, તને ઘણીવાર કહ્યું; છતાં તારી ધ્યાનમાં ન આવ્યું. બોલ હવે તારો શો વિચાર છે ? કેસરીએ સિંહ ગર્જના કરી.

કોણ, પ્રાણજીવન નવિનચંદ્રજી ? વ્હાલા ! તમારી તલવાર નો ઝટકો પણ મને પ્રિય થઇ પડશે ! ભલે, આ શિર આપના ચર્ણમાંજ છે. ચ્હાય તો આપનુ કરો ચ્હાય તો યમ હસ્તમાં સોંપો. વિજયા કેસરીના ચર્ણમાં પડી બોલી.

ત્યારે આ શું નાટક ભજવાયું ? આ ખુનીયોનું પ્રદર્શન શા માટે થયું. અને આ જાદુઇ જોખમમાં શાથી ઉતરી પડાયું ? વેલી, રમા અને રંભા એક સાથે બોલી ઉઠયાં.

સૂર્યનાં કિરણોની સાથે મળેલા આનંદને ભોગવવામાં બેભાન બનેલાં સર્વ એક બીજાના સામે ટગર ટગર જોઇ રહ્યાં અને સહજ વિચાર કરી સર્વ બોલ્યાં.

પ્રારબ્ધ ! પ્રારબ્ધ ! ! પ્રારબ્ધ ! ! !

## દ્વિહાર.

દૈવ્ય ફળે છે સર્વથા, નહિ વિદ્યા નહિ સત્વ;
વિદ્યા બળ કયાં પથ્થરે, કે આવ્યું દેવત્વ.
થવાનું તે નિશ્ચય થશે, શ્રીફળ નિરવત જેમ;
ગજ કોઠાં ગરને દહે, જવાનું જાશે તેમ.
ટળે ન ટાળ્યા કોઇથી, લખ્યા વિધિના અંક;
જેમ જાય નહિ કાઢતાં, ટાળ્યું શશિ કલંક.

**तादृशी जायते बुद्धि र्व्यवसायोपि तादृशः ।**
**सहाया स्तादृशाएव यादृशी भवितव्यता ॥**

અર્થ:—ભાવિમાં બનવાનું હોય છે તેવીજ બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને ઉપાય પણ તેવાજ સુઝે છે તથા સહાય કરનાર પણ તેવાજ મળે છે.



# પ્રકરણ ૧૩ મું.



## " મોહવશ મગન અને લગનમાં વિઘ્ન. "

### લાવણી.

શું કહું ઢંગ ઇસ્કના રૂપ બહુ લાવે,
કદી આશક કદી માશુક બનીને આવે;
કદી થાયે મધુકર કદી પુષ્પ સુખકારા,
ઓળખે ઇસ્કનું રૂપ ઇસ્ક પણ ધારી.

* * *

કદી બાગ બને કદી રાન કદી ફુલવાડી,
કદી બને શૈલ કદી વિવર બને કદી ઝાડી;
કદી થાયે લેલાં કદી મજનુ સુખકારી,
ઓળખે ઇસ્કનું રૂપ ઇસ્ક પણ ધારી.



કામાંધ મગને કર લંબાવ્યો અને ધનપાળના મુખપટને ઝટપટ ખસેડી નાંખ્યું. ચંદ્રમુખીનુ ચંદ્રમુખ જોવાને બદલે તેણે કંઇ બીજુંજ જોયું, તે ગભરાટમાં બોલી ઉઠયો. અરે ! આ શું ? સ્ત્રીનો પુરૂષ ! નવાઇની વાત છે !

વ્હાલા ! વિચાર વમળમાં મુઝાશો ના, જે શંકરે સ્ત્રીનો પુરૂષ બનાવી દીધો છે, તે પુરૂષને સ્ત્રી પણ બનાવી દેશે ! ધનપાળે જરા મીઠી મજાક કરી.

અરે ! પણ આ શો ચમત્કાર ! હું જાગૃત છું કે નિન્દ્રા વશ છું ? હું સ્વપ્નાવસ્થામાં તો નથી ? મોહવશ મગને પૂછયું.

આપ જાગો છો, આ નિન્દ્રાનો સમય નથી. કૃપાળુ સદાશિવ ! આપને તે વળી નિન્દ્રા હોય ખરી કે ? ધનપાળે કહ્યું.

થોડીવાર વિચાર સાગરમાં આમ તેમ ગુલાંટ મારી મગન ચોંકી ઉઠયો ! આપ કોણુ છો ? શા માટે આવવું થયું છે અને સ્ત્રીત્વનું પુંસત્વ કેમ પ્રાપ્ત થયું ? તે કૃપા કરીને કહો.

વચમાંજ ધનપાળ બોલી ઉઠયો. મહાત્મા–મહારાજજી–જોશીજી ! મિત્ર ફરજ તો સારી બજાવો છો ! વાહ ! શું આપનું જ્ઞાન અને શું આપની બુદ્ધિ ! ખરેખર વિદ્વાન પુરૂષોની વૃત્તિઓ આવી સુધરેલીજ હોય છે!

કોણ ધનપાળભાઇ ? મગને ચકીત થઇ પૂછયું.

હાજી ! હું આપની પ્રાણપ્યારી ! વ્હાલી કે પદ્મિની નથી પરંતુ આપનો વિયોગી મિત્રજ છું. ધનપાળે ઉત્તર વાળ્યો.

અરે રે ! લગનમાં મોટું વિઘન આવી પડયું. ધનપાળભાઇ ! આપની આ સ્થિતિ કેમ થઇ ? કેસરીભાઇ કયાં છે અને આપનો તથા તેમનો વિયોગ કેમ થયો ? તે વિસ્તારપૂર્વક સત્ય સત્ય કહો. ભાઇ ! આપની જગ્યાએ જો કોઇ સ્ત્રીજ હોત તો, આ સમયે લગ્ન થવામાં જરા પણ બાધ આવે તેમ નહોતું. મગને કહ્યું.

મહારાજ ! બધી હકીકત આપને કહેવામાં મને જરા પણ હરકત નથી; પરંતુ આપનું જ્ઞાન અને વિદ્વતા ભરી વાતોનો આવો ઉપયોગ આપ કરતા હતા કે ?

વચમાંજ મગન બોલી ઉઠયો. ધનપાળભાઇ ! આપની ધ્યાનમાં આવે તેમ બોલો; કારણ આપને બોલવાનો વખત મળ્યો છે. હું સત્ય કહું છું કે, મોટા વિદ્વાન કે વિવેકી પુરૂષોને પણ સ્ત્રીનાં કટાક્ષ ન વાગ્યાં હોય, ત્યાં સુધીજ તેમના હૃદયમાં વિવેક રહે છે.

રથોદ્ધતાવૃત્ત.

तावदेव कृतिनां हृदि स्फुरत्येष निर्मल विवेक दीपकः ।
यावदेव न कुरङ्ग चक्षुषां ताड्यते चपल लोचनां चलैः ॥

અર્થ:—જ્યાં સુધી કુરંગના જેવાં નેત્રવાળી, સ્ત્રીઓનાં ચંચળ નેત્ર કટાક્ષ ન વાગ્યાં હોય ત્યાં સુધીજ વિવેકી પુરૂષના હૃદયમાં પણુ નિર્મળ વિવેક દીપક સ્ફુરે છે.

બ્રહ્મા મોહવશ થઇ પુત્રી પાછળ દોડયા, શિવ મોહિની પૂંઠળ ધાયા, નારદ પણુ તેજ દશાને પામ્યા, પારાશર મુનિ મછગંધાથી પટકાયા, ઇન્દ્રરાજા અહલ્યાથી અધમ દશાને પામ્યો, દશાનન જાનકીથી ખ્વાર થયો, દુર્યોધનનો દ્રૌપદીથી સંહાર થયો, અને સંયુકતા, રાણકદેવી તથા માધવની મહિલાથી ભારત ભય ભરેલી સ્થીતિમાં આવી પડયું છે. ધનપાળભાઇ ! મુનિઓ, દેવ, કિન્નર, યક્ષ, ગાંધર્વ, અપ્સરાઓ, રાજા—મહારાજાઓ, સંત—સાધુઓ અને નીચ—ઉંચ સર્વ કોઇ મોહના પંજામાં પટકાઇ પડયા છે તો હું કોણુમાત્ર ? મગને સ્પષ્ટ વાર્તા દર્શાવી.

મગનભાઇ ! ત્યારે વારંવાર આપ અમને નીતિનો ઉપદેશ આપતા હતા અને કહેતા હતા કે કામ, ક્રોધ, મોહ, મદ, મત્સર અને લોભને જીતો, તે બધું આપનું શાણુપણુ કયાં ગયું ? ધનપાળે ઠંડો ઘા કર્યો.

ધનપાળભાઇ ! કહેવું તો સ્હેલ છે; પરંતુ તે પ્રમાણે કરી બતાવવું મુશ્કેલ છે.

ઇન્દ્રિયગ્રામ અતિ બળવાન છે અને તે મહા મોટા મહારથી ( સમર્થ વિદ્વાનો ) ને પણુ પાણી કરી નાંખે છે.

અને આપ જરૂર માનજો કે, મારા જેવા પોપટીયા બોલનારાઓ હજારો દિવસ પર્યંત બકે જાય અને જન મન રંજન કરે જાય; પરંતુ મોક્ષ માર્ગ પર તેઓ આરૂઢ થવાના નથી; કારણ:—

**मुक्तौ प्रतिवन्धका काम क्रोध लोभ मोहा श्चत्वार एव.**

અર્થ:—મોક્ષમાં રોકાણ કરનારા કામ, ક્રોધ, લોભ અને મોહ એ ચારજ છે.

ધનપાળભાઇ ! હવે આ વાતને આપ અત્રેજ દાટી દેજો, કેસરીભાઇના આગળ અથવા તો બીજા કોઇના પાસે મારી ફજેતી કરતા ના. મગને લજ્જાયુકત થઇ કહ્યું.

બહુ સારૂં. મગનભાઇ ! મારા ગયા પછી અત્રે શું થયું ? તે કહો. ધનપાળે પૂછયું.

અરે મારા પ્રભુ ! એ વાતજ જવા દ્યો. આપના તથા કેસરીભાઈના ગયા પછી તો એક પછી એક અનેક સંકટોમાં મને સપડાવું પડયું હતું અને બાકી હતું તે છેલ્લે તમે આવી પુરૂં કર્યું. જુવો સાંભળો:-પ્રથમ તો ચોર લોકોની સ્વારી આવી પડી અને તેમની પાસેથી મને શ્રી શંકરેજ છોડાવ્યો.

તે ચોર લોકો ગયા એટલે તર્તજ એક જોગણીની સ્વારી આવી પડી, તેણે તો મારી પુરેપુરી કમદશા કરી. ઠંડા જળથી મારાં બધાં વસ્ત્ર પલાળ્યાં અને આંખોમાં તથા નાકમાં અક્ષત કંકુ નાંખી દુઃખી કર્યો.

વચમાંજ ધનપાળ બોલી ઉઠયો. મગનભાઇ ! દુઃખી થયા તો ભલે પણ ચોર તો દીઠા અને જોગણીનાં દર્શન તો થયાં.

હા ! જેમ માનો તેમ ખરૂં ! હવે જે થયું છે તે કંઈ ના કહેવાય તેમ છે. જીવતો રહ્યો એજ મહા મોટું પુન્ય છે, ને શ્રી શંકરની પૂર્ણ કૃપાથી દરેક વખતે મર્ણ મુખમાં જવાની છેલ્લી ઘડીએ તેમણે મને ઉગાર્યો છે. મગને કરૂણાજનક શબ્દોમાં કહ્યું.

હા ! હા ! જોશીજી પછી આગળ શું થયું તે કૃપા કરીને કહો ? ધનપાળે પુછયું.

ભાઇ સાહેબ ! બે વાર મહા પ્રયત્નથી ઉગર્યો હતો અને બહાર નિકળવાની તૈયારી કરતો હતો એટલામાં તો ચોર લોકોની ટોળીનાં દર્શન થયાં અને ફરીથી પાછી તેજ સ્થીતિને વશ થવું પડયું હતું.

મનમાં સહજ આનંદ પ્રાપ્તિ થઇ ! ચોર લોકોએ તમારો ભોગ આપવોજ ધાર્યો હતો; પરંતુ શ્રી હરિ કે સર્વની દોરી તે મહાન્ સૂત્રધારની પાસે છે,તે દયાળુ પ્રભુએ તમને જીવતદાન દેવડાવ્યું અને મારા લગ્નમાં વિઘ્ન નાંખ્યું. મગને કહ્યું.

મારી આશાની વાદળીઓ વિખેરાઇ ગઇ અને હું જેવોને તેવો આપના સન્મુખ મોહવશ થઇ, મોહાંધ થઇ, કામિ કીટક બની અયોગ્ય વાણીથી અને અતિ નિચ શબ્દોથી પોકાર કરવા લાગ્યો. મગને કહ્યું.

જોશીજી ! હું પણ આપના જેવી સ્થીતિમાંજ હતો. એક રમણિય સુંદરી જેનું નામ વિજયાદેવી છે, તેના મહેલમાં પધરામણી થઇ, ખાનપાન, માનનો પાર નહોતો; પરંતુ પળવારમાંજ તે સુખનું ચક્કર ફરી ગયું અને દુઃખનો પડદો પડયો, અપમાન થયું સ્ત્રીઓનો માર અને કટુવચનો સહન કરવાં પડયાં; બંધન થયું અને છેવટે સ્ત્રીરૂપે આપશ્રીના હજુરમાં આવવું પડયું. ધનપાળે પોતાનો ટુંકો ઇતિહાસ કહ્યો.

ધનપાળભાઇ ! મેં આપને કહ્યું છે કે, એક જોગણી આવી હતી, તેમાં મને ઘણોજ શક છે ! કારણ તેણે શ્રી શંકર સન્મુખ વરદાન માગ્યું હતું કે, મારા પ્રાણપતિ મને કયારે ? કયાં ? અને કયે વખતે મળશે ? તેના પ્રતિ ઉત્તરમાં મેં કહ્યું છે કે, બેટા ! તને કાલે સાંજે પાંચ વાગે કુસુમવાટિકામાં તારો પતિ મળશે.

અને તેથી આજે સાંજે પાંચ વાગે કુસુમવાટિકામાં જવું નક્કી કર્યું છે. મારા ધારવા પ્રમાણે તે સ્ત્રી હશે અને મનુષ્ય જાતિ હશે તો બગિચામાં મળશે અને જે પ્રથમ મળશે તેનેજ તે પતિ તરીકે માનનારી છે. મગને કહ્યું.

મગનભાઇ ! સૂર્યોદય થવા આવ્યો છે, ચાલો હવે નગર તરફ જઇએ નહીં તો વળી કંઇ નવું વિઘ્ન નડશે. કુસુમવાટિકામાં આપણે બંને જણે જવું, પછી તેની મરજીમાં આવશે તેને તે પતિ તરીકે માનશે. ધનપાળે ધીમે રહીને ગોઠવ્યું.

ધનપાળભાઇ ! તમને મિત્ર જાણી વાત કહી તેનો આ બદલો આપો છો કે, એક સ્ત્રીના બે ઉમેદવાર હોય પણ તે બંનેની આશા સફળ થાય નહીં, એક મ્યાનમાં બે તલવાર રહેતી નથી અને એક વસ્તુને બે માણસ લઇ શકે નહિ માટે તમો આ ખોટી હઠને છોડી દો અને મનેજ મારૂં લાગ્યું ભોગવવા દો. મગને કહ્યું.

ભલે તમે એકલા જજો ! હું પણ એકલો આવીશ. અહીંથી તમારી સાથે તમે નહીં તેડી જાઓ; પરંતુ નગ્રમાં પુછી ત્યાં આવવામાં મને શું હરકત છે ? વિદ્વાન થઇ આવી હલકી વૃત્તિ શા માટે રાખો છો ! નશીબ અજમાવો, જેના નશીબમાં હશે તેને મળશે. તમે તો તમારો પોતાનો સ્વાર્થ કરવાનુંજ સમજ્યા

છો. હવે મને બરાબર સમજાયું છે કે, તમારા ભરોંસાપર રહેવા થી સુખી થવાશે નહીં; કારણુ તમે સ્વાર્થી છો. ધનપાળે ગુસ્સે થઇ કહ્યું.

હું સ્વાર્થી છું ! કેમ ? મિત્ર સમજી આ ગુપ્ત વાત કહી તેનું આ પરિણામ કે ? મને મદદ કરવાની વાત તો બાજુ ઉપર રહી; પરંતુ વિઘ્ન કરવામાંજ તૈયારી કરી ? વાહ ! ધનપાળભાઇ ! વાહ ! હું બહુ સારી રીતે જાણું છું કે, વૈશ્ય મિત્ર સંકટમાં સ્હાયક નથી; પરંતુ દુઃખદાયકજ છે.

દ્વિહાર.

વાઘ, વાણિઓ, વેશિયા, વ્યાળ વસુધાપાળ;
મિત્ર નથી એ કોઇના, કામ સરે વિકાળ.

* * * * *

નાગ ભલો નાગર થકી, ભલો લાડથી સાંઢ;
ઓરોળાથી જમ ભલો, ભલો ડાંડથી ભાંડ.

* * * * *

વણિક મિત્ર છે જેહને, તેને ન શત્રુ કામ;
ઘેલો થઇ ઘા તે કરે, માટે તજવો હામ.

મગનભાઇ ! તમે ગમે તેમ કહો. આવાં ગોખી રાખેલાં વચનો અને શ્લોકનાં ચરણો તમને આવડે છે તે હું સારી પેઠે જાણું છું; પરંતુ તેનો ઉપયોગ તો હમણાં થોડીવાર ઉપર કર્યો હતો તેજ કે બીજો ?

કહેવું છે પણ તે પ્રમાણે પોતાને કરવું નથી. પારકાને ઉપદેશ આપવામાં કુશળ આપના જેવા ઘણા નિકળશે; પરંતુ તેથી તેમનું, પ્રજાનું કે અન્ય કોઇ તેમના સમાગમમાં આવનાર નું કલ્યાણુ કયારે થવાનું છે ?

પ્યારા જાની મુંસેં કહેતે,
વો નહિં હો સકતા પ્યારા;
'મિશ્રી' કહે મુખ હોય ન મીઠા,
'લૂન' કહેસેં નહીં ખારા;

'જલ' કહે તૃષા ન જાય,
'અગ્નિ' કહે ચમક ઉઠે નહિં અંગારા.

*　　*　　*

નાંવ નાવકા લે કભિ કોઇ,
ઉતરે નહિં સમુદ્ર પારા;
રટત સદા શુક 'રામ' મગર યું,
રામ હોય ન સહાયકારા;
બાર હજાર 'મુક્તિ મુક્ત' કહે,
પાપસેં હોય ન નિસ્તાર.

*　　*　　*

હોટ હિલાનેસેં કયા હોંસિલ,
હ્રદય ન ગર રસસેં ભરપુર;
એ ઝખમી જિગરોસેં રહેતે,
હંય જો જીગર જાનિ વો દૂર.

જોશીજી ! સમજ્યા ? તમને ઘણું આવડે છે, તો અમે તમારા મિત્ર એટલે અમને થોડું પણ આવડતું હશેજ ! માટે એક પણ શબ્દ બોલ્યા વિના સ્નેહ નભાવી રાખવો હોય તો સંપથી પગલું ભરો. ધનપાળે ધધડાવ્યું.

મગન વિચારમાં મુઝાયો, ઘર ભાગ્યું; કારણ ધનપાળ ન હોત અને તેનેજ બદલે જો કોઇ સુંદર સ્ત્રી હોતતો અહા! અત્યારે કયા આનંદ ! આનંદ ! ! થઇ રહ્યો હોત.

અધુરામાં પુરૂં મેં વળી ધનપાળને રાતની વાત કહી દીધી. અરે ! રાતનાજ મેં મોટી ભુલ ખાધી છે ને; કારણ તેનો હસ્ત ગ્રહી ઉભી રાખી હોત તો કોઇ જાણનાર ન હતું અને આવા ભયંકર સ્મશાનમાં, મારે તાબે થયા સિવાય તેને બીજો માર્ગજ નહોતો.

પણ રાતના તો તેને જોતાંજ જીવ પડીકે બંધાઇ ગયો હતો. ખેર ! ઇશ્વર ઇચ્છા ! જે થયું તે ખરૂં ! હવે કેવી રીતે કાર્ય સાધી લેવું ?

થોડીવાર વિચાર કરી મગને એક પોંઇન્ટ ખોળી કાઢયો અને તે ધનપાળ સામે ફરી બોલ્યો.

ધનપાળભાઇ ! આપણુને બંનેને હરકત ન પડે તેવો એક સુગમ માર્ગ છે, તે એ કે કુસુમવાટિકામાં આપણે બંનેએ જવું; પરંતુ ત્યાં જે પ્રથમ બોલે તે સ્ત્રી હારી જાય અને જે બીજે નંબરે બોલે તેજ સ્ત્રીનો માલીક થાય, કેમ કબુલ છે ? મગને ફેંસલો આપ્યો.

ધનપાળ ખુશ થયો અને બોલ્યો. મગનભાઇ ! મંજુર છે ! મંજુર છે ! ! અને મંજુર છે ! ! ! લ્યો, આ મારા બાપ દાદા નું વચન. કહી ધનપાળે મગનના હાથમાં વચન આપ્યું.

લ્યો, ત્યારે મારૂં પણ વચન. જો જો હવે આ કરારનો કોઇ એ પણ ભંગ કરવો નહિં. ચાલો, હવે નગ્રમાં પ્રવેશ કરીએ. મગને કહ્યું.

બંને મિત્રો પરસ્પર વચનથી બંધાઇ પ્રાતઃકાળ થતાંવત નગ્ર તરફ રવાના થયા.

ધનપાળભાઇ ! આપે આ જે હઠ કરી હતી તેથી મને મિત્રતા તુટી જવાનો ભય હતો અને મેં જે આપને કબુલત આપી છે તેનું મુખ્ય કારણ તો એજ છે કે, આપણી મિત્રતાને ટકાવી રાખવી. મગને માર્ગ કાપતાં કહ્યું.

જોશીજી ! આપ સમજુ છો એટલે આપને આવા ઉંચ્ચ વિચારો ઉદ્દ્ભવે એ સહજ છે ! હું પણ આપના મતને મળતો થયો છું, તેનું કારણ પણ આપ કહો છો તેજ છે. ધનપાળે કહ્યું.

ઠીક છે ! તમે સ્વાર્થને માટે અથવા તો તમારી હઠને ખાતર ગમે તેમ કહો; પરંતુ ધનપાળભાઇ ! આપના જેવા ગુણ વાળા મિત્રને માટે મને એક વચન યાદ આવે છે.

**परोक्षे कार्य हन्तारं प्रत्यक्षे प्रियवादिनम् ।**
**वर्जयेत्तादृशं मित्रं विषं कुंभं पयोमुखम् ॥**

અર્થઃ—અંદર વિષથી ભરેલો હોય, અને ઉપર દેખાવ માટે થોડું દૂધ હોય તેવા ઘડાનો જેમ ત્યાગ કરાય છે, તેવાજ રીતે પાછળથી કાર્યની હાની કરે અને પ્રત્યક્ષમાં પ્રિય વચન બોલે તેવા મિત્રનો ત્યાગ કરવો.

પરંતુ આપના મતને મળતો થવું જ મેં યોગ્ય ધાર્યું છે. તેનું કારણ કે, પ્રિતિ કરવી સહેલ છે પણ નિભાવવી મુશ્કેલ છે. વળી પ્રીતિ તુટયા પછી દિલ દગ્ધ થયા કરે છે એટલુંજ નહિં પરંતુ જગંજુતીયો ખાવી પડે છે.

ગઝલ.

કરો પ્રીતિ તમે યારો, પછીથી ખૂબ સંભાળો;
અતિશય કષ્ટનો ભારો, પ્રેમનો પંથ છે ન્યારો.

* * * *

કશી હીમતનાં હથિયારો, બચાવો પ્રેમને યારો;
થશે કોઇ દિન સુધારો, આવશે સુખ કિનારો.





# પ્રકરણ ૧૪ મું.

—⁕⁕⁕⁕✻⁕⁕⁕⁕—

" લતામાં લાલ અને સુખમાં સાલ. "

### ગઝલ.

થઇ પ્રેમી તણા સંગી,
પીયે જે પ્રેમના પ્યાલા;
પી, ને જે પચાવે તે,
ખરેખર વિર છે જુદા.

* * *

અમુલી પ્રેમના હીરા,
ખલ્કમાં ખોજતા ધીરા;
ફકિરીથી ખરીદે તે,
ઝવેરી વિર છે જુદા.




જના સવા ચાર વાગ્યા હતા. કુસુમ વાટિકાની ચારે તરફ સંતરીના પહેરાઓ નજરે આવતા હતા. સૂર્યમુખી કમળોએ પૂર્વદિશા તજી પશ્ચિમ દિશાએ મુખ કર્યું હતું. કોઇ પણ પુરૂષવર્ગને માટે આજે બગીચામાં જવાને બિલકુલ મના કરવામાં આવી હતી અને તેથી ઉલટું અમીર તથા ગૃહસ્થ અને રાજકુટુંબમાંની સ્ત્રીઓને છુટ આપવામાં આવી હતી.

એક બે ઘોડાની ગાડી પુરજોશમાં દોડતી આવી, ચોતરફ

પડદા નાંખી દીધેલા હતા તેથી ગાડીમાં કોણ છે તે માલુમ પ-ડતું નહોતું, પરંતુ ગાડી હાંકનાર પુરૂષ નહિં પણ સ્ત્રી હતી અને તેથી આ ગાડીમાં સર્વ સ્ત્રીઓજ છે એમ સહજ ધ્યાનમાં આવ-તું હતું.

બગીચાના દરવાજામાં પ્રવેશ કરતાં બરાબર દરવાન—પહેરા-વાળાઓએ પૂછ્યું. કીસકી ગાડી હય ? ગાડીની પાછળ તથા આગળ બેઠેલી સ્ત્રીઓએ પ્રતિ ઉત્તર આપ્યો. વિજયા બહેનની, ઉત્તર દેતાં દેતાંમાં તો ગાડી બગીચામાં ઘણે દુર નિકળી ગઇ.

વાંચકવૃંદને સમજાયું હશે કે, આ વિકટોરીયા—ગાડીમાં કોણ છે અને તેને અત્રે આવવાનું શું પ્રયોજન હશે ?

બગીચાની છેક આગળ કે જ્યાં મધ્ય ભાગમાં મોટા મોટા હોજ, ફુવારાઓ અને અનેક દિવ્ય લતાકુંજ શોભી રહ્યાં છે, ત્યાં આવી ગાડી અટકી.

ગાડી ઉભી રાખી આ સર્વ મંડળી નીચે ઉતરી પડી એટલે સહજ આમતેમ તપાસ કરી સ્ત્રીમંડળમાં ભરાઇ બેઠેલો કેસરી પણ ચુપકીથી નીચે ઉતરી પડયો.

કેસરી એક કુંજલતાને ઓથે રહી વિવિધ વાર્તાલાપ કરતો મિષ્ટ મધુરી વાણીમાં સર્વ સુંદરીઓને વશીકરણ કરી કામવશ કરતો છુપાયો.

આ પ્રેમી જોડાંની પધરામણી થવાને દશ મીનીટ થઇ નથી તેટલામાં તો બીજી મંડળીનું આવાગમન થયું.

રાજકુમારી તથા તેની કેટલીએક સખીઓએ આવી વિજયા ની ભેટ લીધી. કેમ બહેન શા વિચારમાં છો ? આજે કંઇ બહુ જલ્દી આવવું થયું છે?

ના, ના ! જલ્દી તો કંઇજ નથી. બહેન ! ગૃહમાં ગમ્યું નહિં અને ખબર મળી કે, આપની સ્વારી આજે વાટિકામાં જ-વાની છે એટલે પછી અમે પણ અત્રે આવ્યાં અને આપના દર્શનથીજ સંતોષ માન્યો.

વાંચક ! હાલ જેને આપણે રાજકુમારી એ નામથી ઓળ-ખીએ છીએ, થોડાક ઉપર સ્વર્ગની સુંદરી કે પરી નામથી ઓ-ળખી ગયા છીએ, મગન જેને જોગણી નામથી ઓળખે છે અને

કેસરી તથા ધનપાળ જેને જુદી જુદી રીતે ઓળખે છે; તે બહુ રૂપી બાળા બીજી કોઇજ નહિં; પરંતુ તે આપણી વાર્તાના નાયક વિરનર કેસરીની વ્હાલી કાન્તા વસંતજ છે ! કે જેને માટે કેસરી–સિંહ મહા કષ્ટમાં પટકાયો છે.

વેલીનો કર ગ્રહી વિજયા એક લતા પલ્લવ તરફ લઇ ગઇ અને તેના કર્ણમાં દીનવદનથી પ્રાર્થનારૂપે કંઇક કહેવા લાગી.

વેલી ! હવે મારે શું કરવું ? પ્રાણપ્રિય નવિનચંદ્રજીને સહજ આનંદ પ્રાપ્ત થશે, એમ ધારી વાડીમાં લઇ આવી, તેમાં થી તો કેવળ શોકજ મળવાનો ! કારણ નવિનચંદ્રજી અત્રે છે એમ કોઇના પણ જાણવામાં આવતાંવત્ તેઓને મહાન સંકષ્ટવશ થવું પડશે !

આ ચતુર ચતુરા વસંત નવિનચંદ્રને જોઇ તેના ઉપર મોહિત થઇ જાય અને નવિનચંદ્ર પણ વસંત મોહિનીનો ઉપાસક બની જાય તો ". લેને ગઇ પૂત અને ખો આઇ ખસમ " એવો ઘાટ થાય. વેલી ! સાપે છછુંદર ગળ્યું હોય છે. તે મુકવામાં અને ગળી જવામાં બંને રીતે તેને હાનીજ થાય છે. હું તેવી સ્થીતિમાં આવી પડી છું. જો તેમનું ગમે તેમ થવા દઉં છું તો તેઓ કેદવશ થવાથી વિરહાગ્નિથી દગ્ધ થવાય છે અને તેમને સાથે લઇ જાઉં છું તો આ બીજી સખીઓના વચમાં તેમ કરવા થી આબરૂ જાય છે.

" જાકી અપકીરત, છાય રહી જગમેં,
તાસે જમપુર ગયો ન ગયો. "

વેલી ! ત્હારી સલાહ પ્રમાણે ચાલવાને હું તૈયાર છું. મને બીજા કોઇનો ઓથ નથી માટે તુંજ મારી હિતકર છે. વિજયા એ કહ્યું.

બહેન ! હવે અધિરાં થવાનું કામ નથી, જરા ધિરજ ધરો. પત્થર તળે આવેલા હાથને કળે કરીને કાઢવાની જરૂર છે.

" ઉતાવળે નહિ પાકશે, આંબા કેરી સાખ;
બાળા બનના બાવરી, મન હાથી વશ રાખ. "

ઇશ્વરેચ્છા મુજબ જે થવાનું હશે તેજ થશે, હાલ ચુપચાપ બેશી રહો, જે કંઇ થાય તે જોયા કરો. વસંત બહેન શું શું કરે છે ? અને ગૃહ તરફ પાછાં કયારે ફરે છે ? તે જોયા પછી વિચાર. વેલીએ સલાહ આપી.

વેલી ! તારૂં કહેવું ઠીક છે; પરંતુ એ વેદના, એ અગન અને એ ઉત્પાત તો જેને વિતી હોય તેજ જાણે !

ગીતિ વૃત્ત.

પલક પ્રાણ હરી લે છે, ક્ષણ ક્ષણવારે ઘટે રૂધિર માંસ;
સાહસીક મુજ મનમાં, લાગી જ્યારથી નેન સેન ફાંસ.

વિજયા વેલીને પોતાનું દર્દ સમજાવતી હતી એટલામાં વચમાંજ વિઘ્નોત્પત્તિ થઇ !

વિજયા બહેન ! એ વિજયા બહેન ! ! કેમ તમે તથા વેલી તો કંઇ જુદીજ વાતોમાં મશગુલ છો ; શું અમારી સાથે બોલવું, ચાલવું, તથા રમવું તમને પસંદ નથી કે ? વસંતે પ્રશ્ન કર્યો.

વિજયાના સર્વ વિચારો અદ્રશ્ય થઇ ગયા, લજ્જાપટમાં પ્રેમ પારસમણીને છુપાવી બેબાકળી બિચારી ઝટપટ વસંત પાસે આવી. વસંત બહેન ! અમે કંઇ બીજી વાતોમાં રોકાયાં નહોતાં, માત્ર રમત ગમતનીજ વાતો કરતાં હતાં. વિજયાએ મુદ્દો ઉડાવી કહ્યું.

વિજયા બહેન ! તમે તથા સર્વ સખીઓ વાટિકામાં જાઓ અને સુંદર સુંદર કુસુમ વિણી તેની માળાઓ બનાવી લાવો. વિજયા તથા વેલી પૂર્વમાં જાય, અને બીજી સર્વ સખીઓ પશ્ચિમ તરફ જાય અને હું પોતે પણ ઉત્તરમાં આ લતાકુંજમાંથી પુષ્પ વિણી માળા ગુંથું છું. વસંતે હુકમ કર્યો.

સર્વ કોઇ હુકમ પ્રમાણે ચાલી ગઇ એટલે વિજયા તથા વેલીએ પણ પૂર્વ માર્ગમાં ગમન કર્યું; પરંતુ વિજયાનું ચિત્ત ઉત્તરમાં લતાકુંજમાંજ અટકયું હતું. એક કદળી સ્થંભ તળે બેશી વિજયાએ મનના ઉભરા કાઢવા માંડયાં,

**વસંતતિલકા**

અહા ! તપે વિકળતા થકી તન્ન મ્હારૂં,
લાગે હવે જગત સુખ મને અકારૂં;
હૈયું રહે કબજ કૈંક કરૂં ઉપાય,
હોયે અરે ! શરિર શાંત જરી ન થાય.

* * * * *

પાયે કરી ડગ ભરૂં યદિ ના ભરાય,
વાગે અરે ! મદનના શર તિવ્ર કાય;
સાલે વ્યથા વિરહની દિલ દોષ દેવો,
કો'ને ? હવે મદન તાપ શું સાંખી રહેવો ?

વિજયા બહેન ! આમ અકળાઇ ન જાઓ, કાયર ન થાઓ, મદનના માર સ્હામે હિંમતથી ઉભાં રહી જય પ્રાપ્ત કરો અને પ્રારબ્ધ આધિન જે કંઇ વિયોગ–કષ્ટ આવી પડે તે સહન કરો.

**हरिणापि हरेणापि ब्रह्मणा त्रिदशैरपि ॥**
**ललाट लिखिता रेखा न शक्या परिमार्जितुम् ॥**

અર્થ:—લલાટમાં જે રેખા લખેલી છે, તેને ટાળવાને હરિ, શંકર, બ્રહ્મા અને દેવતાઓ પણ સમર્થ નથી.

વેલી ! તારૂં કહેવું યોગ્ય હશે ! તો પણ તે મને રૂચિકર નથી. તને બિચારીને શું ખબર ! કે પ્રિયતમના સંયોગ વખતના સુખની મીઠી મજાહ કેવી હોય ? અને તેથી ઉલટું જીવનના વિયોગ વખતના દુઃખની પીડા કેવી હોય ? વિજયાએ કહ્યું.

વેલી પ્રતિ ઉત્તરમાં કહેવા લાગી. વિજયા બહેન ! તમારૂં કહેવું ઠીક છે. ખરેખરી રીતે જોતાં એ મજાહ તે મજાહ નથી. અજ્ઞાની મનુષ્ય જેમ ગાયની ખરીમાં સમુદ્રની કલ્પના કરે, આકાશ પુષ્પમાલા પહેરવા પ્રયત્ન કરે અને વંધ્યા પુત્રના લગ્નમાં પાટલે બેશી ભોજન જમવા ઇચ્છા રાખે; તેવુંજ આ સંસારનું સુખ ભ્રાંતિમય અને કહેવા પુરતુંજ છે.

વચમાંજ વિજયા બોલી ઉઠી. બસ કર, વેલી ! ત્હારી આ જ્ઞાનની વાતો મને બીલકુલ ગમતી નથી, આ પ્રસંગે ત્હારે મને

ધિરજ આપવી જોઇએ અને મને મારા પ્રિયનો મેળાપ થાય તેમ કરવું જોઇએ એ ફરજને ભુલી તું કોઇ બીજાજ માર્ગ ઉપર ચઢી જાય છે. ખબરદાર ! તારી પંડિતાઇ, ડહાપણ અને ચાલાકી જવા દે ! અને મારી મરજી મુજબ એવો કોઇ રસ્તો શોધી કહાડ કે જેથી નવિનચંદ્રજી સદાને માટે મ્હારી પાસેજ નિવાસ કરે.

વિજયા બ્હેન ! માફ કરો. મારી ભુલ માટે મને ક્ષમા આપો. હું જાણું છું કે, કામાગ્નિમાં દહન થનાર, કામ કસાઇને હાથે ચઢનાર અને કામના કિલ્લામાં કેદ થયેલ સ્ત્રી કે પુરૂષ ગમે તે હોય પણ તેમને ઉપદેશની અસર થવાનીજ નથી; કારણ કામદેવના બાણુથી તેમનાં ચક્ષુ બંધ થયેલાં હોય છે.

પોતાનો પ્રિય પોતાની પાસે હોય છે તો પણ તેઓ જોઇ શકતાં નથી, બોલી શકતાં નથી અને પ્રસંગ આવે પોતાનું કાર્ય પણ કરી શકતાં નથી; કારણ તેમને ઇચ્છીત વસ્તુ મળવાના સમયે હર્ષ સન્નિપાત થાય છે.

જેમની આંખો કે વાણી મળેલી હોય છે તે ખરી પ્રીતિ નથી; પરંતુ જેમના મન મળેલાં હોય છે, તેજ ખરી પ્રીતિ છે.

**क्केन्दोर्मण्डलमम्बुधिः क्वचरविः पद्माकरः क्वस्थितः ।**
**क्वाभ्राः सन्ति मयूरपङ्क्तिरमला क्वालिः क्वा मालती ॥**
**हारः क्वस्थित हंस वृंदममलं क्वेदंसरो मानसं ।**
**योयस्याभिमतः सतस्य निकटे दूरेऽपि सन्वल्लभः ॥**

અર્થ:—કયાં ચંદ્રનું મંડળ અને કયાં સમુદ્ર, કયાં રવિ અને કયાં પદ્માકર, કયાં મેઘ અને કયાં મયૂરની નિર્મલ પંક્તિ, કયાં ભ્રમર અને કયાં માલતીનાં પુષ્પોનો હાર, કયાં હંસ અને કયાં માનસરોવર, તેથી જે જેને પ્રીતિથી માનેલ પ્રિય છે, તે તેને દુર છતાં પણ નજીદીકજ છે.

વેલીનાં મધુર વાકયો શ્રવણ કરીને શાંત થયેલી વિજયા બોલી ઉઠી. વેલી ! તારૂં કહેવું વ્યાજબી છે. આમ કલ્પાંત કરવાથી પ્રાણજીવન મળશે નહિ, ભલે તેઓ ગમે ત્યાં છુપાય; પરંતુ મેં મારા હૃદય મંદિરમાં કેદ કર્યા છે ત્યાંથી શી રીતે નિકળશે ? અને મારા હુકમ વિના કયાં જઈ છુપાશે ? વિજયા હર્ષાવેશમાં બોલી.

બ્હેન ! ત્યારે ચાલો ઝટપટ થોડાંક પુષ્પ વિણી લઇ હાર કરી તર્તજ પાછાં જ્યાં આગળ લતામાં લાલ છે, ત્યાં જઇ જેમ તેમ સમજાવી સુખમાં વિઘ્નરૂપ આ સાલને દૂર કરી ગૃહ તરફ પ્રયાણ કરી જઇએ. વેલીએ કહ્યું.

સમય વિતી જશે અને નવિનચંદ્રજીને કોઇ અન્ય અબળા મહિલારૂપ ગ્રહણ લાગી જશે ! એવા ભયથી વિજ્યા તથા વેલી બંને ઉતાળતી પુષ્પ વિણવા લાગી તો પણ વિજયાને પ્રેમ ભાલાની અણીનો વેદના મટી નહિં, વિયોગરૂપ ઘામાંથી રૂધિર વહેવા લાગ્યું અને તેની સાથે એક કરૂણાજનક રવ ઉત્પન્ન થયો.

### વસંતતિલકા.

વૃક્ષોની ડાળી મહિંથી મધુરૂં સુણાય,
ગાણું વિહંગ શુક સારસ આદિ ગાય:
મેના મીઠી મૃદુ રવે ગીત જો ગજાવે,
વાયુ વહી પ્રણય ગાન વધું દિપાવે.

* * *

એ સર્વ ગર્વ મ્હારો આજે ઉતારે,
છે કામ સૈન્ય છુપો બહુ માર મારે;
પરવશ પડીને પ્રમદા પતિને પુકારે,
હા ! નાથ આજ આવો પ્રિય કેરી વ્હારે.

પ્રાણેશ ! હું આપની છું અને આપ મારા છો ! એમ કહેવામાં મને જરા પણ ભય નથી; પરંતુ અત્યાર સુધીમાં આપે એક પણ વખત મારે માટે એ આનંદ વર્ધક વાણીનો ઉપયોગ કર્યો નથી. ભલે ગમે તેમ હો !

### દ્વિહાર.

" કમલનકો રવિ એક હે, રવિકો કમલ અનેક;
હમસે તુમકો બહોત હે, તુમસે હમકો એક. "

પ્રિય પાઠક ! સ્નેહની સૂળીએ પરોવાયલી બિચારી ભોળી ભામિની વિજ્યા શોકસાગરવશ થઇ અશ્રુપાત કરતી કુસુમની પ્રફુલ્લિત કળીઓને ચુંટતી હતી.

ત્યારે બીજી તરફ વસંત તે સુંદર લતા મંડપ તરફના સુગંધમય શિતળ સમિરને ગ્રહણ કરવા માટે સર્વ સખીઓને કાર્યમાં જોડી પોતે સ્વતંત્રપણે વિચારવા લાગી.

થોડેક આગળ જતાં એક લતાને આમ્ર વૃક્ષ સાથે લપટાચેલી જોઇને વસંત કહેવા લાગી.

ગીતિ.

લેવા રસ લપટાઇ, લતા વૃક્ષને લલના સમ કેવી;
અંગોઅંગ બિડાવી, ભાવી ફાવી પતિને મન એવી.

અહાહા ! આ આમ્ર વૃક્ષને લપટાચેલી લતા કેવી ભાગ્યશાળી છે ! વૃક્ષાદિ પણ મારાથી અધિક સુખ માણે છે, લાજ મર્યાદાનો ત્યાગ કરી રહેલી આ લતા શરમથી પણ પતિ વિયોગ કરતી નથી, પતિએ પણ એવી રમણિને પોતાના અંગથી બરાબર લપટાવી દીધી છે; ખરેખર તે સુંદરી અને તે સુંદર વરનેજ ધન્ય છે કે, જે એક ક્ષણ પણ અળગાં થતાં નથી.

મારા જેવી દુર્ભાગિણીને તેથી ઉલટુંજ અનુભવવું પડે છે.

હરિગીત

કાયા કનકની વાડીમાં, વાયે વિરહના વાયરા,
સુખામૃતે પરિપૂર્ણ તે, છલકયા વિષે ઉરના ઝરા;
પ્રીતિની વેલી પીયૂષ પ્રિતમ, સિંચનાં ફાલી ફૂલી,
કરમાણીદિલવરદૃગવિના,બની વૃક્ષવલ્લભ વિણ લુલી.

મિષ્ટ ગીત ગાતી ગોરી-વસંત જે લતાની પૂઠળ કેસરી છુપાયો છે ત્યાં જઇ ઉભી રહી. ક્ષણવાર આમતેમ તપાસ કરી ગાઢ નિશ્વાસ નાંખી બોલી. અરેરે ! શિવ વરદાન ખોટુંજ જશે; કારણ કાલે પાંચ વાગે કુસુમવાટિકામાં ત્હારો ખરો પતિ તને મળશે, એ વર શું ખોટો પડશે ?

શ્રી ભોળાનાથનું વરદાન નિષ્ફળ જાય ત્યારે તો થઇજ રહ્યું. ત્યારે શું તે સાચું પડશે ? સાચું પડવાનું હોય તો સમય થઇ ગયો છે. હજુ સુધી તો પ્રાણજીવનના પવિત્ર મુખડાનાં દર્શન થયાં નથી.

પ્રભુ કૃપા કરો! દયા કરો!! દુઃખમાં ડુબતીનો કર ગૃહો!!! અને આપનાં બોલેલાં વચનોને સત્ય કરી આપી મને જીવનદાન આપો, દયાઘન હવે આ વિરહ આગમાંથી બચાવવાને આપજ શકિતવાન છો.

### વસંત તિલકા.

અહા! તપે વિકળતા થકી તન્ન મ્હારૂં,
લાગે હવે જગત સુખ મને અકારૂં;
હૈયું રહે કબજ કૈંક કરૂં ઉપાય,
ત્હો એ અરે શરિર શાંત જરી ન થાય.

* * * * *

નેત્રે ઉડે ભભક વહ્નિની જ્વાળ ભારી,
ભૂજા બની શિથિલ ચેતન વિણ મ્હારી;
કર્ણો બન્યા બધિર કે દરી સાવ જેવા,
પીપ્પલિકા કટક કે જીવજંતુ રૂહેવા.

* * * * *

પાયે કરી ડગ ભરૂં યદિ ના ભરાય,
વાગે અરે મદનના શર નિત્ર કાય;
સાલે વ્યથા વિરહની દિલ દોષ દેવો,
કો'ને? હવે મદન તાપ શું સાંખી રૂહેવો.!

વિરહીણી વસંતનું વિરહ ગીત પૂર્ણ થયું, નિશ્વાસા નાખી નાખી નિર્બળ થઇ ગયેલી વસંત એક લતા કુંજમાં બેસી ગઇ, અને કદળી સ્થંભને અઢેલી મોતીના દાણા જેવાં અશ્રુ બિંદુઓને પ્રગટાવવા લાગી.

પ્રાણેશ! આવ્યા તો હશે!

ત્રિપુરારિનું વચન અસત્ય હોય એ અસંભવિત!

ઇશ્વર નિર્દય છે કે શું?

પ્રભુને દયાળુ એવું કહેવામાં મને શંકા છે! કારણ મને નિર્દોષને તે સતાવી રહ્યો છે!

"ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કુશળ" એ કહેવત સાચી હશે કે શું!

એવું હોય તો પછી ધર્મ તરફ કોઇ દ્રષ્ટિજ ન કરે. મ્હારે હવે શું કરવું? બીજાં હજારો કષ્ટ સહન કરવાને મ્હારામાં શકિત છે પરંતુ નાથ વિયોગ, મદનમાર, અને અનંગની અગન એ સહન કરવાને હું તદ્દન અશકત છું.

नास्ति काम समो व्याधिर्नास्ति मोहसमोरिपुः ।
नास्तिकोपसमो वाह्निर्नास्ति ज्ञानात्परं सुखम् ॥

અર્થ:—કામ સમાન વ્યાધિ નથી,મોહ સમાન શત્રુ નથી, ક્રોધ સમાન અગ્નિ નથી અને જ્ઞાન સમાન બીજું સુખ નથી.

ખરેખર ! કામ પારધીના પંજામાંજ મારા જીવનની સમાપ્તિ થઇ જાય એમ મને લાગે છે !

પ્રિય પાઠક ! યૌવનમાં મસ્ત થઇ પતિ નામની માળા જપતી વસંત પતિ સંયોગને માટે જ્યારે કલ્પાંત કરતી હતી ત્યારે તેનો ઉપાસ્ય પ્રિય પતિ કે જે ધાર્મિક ક્રિયા મુજબ તેનાં માતા પિતા તરફથી ઠરાવવામાં આવેલો હતો, તે કેસરી તેની પાછળજ હતો.

ચતુર કેસરી શિકારને ઓળખી ગયો હતો. ગત રાત્રિમાં જેને જોગણી, કે સ્વર્ગની સુંદરી તરીકે ઓળખવામાં આવી હતી તે આજ સુંદરી છે.

શ્રી સદાશિવ તરફથી અર્પવામાં આવેલું વરદાન તે યાદ કરી રહી છે, અત્યારે બીજું કોઇજ નથી, શંકરનું વરદાન છે કે કુસુમ વાટિકામાં પાંચ વાગે તને તારો પતિ મળશે? તો પછી હવે પ્રથમ જઇ મોહિનીને મળવાને શું વાંધો છે!

થોડીવાર વિચાર કરી કેસરીએ વિચાર ચક્રને ફેરવી નાખ્યું. પ્રત્યક્ષ હાજર થવાથી કદાચ વિજયાના ઘર જેવું વિઘ્ન આવી પડે, માટે જે કંઇ કાર્ય કરવું તે કળથીજ કરવું, બળ કે સાહસનો ઉપયોગ કરવાની કંઇજ જરૂર નથી.

ત્યારે કઇ યુકિતથી એની સાથે વિનોદ કરીને ભાગ્યશાળી થવુ ?

વિચારનાં વહેતાં મોજાંઓનું વહેવું જોસ બંધ શરૂ થયું, સ્વલ્પ સમયમાં સ્ટેશન આવી પડતાં મેઇલ ટ્રેન જેમ અટકી પડે

છે, તેમ વિચાર માળા અટકી અને વસંતને ચોંકાવનાર, દિવાની બનાવનાર, બેભાન બનાવી આમ તેમ દોડાવનાર, પરવશ બનાવનાર, પ્રેમ પિંજરામાં કેદ કરનાર અને બધી રીતે તેનું સર્વસ્વ હરણ કરનાર, એક જાદુઇ ગાન ઉત્પન્ન થયું.

शिखरिणी वृत्त.

स्मितं किंचिद्वक्त्रे सरल तरलो दृष्टि विभवः ।
परिस्पन्दो वाचामभिनव विलासोक्ति सरसः ॥
गतीनामारम्भः किसलयित लीला परिकरः ।
स्पृशन्त्यास्तारुण्यं किमिह नहि रम्यं मृगदृशः ॥

॥ भर्तृहरि ॥

અર્થઃ—મંદમંદ હાસ્ય, સરલ અને તરલ-ચંચળ દૃષ્ટિ, નવિન શ્રૃંગારમય ભાષણોથી સુંદર વાણીની રચના અને નવાંકુર જેવી લીલાના સમુહવાળો ગમનનો આરંભ, એ સઘળા, આવતી જુવાનીવાળી સ્રીના ગુણોમાં કયો ગુણ મનોહર નથી ? અર્થાત્ સર્વે મનોહરજ છે.

અરે ! આ શું ચમત્કાર ! કોણ બોલે છે ? કયાંથી બોલે છે ? અને કોની સાથે બોલે છે ?

શ્રી શંકરનું વચન સત્ય પડશે ! મને પ્રાણજીવન મળશે ! શિવ સેવા ફળીભૂત થશે ! અને આ કમનશીબ દુઃખીયારીને સુખનો સમય આવશે !

આમતેમ ફરતી લતાઓને વૃક્ષની ઘટાઓમાં દોડતી, પડતીને આખડતી, મુખથી મિષ્ટ-મધુર અને કરૂણાજનક શબ્દને ઉચ્ચરતી, વસંત લતાકુંજ પાસે આવી પડી.

મૃગાક્ષિઓનાં મન હરણ કરનાર, ચતુરાઓનાં ચિત્ત ચોરનાર ચતુર ચોર વસંત-ડીટેકટીવને તપાસમાં આવતી જોઇ લતા ઘટામાં સ્વશરિરને ઢાંકવા-છુપાવવા લાગ્યો.

પરંતુ સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયું, બાહોશ પોલીસ કોન્સ્ટેબલ જેમ ગુનેહગારને પકડી લે છે તેમ વસંત તે લત્તા પલ્લવને હાલતાં જોઇ ત્યાંજ ગઇ. કેસરી ચુપ રહ્યો; પરંતુ વસંત તેને જોઇ

જાણી ગઇ કે આજ મદન-મોહન મૂર્ત્તિના કંઠ ધ્વનિથી મારૂં ચિત્ત ચગડોળે ચડી ગયું છે.

વસંતે તે લતાકુંજમાંનાં કુસુમો પ્રતિ ઉકિત કહી.

દ્વિહાર.

" પ્રેમતરૂ પલ્લવિત જ્યાં, પ્રેમવારી સિંચાય;
પ્રેમી માળી નહિ મળે, પ્રેમ પુષ્પ ભિંચાય. "

* * * * *

" પ્રેમ હોય ત્યાં નેમ નહિં, નેમ નહિં ત્યાં પ્રેમ;
તાલ કશો બાઝે નહિં, સુગંધ ને વળી હેમ. "

* * * * *

" મહા મોંઘી પળ જાય છે, નહિં ફરી મળનાર;
વિઘ્ન વાદળ આવતાં, હાથ ઘસી રહેનાર. "

* * * * *

" સમજુ જન સમજી જશે, દુર્જનને નહિં કાંય;
હુંકારો બસ તેજીને, ગધ્ધો ગોદા ખાય. "

મદોન્મત્ત, નિર્ભય, અને સમય સાધક કેસરી, યોગ્ય વખત જાણી બહાર નીકળી આવ્યો. તમે કોણ છો ? કોને કહો છો ? શા માટે કહો છો ? અને આ બધું શું ધતિંગ ચલાવી રહ્યાં છો ? કેસરીએ વસંતના સનમુખ આવી જરા દમામથી કહ્યું.

આ મનહર મુખમુદ્રાને નિહાળતાંવત્ વસંતને કંઇ જુદીજ જાદુઇ અસર થઇ, થોડીવાર તો તેણે એક દ્રષ્ટિથી ટગર ટગર કેસરીની સ્હામે જોયાંજ કર્યું. દેહનું ભાન ભુલી ગઇ, નિરૂત્તર થઇ જડવત્ બની ગઇ, અને કાચની પુતલી જેવી દેખાવા લાગી.

તમે મ્હારાથી શરમાઓ છો ? પ્રતિ ઉત્તર આપવાને આપ નારાજ છો ? જો એમ હોય તો હું મ્હારે મારગે ચાલ્યો જાઉં છું. કહી કેસરીએ કદળી વનની ઘટા તરફ પ્રયાણ કર્યું.

અરે રે ! હું તો આમ વિચારમાંજ રહી ગઇ, અને આ

તો ચાલ્યા, શ્રી શંકરનું વચન તો સત્ય ઠર્યું પરંતુ હું પોતેજ ના લાયક થઇ પડી છું.

એ પુરૂષની મનોહર છબીએ મારા હૃદયમંદિરમાં મુકામ કરી મન ઘોડાને લગામ ઘાલી, ચિત્ત અને બુદ્ધિને ભ્રમિત કરી નાખ્યાં છે.

એમને ઉભા રાખું, હસ્ત ગ્રહી નામ, ઠામ–ઠેકાણું વિગેરે પૂછું અને ધારવા પ્રમાણે તથા શ્રી શંકરના વરદાન પ્રમાણે જો તે મારા પતિજ હોય તો તો પછી પુછવુંજ શું! અહા! આ કામદેવ સમ પતિને યોગ્ય કઇ સ્ત્રી નિર્માણ થઇ હશે! કઇ મહાભાગ માનુનિ આ મદન મૂર્તિને ભેટવાને ભાગ્યશાળી થશે અને સંસાર સુખનો લ્હાવો લુંટશે?

વસંત વિચાર વમળમાં ગુંચાઇ, એટલામાં તો ચપળ કેસરી ચાલ્યો, પરંતુ તેનું મન ચાલ્યું નહોતું. વસંતે કેસરીને દુર ગએલો જોઇ પ્રાર્થનારંભ કર્યો.

## પ્રેમ ગીત.

જાશો ક્યાં છોડી આમ, પરદેશી છે પ્રણામ;
મારીને પ્રેમ બાણ, શામળીયા છો સુજાણ.

નામ કહો નટવરજી!
અબળાની સુણી અરજી!
અરજી આ કરે ગરજી,
પ્રગટાવો આપ મરજી.

મુસાફર મારા સમ, જો ના પાળો વચન,
પળમાં નડશે વિઘ્ન, કરજો પછીથી ગમન.

મદોન્મત્ત હસ્તી અંકૂશ વાગતાં બરાબર જેમ માવતને વશ થઇ જાય છે, તેજ પ્રમાણે ઉપરના પ્રેમાંકૂશમય વચન પ્રહાર થતાં બરાબર કેસરી ઉભો રહ્યો, પાછો ફર્યો અને ક્ષણુ વારમાં આવી વસંતની સનસુખ હાજરી આપવા લાગ્યો.

હે મૃગાક્ષિ! તમારૂ નામ ઠામ કહો? અને મને શા માટે રોકવામાં આવ્યો છે? તે પણ કહો? કેસરીએ પૂછયું.

વિદેશી મારા નામ ઠામથી આપને હાલ તરત શી જરૂર છે ? પ્રથમ તમેજ તમારા પવિત્ર નામને કહી મારા મનને શાંતિ આપો. વસંતે પ્રાર્થના કરી.

ચતુર કેસરી પણ અત્યારે કોઇ વિચિત્ર સંકટમાં આવી ફ-સાયો હતો. શું નામ કહેવું ? કઇ યુકિત કરવી અને કયું પ્રપંચ કરી વસંતનો પ.તો મેળવવો ?

આમ અલ્પ સમય વિચાર કરી કેસરીએ પ્રપંચ પાઠનો પ્રારંભ કર્યો. મા....રૂં....ના....આ....મ નવિનચંદ્રજી છે અને હું ઘણા દુર દેશનો રહેવાશી છું.

વિચિક્ષણ વસંત કેસરીના બોલવાથીજ સમજી ગઇ કે, આ વચનો ભેદ ભરેલાં પ્રપંચી છે. જરૂર આ પુરૂષે મને પોતાનું ખરૂં નામ બતાવ્યું નથી. ફીકર નહીં પુરી તપાસમાં આપોઆપ સત્ય પરખાઇ જશે.

આપશ્રીનું નામ નવિનચંદ્રજી ? વાહ ! કેવું સુંદર અને સુખકર નામ છે. ચંદ્રમા અમૃત છે અને આપની મોહિનો મૂર્તિ માં તથા મિષ્ટ વાણીમાં પણ અમૃત છે.

ચંદ્ર સકલંક છે, ક્ષયવાળો છે, અને રાહુ–ગ્રહણે ગ્રહણ કરાયલો છે.

પરંતુ આપનામાં તો એથી ઉલટાજ ગુણો દ્રષ્ટિગોચર થાય છે. ચંદ્ર સકલંક છે, ત્યારે આપ નિષ્કલંક છો, ચંદ્ર ક્ષયવાળો છે, ત્યારે આપ ક્ષય રહિત અને પુષ્ટ છો.

નવિનચંદ્રજી પ્રથમ તો તમે આ વાટિકામાં પ્રવેશ કર્યો એથી ગુનેહગાર છો, પ્રવેશ કર્યા પછી મારા જેવી ભોળી ભામિ-નીને દર્શન આપી વશિકરણ વેણુ વગાડી દિવાની બનાવી ચિત્ત ચોરી જાઓ છો તેથી પણ ગુનેહગાર છો અને છેલ્લે “ મન ભાવેને મુડી હલાવે ” એ કહેવત પ્રમાણે તમો મનમાંની સત્ય વાર્તાને પ્રગટ થવા દેતા નથી તેથી પણ ગુનેહગાર છો.

હું જાણું છું કે, તમારા અંતરમાં વિનોદના અને પ્રેમપંથ-ની વાર્તાઓના ઉભરા ઉદ્ભવે છે; પરંતુ તમે મહા મહેનતે સ-માવી દો છો એ તમારા જેવા સુઘડ નરને છાજતું નથી.

હું પતિવૃતા ધર્મ આચરનારી છું, શ્રી શંકરે મને મારા પ્રાણ પતિ આ સમયે આ સ્થાનમાં–કુસુમ વાટિકામાં મળશે,

એવું અભયદાન આપેલું અને તેથીજ આપની મુલાકાત થતાં મારે આપને વારંવાર પુછવાની જરૂર પડી છે.

મ્હારી સર્વ સખીઓ મારે માટે કુસુમમાળાઓ ગુંથવામાં રોકાઇ છે, તેઓ હમણાં આવી પડશે અને પછી તમારી અને મારી કથા એક બીજાના મનમાંજ રહી જશે માટે આ માન માગવાનો સમય નથી સમજ્યા કે ?

## દ્વિહાર.

" પૂર્વ જન્મ પ્રભાવથી, સુબુદ્ધિ પલટાય;
મોદક મન ગમતા મૂકી, ક્રોઠ બીલાંને ખાય. "

કેસરીની મુખમુદ્રા ઉપર વિચારનાં ચિન્હો ઉત્પન્ન થયાં, સંકલ્પ વિકલ્પ અને નિશ્ચયકારિણી બુદ્ધિનું દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું.

હા ! હા ! આજ વસંત છે, ડોસીના કહેવા પ્રમાણે તેનામાં સર્વ ગુણો છે, વિરબાળા છે, પવિત્ર પતિવૃતા છે, પતિ નામની જપ માળા ધારણ કરી રહી છે, નીતિયુક્ત બોલનારી, એકાંત, યૌવન, અને અનંગના સપાટામાંથી પણ ધર્મને સંભાળનારી છે, ત્યારે શું મ્હારે મ્હારી સત્ય બીના તેને કહી દેવી !

ના ! તેમ તો થાયજ નહીં, હજુ વધારે પરીક્ષા થાય તેમ કરવું અને પછી તેમાં પાસ થાય-પવિત્ર નિવડે તોજ તેને કબુલ કરવી.

વિચાર છોળોમાં અથડાતાં ભાન ભુલેલા કેસરીને જાગૃત કરતાં વસંત બોલી. નવિનચંદ્રજી ! " રાત થોડી અને વેષ ઘણા છે. " મ્હારે તમારી અને તમારે મ્હારી બીનાથી પરસ્પર માહિતગાર થવું છે. સખીઓને આવવાનો સમય થયો છે, તેઓ તમને તથા મને આ સ્થિતિમાં અત્રે જુવે તો, મહા પૂજેતી-અને સંકષ્ટ આવી પડે, તેમના આવતાં બરાબર તો આપણે આપણી મૂળ સ્થિતિને ધારણ કરવી પડશે; માટે કપટપટને ઝટપટ દુર કરી સત્ય નાદ કરો.

શું તમને સ્ત્રીઓ ઉપર દયા નથી ? પ્રીતિ નથી ? મોહ નથી ? કદાચ તમો સ્ત્રીથી વિરક્ત રહેવા ધારતા હોતો પછી સંસારમાં રહીને કયું બીજું સુખ લેવાની તમારી મરજી છે ?

કેસરીને ઇસારો-અંકૂશ લાગતાં બરાબર તેણે સત્ય વાત કહેવાની શરૂઆત કરી. સુંદરી ! મેના ! મનોહર ! હૃદય ખોલી હું તને મારો અહેવાલ કહું છું તે સાંભળ.

હું નિર્દય નથી, સ્ત્રીઓથી વિરકત રહેવાની ઇચ્છાવાળો પણ નથી. સુંદરી ! એવો પરમ સુખરૂપ વૈરાગ્ય જો મને પ્રાપ્ત થયો હોત તો પછી આ સંસાર તથા તેની જાળરૂપ સ્ત્રી એના સન્મુખ ઉભા રહેવાનું શું પ્રયોજન હતું ?

### शार्दूलविक्रीडित वृत्त.

सिद्धाद्ध्यासित कन्द्रे हरवृषस्कन्धाव गाढ द्रुमे ।
गङ्गा धौत शिलातले हिमवतः स्थाने स्थिते श्रेयसि ॥
कः कुर्वीत शिरः प्रणाम मलिनं म्लानं मनस्वी जनो ।
यद्वित्रस्त कुरङ्ग शावनयना नस्युः स्मरास्त्रं स्त्रियः ॥

અર્થ:—જો સ્ત્રીઓ કામદેવનું શસ્ત્ર ન હોય તો કયો મનસ્વી મનુષ્ય પ્રણામથી મલિન અને ખેદવાળું મસ્તક કરે? અર્થાત્ કોઇ નહિ; કારણ કે જેની ગુફામાં સિદ્ધ પુરૂષ વસે છે, જેનાં વૃક્ષોની સાથે શંકરનો પોઠીઓ કાંધ ઘસે છે અને જેની શિલાઓને ગંગાજી ધુવે છે, એવું કલ્યાણકારક હિમાલય પર્વતનું નિર્જન સ્થાન વિદ્યમાન છે માટે સ્ત્રી ઉપર આસકિત ન થાત તો સર્વે ઉપદ્રવ રહિત હિમાલય પર્વતમાં જઇને વસત પણ સ્ત્રીને પ્રણામ વિગેરે કરત નહિ.

કેસરીનું કપટ રહિત બોધામૃત વહેતું હતું અને વસંત-મેના પ્રીતિથી તેનું પાન કરતી હતી. લજ્જા, અહમેવ અને જુદાઇનો ઝઘડો તુટવાનો પ્રસંગ આવી પડયો હતો.

આવા સુયોગમાં દૈવ પ્રતિકુળ થયો. અચાનક સખીઓનું આવવું થયું. વિજયા સર્વથી આગળ હતી તેણે પોકાર કર્યો. બહેન ! કયાં છો ? લ્યો આ કુસુમ માળા કોઇ મદનરાજ મૂર્તિને પહેરાવો અને સુખપૂર્વક લ્યો લ્હાવો વિજયાએ હાજર થઇ વિનોદમાં કહ્યું.

સૂત્રધારના હુકમથી ચાંપ ફરી, તિલસ્માતે જાદુના જેટલો

ઝડપથી એકદમ પડદા બદલાયા, પાત્રો બદલાયાં, વિચારો બદલાયા અને સુખ દુઃખની પણ બદલી થઇ.

વિજયા અચાનક આવી પડી, વસંત સહજ દુરથીજ ઇસારો કરી ખશી ગઇ, કેસરી–લાલ પાછો લતામાં લપટાયો અને વસંતની વેદનામાં વધારો થયો.

સર્વ સખીઓએ કહ્યું. બહેન ! નિત્યના કરતાં આજે ઘણો સમય થઇ ગયો છે, માટે હવે ત્વરાથી ગૃહ તરફ ચાલો.

" મુંગેકો સ્વપ્ના ભયા સમજ સમજ પસ્તાય. "

એવી દશામાં કંઠમાં પડેલી કુસુમ માળાઓ જેને જવાળા સમાન દગ્ધ કરનારી થઇ પડી છે, છતાં પણ ધીરજથી યુકિત પ્રયુકિત શોધતી વસંત સર્વને લઇ ગાડીમાં બેસતાં બોલી.

વિજયાબહેન ! સંધ્યા સમય થઇ ગયો છે, આકાશમાં કેવા સોનેરી રંગો દેખાય છે. અરે ! આ તારાઓ પણ તત્પર થઇ આવી પડયા છે ને !

વિજયા બહેન ! તમારા સર્વેના ગયા પછી હું આ સ્હામેની લતા કુંજમાં જરા વિશ્રાંતિ લેવાને ગઇ હતી, ત્યાં એક રસ ભોગી પણ માની, અભિમાનનો રોગી ભ્રમર છે, તેણે મને ઘણું દુઃખ આપ્યું. બહેન ! હું પકડવા જાઉં ત્યારે દુર ન્હાસી જાય અને હું જરા શાંત થાઉં એટલે મને પુષ્પ સમજી જાણે મકરંદ લેતો હોય તેમ ગુંજારવ કરે, અને મારા મનને ચગડોળે ચ્હડાવે. વસંતે કેસરીને સમસ્યામાં સંભાળી કહ્યું; ચતુર વિજયા સમજી ગઇ. જરૂર મ્હારા વ્હાલા નવિનચંદ્રને વસંત મળી હશે, અથવા તો તેણે તેને જોયો હશે, કે પછી તેમને એક બીજાથી પ્રેમ પણ થયો હોય, ગમે તેમ હોય, પરંતુ હવે મ્હારે શું કરવું ?

મુકામ પર જઇ તર્તજ ગાડી પાછી ફેરવવી અને વેલીને સાથે લઈ આવી નવિનચંદ્રજીને લઇ જવા, પછી એવી રીતે પ્રેમ પાશમાં કેદ કરૂં કે બહાર નિકળીજ શકે નહીં. વિજયાનો નિશ્ચય.

### ગીતિ.

કાલ નિશાએ જાવું, સિંધ્ધુ સદનમાં અગન બુઝાવાને;
સ્નેહ દિપે સમજાવુ, ચંદ્ર પ્રાણને શિતળ કરવાને.

અર્થ:—કાલે રાત્રિએ સમુદ્ર કિનારે સિંધુ સદન નામના મહેલમાં વિરહાગ્નિ બુઝાવવાને જઇશ; અને સ્નેહુના દિવાથી ચંદ્ર ( નવિનચંદ્ર ) ને સમજાવી, અને પ્રાણ–( જીવ ) ને શાંત કરીશ.

વસંતના આ ભેદુ ગીતમાં વચમાંજ વિજયા બોલી. બહેન ! પેલા ભ્રમરનું પછી શું થયું ?

વિજયા! તેને તો મેં ( હૃદયમાં ) કેદ કર્યો છે એટલે કાલે રાત્રિએ સિંધુ સદનમાં તેને શિક્ષા કરવામાં આવશે.

વસંતનો ઉત્તર.

વિજયા ! સંપૂર્ણ સમજી શકી નહીં, પરંતુ તેના મનમાં મોટો પથ્થર પડયો. અરે રે ! મારૂં ધાર્યું નિષ્ફળ જશે કે શું ? "ખોદે કોળ અને ભોગવે ભોરિંગ" ના જેવું થશે કે શું ? ગમે તેમ થાય પરંતુ તે પહેલાં હું આજેજ રાત્રીએ પકડી, જકડી પ્રેમ નિશામાં મસ્ત કરી નાખું છું કે દિન રાત્રીનું ભાનજ રહે નહીં. જોઇએ પછી વસંત શું યુકિત કરે છે ?

વસંતના ટહૂકા અને સંદેશાથી ભરેલું ગીત કેસરી બરાબર સમજી ગયો હતો.

વસંતે એક મિષ્ટ ગાન આરંભ્યુ અને તે શ્રવણ કરતાં, સપાટા બંધ દોડતી ગાડીઓમાં બેસી સર્વેએ વાટિકા ત્યાગ કરી સ્વસ્થાન તરફ ગમન કર્યું.

### વસંત તિલકા.

આકાશમાં કનક–તારલિયા ઝગંતા,
દેખાય કયાંહિં તરતા કંઇ જો તગંતા;
નિધિપરે ભુખર રંગ દિપે રસાળો,
પત્રો સુકોમળ પરે પ્રગટેલ કાળો.

*   *   *   *

અભ્રે ઉદિત શશીથી હળવે ગળાયું,
સંધ્યાનું તેજ તિમિરે જઇને સતાયુ;
વિવિધ રંગ નભ દેશથી અસ્ત પામ્યા,
યૌવન્ન ધન્ન મદપરે ક્ષણે વિરામ્યા.





# પ્રકરણ ૧૫ મું.

•⁊✢✢✢✢✢⁊•

"પણની પરિક્ષા અને સ્નેહીઓને શિક્ષા."

अंभोज पत्राय तलोचनाना- ।
मभोधिदीर्घो स्विह दीर्घि कासु ॥
समा गतानां कुटिलैर- ।
रनंग बाणैः प्रहता युवानः ॥

અર્થઃ—સમુદ્ર સરખી મોટી વાવડીઓમાં થએલાં કમળ પત્રોના જેવાં મોટાં નેત્રો વાળી સ્ત્રીયોનાં કુટિલ કટાક્ષરૂપ કામદેવ નાં બાણોથી કરીને ઘણા જવાન માર્યા ગયા છે.

---



કુસુમવાટિકાના દરવાજા પાસે પરસ્પર થયેલા કરાર મુજબ ધનપાળ તથા મગન હાજર થયા હતા. પ્રાણાન્તે પણ પ્રથમ ન બોલવું; કારણ પ્રથમ બોલનારને સ્ત્રી રત્ન પ્રાપ્ત થશે નહિ.

દ્વારપાળ, પહેરેગીરો અને વાટિકામાં પ્રવેશ કરતી કેટલીએક નવોઢા–તારૂણીઓએ તો તેમને દિવાનાજ ગણી કાઢયા હતા.

દરવાજાની વચમાં પગ પસારી તેમણે પથારી કરી હતી. પ્રભુ ઇચ્છાજ બળિષ્ટ છે! "માગે ત્યાંથી ભાગે અને ત્યાગે તેની આગે" એ કહેવત પ્રમાણે, આશા સાગરમાં ડુબી ગયેલા ધન-

પાળ અને મગનને તે સ્વર્ગની સુંદરીનાં દર્શન પણ થયાં નહીં.

તેમની રબરટાયર વિકટોરીયા-ગાડીઓએ બીજોજ રસ્તો લીધો હતો, અને તેઓ સર્વ સ્વસ્થાને પહોંચી ચિત્ર વિચિત્ર વિચારોને તપાસતાં હતાં.

દ્રૌપદીને મેળવવા જતાં દુર્યોધનનો કુળ સહીત નાશ કરાવવામાં દૈવજ પ્રાધાન્ય ગણાયું છે. જાનકીને મેળવવા જતાં રાવણે પોતાના કુળ અને વૈભવનો સંહાર કરાવ્યો છે તેમાં પણ દૈવજ અગ્ર ગણાયું છે. પૃથુરાજ અને સંયુકતા, માધવની મહિલા અને કર્ણ, અને રાણકદેવી તથા સિદ્ધરાજ એ સિવાય બીજા અનેક ઇતિહાસોને તપાસશો તો માલુમ પડશે કે સઘળે દૈવજ બળિષ્ટ મનાયું છે.

अवश्य भव्येष्व नवग्रहंग्रहायया
दिशाधावति वेधसः स्पृहा ।
तृणेन वात्येव तयानु गम्यते
जनस्य चित्तेन भृशावशात्मना ॥

અર્થઃ—જે અવશ્ય થવાનું છે, તેમાં ગ્રહોનું બળ પણ ચાલતું નથી. જે દિશામાં દૈવની ઇચ્છા દોડે છે, તે દિશાને તૃણ જેમ વંટોળીયાને અનુસરે છે, તેમ માણસનું ચિત્ત અવશ થઇ ને દોડે છે.

તદનુસાર વિદ્વાન મગન, અને શાણો ધનપાળ આ બંનેની બુદ્ધિ બહેર મારી ગઇ હતી, તેમણે છેક છોકરવાદને પણ ન છાજતું અરે ! એથી એ હલકું કાર્ય કરવાને કમર કસી હતી.

પ્રિય પાઠક ! સહજવાર તમારી સારગ્રાહી દ્રષ્ટિને કુસુમ વાટિકાના મહાદ્વાર પાસે સ્થિર કરો, અને પરિચય કરી સત્યા સત્યનો નિવડો લાવી મુકો

વિજયા અને વસંતની ઘોડા ગાડીઓ ઝપાટાબંધ ચાલી ગઇ, એટલે સાથે રહેલી સર્વ સખી મંડળી એક એકની ખોટ ખામી, કહાડી, મ્હારૂં સાચું અને ત્હારૂં ખોટું વિગેરે વાતો કરતી મહાદ્વાર પાસે આવી પડી.

દ્વાર વચમાં અર્ણ રૂપ ભોગળથી માર્ગ રોકી મુનિવૃત્ત લીધું

છે જેમણે, એવા પુરૂષોને જોઇ સર્વ કોઇએ, તેને ઉઠી જવાની સૂચના કરી.

દ્વારપાળ લોકોએ ફરીથી તેમને સમજાવ્યા, અને કહ્યું કે આજે આ વાડીમાં પુરૂષને જવાની મનાઇ છે. તમને ગાંડા ધારી અમે અત્યાર સૂધી દયામય દ્રષ્ટિથી તમારૂં અહિત કર્યું નથી, આ સર્વ દાસીઓ અને અન્ય સ્ત્રી વર્ગને જવામાં તમે વિઘ્ન કરો છો. એ વાત મહારાજા તરફ કે બીજા ઉપરી અમલદારો તરફ જાય તો તેથી અમારો સદાનો રોટલો ટળી જાય, માટે ઉઠો અને માર્ગ આપો નહિં તો હવે તમને પોલીસને સ્વાધિન કરી દઇશું !

દૈવે જેમને ભુલાવ્યા છે, વિપત્તિએ જેમને દબાવ્યા છે. અને કુબુદ્ધિએ જેમને ફસાવ્યા છે એવા આ બે મુનીઓએ દ્વાર પાળ લોકોની વાત સ્વિકારી નહિં.

સ્ત્રીઓનો જબરો કોલાહલ થયો, પોલીસની મદદ માગવામાં આવી, કોન્સટેબલો અને ઇન્સ્પેકટરો દોડી આવ્યા, દૈવ યોગે એક ફોજદારી ન્યાયાધીશ ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટ કે જેમને સમરીપાવર આપવામાં આવ્યો હતો તેમની ગાડી તેજ માર્ગ પર આવી, આ રમખાણ તથા માણસોની મળેલી ઠઠથી તર્તજ તેઓએ ગાડી ઉભી રાખી.

સીપાઇને બોલાવ્યો ઇન્સ્પેકટર વિગેરે દોડી ગયા અને આ દીવાનાઓનો ઇતિહાસ તેમને સંભળાવ્યો.

સાહેબે નીચે ઉતરી ફરી તપાસ કરી પુછપરછ કરી પરંતુ પ્રતિ ઉત્તર કોણ આપે !

જે કંઇ કહેવાતું તે માત્ર ઇસારતથીજ કહેવાતું હતું. એટલે આ અધિકારી વિગેરે મંડળીએ તે ન સમજતાં તેમને ગાંડાની પંકિતમાં ગણી, ગૃહસ્થ, અમીર, ઉમરાવ અને રાજકુટુંબની કન્યાઓ તથા તેમની દાસીઓને રોકવાના વાંકસર તકસીરવાર ઠરાવી, એક માસની આસન કેદ અને તે ભોગવી રહ્યા પછી દિવાનાશાળામાં રાખવાનો ઠરાવ કરી, પોલીસને સોંપી દીધા.

તર્તજ ઇન્સ્પેકટરે પોતાનું કાર્ય કર્યું અને બન્નેને હાથ કડી નાખી પોલીસ સાથે તુરંગમાં મોકલી આપવામાં આવ્યા.

સર્વ સ્ત્રીસમાજ આ મુર્ખાઓ—કે ગાંડાઓની સ્થિતિપર હાંસી કરતાં સ્વસ્થાને પહોંચી ગયાં અને પણમાં સુદ્રઢ રહેલા આ બન્ને

**સ્નેહીઓને હાલ તરત તો કન્યાને બદલે કાળાગ્રહની પ્રાપ્તિ થઇ.**

## ગઝલ.

ખરે ખરથી ખરો ખોટો, નથી વ્યભિચારીનો જોટો;
પતંગ સમ કાયને બાળે, નિહાળી નારિનો ફોટો.
મુરખ આશા ધરી હૈયે, કમાવા કામની એહા;
મળી ના કામની કરમાં, જડી કડી જેલમાં પેહા.
કરે તદ્બીર હજારો સૌ, રચો પ્રપંચ કેરૂં મૂળ;
જગતના નાથની સ્હામે, નહિં ઇલાજ ફાકે ધુળ.





# પ્રકરણ ૧૬ મું.

—****✲****—

### " વ્યાધિવશ વસંત અને ઔષધિનો અંત. "

**માલિની.**

ચકિત વન મૃગાક્ષી, ચક્રવાકી શી બાલા;
પતિ વિણ સુવસંતે, પૂર્ણ પામે કસાલા.
દુઃસહ વિરહ તાપે, તપ્ત થઇને રૂવે છે;
નવ કિશલય તલ્પે, મર્ણ ધારી સુવે છે.



બેટા વસંત ! અશ્રુપાત ન કર, ધીરજ ધર, ડાકટર અને વૈદ્ય બંનેને તેડવા મોકલ્યો છે. તેઓ આવતાજ હશે; મહારાજા ચિત્રસેને નિશ્વાસ નાખી કહ્યું.

સ્વામિનાથ ! મને સમજાતું નથી કે આ બધું શું ધતિંગ ચાલ્યું છે. કુસુમ વાટિકામાંથી આવતાં હજુ વાર તો લાગી નથી, અને અચાનક આ દરદ શી રીતે ઉત્પન્ન થયું ? બહારથી દેખાય તેવું કે શરીરમાં કંઇ ફેરફાર દેખાય તેવું દરદ નથી. જે કંઇ છે તે માત્ર અદ્રશ્ય છુપુ દરદ છે, અને તેનો ભેદ પણ છુપોજ હોવો જોઇએ. કમળા દેવીએ કટાક્ષથી કહ્યું.

રાણી ! તમારી ભુલ છે. આપણી વસંત એવી પ્રપંચી નથી. તે બહુ શાણી અને ડાહી છે, જુવો સત્તર અરાઢ વર્ષની પુખ્ત ઉમરે પહોંચ્યા છતાં તેના તરફની કિંચિત્ પણ ફરિયાદ—કે વાત આવી નથી એની સ્વર્ગવાસી માતાના તમામ ગુણો એનામાં છે.

વાત કરતાં કરતાં મહારાજાનાં નેત્ર અશ્રુથી ભરાઇ ગયાં, રડતાં હૃદયથી તેઓ બોલ્યા. અરેરે ! અમારા બે વહેવાઇઓની નજીવી તકરારને માટે આ મ્હારી વ્હાલી પુત્રી વસંતને ઘણુંજ ખમવું પડયું છે, અને હજુ જીંદગી પર્યંત ખમવું પડશે.

તેણે નહિં તેડવાને હઠ લીધી છે અને મેં તેડવા આવે તોજ મોકલવાને નક્કી કર્યું છે. વસંતની માતા કેસાસુ જીવતી હોત તો આ તકરાર અત્યાર સૂધી ચાલત નહિં, પરંતુ દુખિયારી વસંતના પ્રારબ્ધયોગે બંને તરફથી ઉલટુંજ થઇ ગયું છે.

કમળાદેવીએ વચમાંજ ગર્જના કરી, ત્યારે શું હું તથા એની નવી સાસુ અમે બે તેને તેડવાને અને સુખી કરવામાં વિઘ્ન રૂપ છીએ ? અને તેમ હોય તો પછી તમે શામાટે તમારી વસંતને સુખી કરતા નથી !

એને દુઃખી કરવામાં અમને શું લાભ છે, અમારો તો ઘણોએ જીવ બળે છે પણ કરીએ શું !

તમે તથા તમારી જુની–વ્હાલી રાણીએ જે સગપણ કર્યું છે તેજ અયોગ્ય કર્યું છે, વસંતની સાસુ મારા જેવી નઠારી છે, અને તેનો સસરો તેની સાસુના કહ્યામાં છે તેથી થયું શું ? કેસરીની ઉમર પચીસ વરસની થવા આવી છે, " સોળે પ્રાન અને વીસે વાન " તે પોતે હજુ પોતાની સ્ત્રીને એક પત્ર લખી શકયા નથી કે તેને મળવાની ઇચ્છા સરખીએ રાખી શકયા નથી, એજ તેમની યોગ્યતા અને કેળવણી કહી આપે છે.

બાળલગ્ન કરી લ્હાવા લીધા અને જીંદગી સુધીના બળાપા વ્હોરી લીધા, તમારી તથા તમારી જુનીની બુદ્ધિજ મારી ગઇ હતી–તમે સુધારા તરફ દ્રષ્ટિજ કરી નહોતી એ સિદ્ધ થાય છે. કમળાદેવીએ કહ્યું.

માતાજી શાંતિ રાખો. મ્હારે માટે મ્હારી વ્હાલી માતાને અને મારા પિતાજીને કંઇજ ન કહેશો ! એમનો દોષ નથી, મ્હારા પ્રારબ્ધમાં હતું તે થયું છે. અને થશે પથારીવશ વસંતે કહ્યું.

ખાનગી કારભારી, બીજા ઉમરાવ લોકોની મંડળી તથા ડાકટર અને વૈદ્ય વિગેરેની સ્વારી આવી પડી. દ્વારપાળની વરધી મળતાં તર્તજ તેમને અંદર આવવાને પરવાનગી અપાઇ, તેઓ સર્વ આવી પથારીવસ થયેલી વસંત પાસે બેઠા. અને વિવિધ

રીતીએ વાતચિત કરી સમાચાર પૂછી દિલગીરી પ્રદર્શિત કરવા લાગ્યા.

ડાકટર અને વૈદ્યરાજે નાડ જોઇ તથા બીજી શારિરીક તપાસ કરી અને તેઓ એક મત થયા કે હવા ફેર કરાવવાની જરૂર છે. શરીરમાં ઝેરી પરમાણુંઓએ પ્રવેશ કર્યો છે અને તેથીજ આ છુપી પીડા થાય છે.

વસંત મનમાંજ આ વાતને મંજુર કરી પ્રસન્ન થઇ બરાબર છે પ્રેમના ઝેરી પરમાણુંઓના પ્રવેશથીજ મારી આ દશા થઇ છે.

ગીતિ.

પલક પ્રાણ હરિ લે છે, ક્ષણ ક્ષણવારે ઘટે રૂધિર માંસ;
સહાસીક મુજ મનમાં, લાગી જ્યારથી નેન સેન ફાંસ.

વસંતને જ્વરાદિ નથી તેથી જલ્દી આરામ થઇ જશે, મહારાજ આ હિરણ્યગર્ભ માત્રા આપું છે તેનાથી જરૂર દુઃખનું મૂળ જશેજ ! વૈદ્યરાજે માત્રા કહાડી કહ્યું.

ગમે તેવી માત્રાઓ મને અસર કરી શકનાર નથી, દુઃખ પકડાયા વિના દવા કરવાથી લાભ થવાનો નથી, દુઃખે પેટ અને ડહામ દેવો માથાને તેથી લાભ નથી. મને જે જ્વર છે તે વૈદ્ય કે ડાકટરોને સમજાય તેવો નથી; પરંતુ દરદીનેજ સમજાશે. કારણ દરદીની પીડા દરદીજ જાણે છે.

॥ कोवाज्वरः प्राण भृतांहि चिंता ॥

પ્રાણીમાત્રને જ્વર શું કહેવાય છે ?

ચિંતા એજ પ્રાણીમાત્રનો જ્વર છે. અરે રે ! મ્હારે માટે આ નિર્દયી લેખ લખતાં વિધિને પણ દયાન આવી ?

વિયોગ જ્વાળામાં દહન થતી વસંતે અંતરના ઉદ્ગારોને અંતરમાંજ સમાવવા માંડયા.

દુઃખ ઘણું વીજોગનું, તો પણ કંઇ નહિં જાણ;
પાસ છતે ન મળાય તો, દુઃખ મરણ તુલમાન.

* * * * *

એ વેળા ગભરાટથી, ઘણો થાય ઉત્પાત;
ગાજવીજ વંટોળિયો, પણ નહિં રે ઘનપાત.

પ્રીત કરી રડવૂં અને, માથું કૂટવૂં રોજ;
તો પણ છોડાએ નહીં, એ જ તેહની મોજ.

* * * * *

આંખ નાકનાં ચીકણાં, પાણી જે ઉભરાય;
પ્રીત ભીંત તેના થકી, ખુબ મજબુત ચણાય.

વૈદ્યરાજે તૈયાર કરી હિરણ્યગર્ભની માત્રા એક સુવર્ણ પ્યાલીમાં વસંતને આપી કહ્યું. વસંત બ્હેન ! ત્વરાથી પી જાઓ, હમણાંજ શાંતિ થઇ જશે.

અંતરના ઉદ્દગારોને ઝટપટ અટપી લઇ, ઔષધ પ્યાલીને કરમાં લઇ ઇશ્વરનું ધ્યાન ધરી સ્વમનમાં કહેવાલાગી. હે હરિ! આ દવા માત્રથી મારૂં શુભ થવાનું નથી. મારૂં કલ્યાણ થવામાં તો ત્હારી કૃપારૂપ દવાની જરૂર છે. તે તું આપજે, વિદેશી નવિનચંદ્રજીને પૂરી મેળવજે એટલુંજ નહિં, પણ તેમને મારા ખરા પતિ તરીકે પણ સાબીત કરજે, પ્રાર્થના કરી વસંતે દવા પીધી. પાસુ બદલી જરા આંખ મીચી એટલે ડાકટર તથા વૈદ્યરાજે કહ્યું. મહારાજ ! હવે બહેનને જગાડશો નહીં. દર્દ નરમ પડવા લાગ્યું છે. હાલ તર્તજ તેઓ નિદ્રાવશ થઇ જશે.

પરંતુ પ્રાતઃકાળે તેમને હવા ફેર માટે ગોઠવણ કરજો.

ફીકર નહીં તેમ કરીશું. પ્રાતઃકાળેજ તેમને કેટલીક સખીઓ તથા બીજા બંદોબસ્ત સાથે સિંધુસદનમાં મોકલીશું એક અઠવાડીયું ત્યાં રહેશે પછી કેમ !

બસ તબીયત એકદમ સુધરી જશે, ડાકટર સાહેબે કહ્યું.

દરિયા મહેલમાં મોકલશો તે તો ઠીક છે પણ પેલા જયમલ બહારવટીઆનો વિચાર કર્યો, તે તો ટાંપી રહ્યો છે કે કયારે લાગ મળે અને કંઇ નવા જુની કરૂં. પ્રથમના કરતાં તેની પાસે માણસોનો પણ સારો જમાવ થયો છે, મેંતો માત્ર મને જે યોગ્ય લાગ્યું તે કહ્યું છે, પછી એવું ન થાય કે તમારી વસંતને દુઃખી કરવાને કહ્યું છે કે, તેના ઉપર દ્વેષથી કહ્યું છે. તમારા ધ્યાનમાં આવે તેમ કરો. મારી ટેવ છે એટલે મારાથી બોલ્યા વિના રહેવાતું નથી. ક્રોધાવેશમાં કમળાએ કટાક્ષ ફેંક્યું.

બીજા અધિકારી, ઉમરાવ લોકો અને કુટુંબીઓ બોલી

ઉઠયા. અરે ! જયમલીયાના શા ભાર છે. માતાજી તે ગમે તેમ બકે અથવા કરે પણ વસંત બહેનનો વાંકોવાળ કરી શકવાનો નથી.

સિંહના ઘરમાં શિયાળથી હાથ નખાય નહીં, હંસનો ચારો કાગડાથી લેવાય નહી અને મહારાજા ચિત્રસેનના ન્યાઇ અને સ્વતંત્ર અમલમાં જયમલીયાથી કંઇ પણ થાય નહીં. તે ધુળ ફાકે છે ધુળ ! !

કંઇ ફીકર નહીં તેમ છે તોપણ રાણીજીના કહેવા મુજબ ભય ધારીને વધુ બંદોબસ્ત કરીશું, પછી શું હરકત છે ? મહારાજાશ્રીએ પૂછયું.

જેવી આપની તથા રાજ માતાની મરજી ! સર્વ સમાજે વિનયપૂર્વક કહ્યું.

વસંતને નિદ્રાધીન થયેલી ધારી મહારાજા ચિત્રસેને સર્વને રજા આપી અને પ્રાતઃકાળમાં તાકીદે બધી ગોઠવણ કરવાને ખાનગી કારભારીને સૂચના આપી.

સર્વ કોઇ રવાના થયા, કેટલીએક સખીઓને દેખરેખ માટે મુકી અને ક્રોધમુખી કમળા તથા મહારાજા ચિત્રસેનજીએ પાસેના ઓરડામાં જઇ શયન કર્યું.

વસંત નેત્ર બંધ કરી વિચાર ચક્કરને વશ થઇ પથારીમાં ચુપચાપ પડી રહી હતી, અલ્પ સમય પછી સર્વ સખીઓ પણ નિદ્રા દેવીને વશ થઇ ગઇ, અને આખા ઓરડામાં વસંત અને ચિંતા–વિયોગ વેદના એજ માત્ર જાગૃત હતાં.

વસંત પથારીમાં બેઠી થઇ અને શ્રી કૃષ્ણ તથા રાધાની પ્રીતિ ને તેમના વિયોગ અને સંયોગના સુખ દુઃખને યાદ કરતી કરૂણાજનક શબ્દોમાં મિષ્ટ–મધુર ગાન કરવા લાગી.

ગુણ કરી રાગ રૂપક તાલ.

पश्यति दिशिदिशि रहासि भवंतम् ॥
त्वद् धर मधुर मधूनि पिबंतम् ॥
नाथ हरे जय नाथ हरे ।
सीदति राधा वास गृहे ॥ १ ॥

भवति विलंबिनि विगलित लज्जा ॥
विलपति रोदिति वासक सज्जा ॥ २ ॥

અર્થઃ—હે નાથ ! હે હરે ! સર્વોત્કર્ષથી વધો. હે નાથ ! હે હરે ! તે રાધા તમારા નિવાસ ગૃહમાં–સંકેત કરેલા કુંજસ્થાનમાં તમારા હેતુથી દુઃખ પામે છે, એકાંતમાં જઇ અધરામૃત રૂપ મધુને પીનારા તમને દિશા દિશામાં જુવે છે !–શોધે છે ! ૧.

તમારા વિલંબ થવાથી સમ્યકવિધાન કર્યા પછી પણ વિગત લજ્જાવાળી થઇ વિલાપ કરે છે !–રડે છે ! ૨.

નાગર ! નટવર ! નંદકિશોર ! રાધારમણ ! શ્રી કૃષ્ણચંદ્ર ! કૃપા કરો. રડતી રાધાને દયા દાન આપી બચાવી હતી તો મને નહીં બચાવી શકો કે શું ?

તમે નિરાધારના આધાર છો, દુઃખીના રખવાળ છો, દર્દીના વૈદ્ય છો, નિર્ધનના શરાફ છો અને ધર્મના ઉદ્ધારક છો, તો પ્રભુ ! મારે માટે આપ શા માટે કંઇ વિચાર કરતા નથી ?

શું હું ધર્મ વિરૂદ્ધાચરણ કરૂં છું ? કામાંધ થયેલી છું ? કે પ્રીતિમાં પરવશ થયેલી છું ?

અને જો એ પ્રમાણેના દોષ મારામાં આપને માલુમ પડતા હોય તો તેના કારણભૂત તમેજ છો; કારણ આવી સ્થીતિમાં મને હજુ સુધી પતિ દર્શન ન કરાવ્યાં અને જીવતી રાખી સર્વ સુખ વૈભવો આપ્યા; એ શું આપનું નિર્દયપણું નથી કે ?

કારણ તમારા સંકલ્પ વિકલ્પમાં જગત્‌ની ઉત્પત્તિ અને લય થાય છે, એમ વિદ્વાનોનું કહેવું છે.

સર્વની દોરી તમારા હાથમાં છે અને પ્રાણી માત્ર તમારી મરજી મુજબ પગલાં ભરે છે; એમ ભકત લોકોનું કહેવું છે.

સર્વમાં એકજ આત્મા–બ્રહ્મ વ્યાપ્ત છે. બ્રહ્મ વિના બીજું કંઇજ નથી, સુખ–દુઃખ, પુન્ય–પાપ અને સ્વર્ગ કે નર્ક એ આત્મામાં નથી; એમ જ્ઞાનીયોનું કહેવું છે.

ઇશ્વર જે કરે તે ખરૂં, એમ વિશ્વાસુ લોકોનું કહેવું છે અને મનુષ્યમાં જેટલી પાપ કરવાની શકિત છે તેથી હજાર ગણી શકિત ઇશ્વરમાં તે પાપને માફ કરવાની છે; એમ કેટલાક જનોનું કહેવું છે. તો પછી સર્વ રીતે કેવળ આપજ સર્વનાં સુકાની, નિયામક અને ચલાવનાર છો.

માટે પ્રભુ ! મને નિર્દોષ ગણી મારા ખરા સ્વામિનાં દર્શન જલ્દી કરાવો.

અત્યાર સુધીમાં જે કંઇ થયું છે તે બધું આપની કૃપાનુંજ ફળ છે. પ્રાતઃકાળે સિંધુ સદનમાં જવાને પરવાનગી મળી છે એ પણ આપની કૃપાજ છે; પરંતુ જેવી કૃપા અત્રે રાખી છે તેવીજ કૃપાની વૃષ્ટિ સિંધુસદનમાં કરી અમારો–નૂતન પ્રેમીઓનો પુનઃ મેળાપ કરાવી આપો. તે મારા ધર્મ પ્રમાણે પતિ છે એમ સાબીત કરી આપો અને મ્હારાં માતા પિતાના મનને ફેરવી અમારો મેળાપ તેમની સંમતિથી સુખરૂપ કરી આપો.

પ્રીતિની રીતિથી તમે અજાણ્યા નથી, સીતા માટે શ્રીરામ રૂપે વન વન ભટકયા છો, રડયા છો અને અનેક અસુરો સાથે લડયા છો.

કૃષ્ણરૂપે તો કેવળ પ્રીતિનોજ પાટ ભજવી બતાવ્યો છે, અને ખરેખરા પ્રેમનો ઝરો વહેવડાવ્યો છે એટલુંજ નહીં પણ ડુબી ગયેલા પ્રેમને તમે કૃષ્ણરૂપે આવી બહાર કહાડયો છે, તાર્યો છે, ઉદ્ધાર કર્યો છે અને જગતના ઉપયોગને માટે ખુલ્લો મુકયો છે.

કરૂણાસિંધુ ! કરૂણા કરો. હવે આ વેદના સહન કરવાને હું અશકત થઇ પડી છું. આમ પ્રાર્થના અને સંવાદ વિવાદ કરતી વસંતના ઉપર હવે નિંદ્રાનું વારંટ આવ્યું, આંખ બંધ થઇ પાછી ખુલતી અને પતિ ! પતિ ! ! અને પતિ ! ! ! નાજ ટહુકા કરતી.

થોડી થોડીવારે જાગૃત અવસ્થામાં આવતી ત્યારે મિઠા ટહુકા કરી મધુર ધ્વનિથી મિષ્ટ ગીત ગાતી હતી અને પાછી નિંદ્રાવશ થતી હતી.

નિદ્રા અને જાગૃતની મધ્યમાં ગવાતું ગીત.

ખેલ્યો નહીં ચોપટ સામસામાં,
બેસી સજીને પ્રિયને હું રામા;
મારી મરાવી નવ સોકટીયો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.

* * * *

પાકાં ભરી ચેવલી પાન રંગે,
કાથે ચુને એલચિયે લવંગે;

ઘાલી ન બીડી મુખ લૈ ચુમીઓ,
લ્હાવો ન લીધો ઋતુનાં શુખોનો.

* * * *

ગાયાં ગવાડયાં નવ ગીત આગે,
તાનો થકી સોરઠ મધ્ર રાગે;
ઘેલી બની મસ્ત ન નાથ ચાંપ્યો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.

* * * *

સેતાર સારિંગ મૃદંગ ચંગ,
કાનું વિના સાંભળું ના ઉમંગ;
ગાથા ગપાં સો કવિતા પુરાણો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.

* * * *

ધીરે રહી શિતળ વાયુ વાયે,
વૃષ્ટિ બપોરે રૂમ ઝુમ થાયે;
ઝુલ્યાં હિંડોળે નવ સાથ બંન્યો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.

* * * *

રાતેજ રેલે સુકુસુંભ વસ્ત્રે,
વષાદથી છેક ભીંજાઇ રસ્તે;
ચોંટેલ ચીરે નખિ નાથ જોતો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.

* * * *

ટાણે સુપર્વે રહું છું ઉદાસી,
આખાડિ પાંચેમ બળેવ આ આશી;
વ્રતો હું પાળું પણ શો ભરોંસો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.





# પ્રકરણ ૧૭ મું.



" સાધુ કે સેતાન અને અંધ શ્રદ્ધાળુ ભક્તોના ભગવાન. "

ભણ્યા ગણ્યા બહુ નિકળ્યા પોપટ,
રાગ દ્વેષના ત્યાગ્યા દોપટ;
કંચન કામની રમ્યાજ ચોપટ,
મસ્ત રામ મહાલ્યા તે ફોગટ.



આનંદીનું નાક તથા મુખ છુંદાઇ ગયું હતું, રૂધીર પ્રવાહ બંધ કરવાને ઘણું પ્રયત્ન કરવામાં આવ્યું, છેવટે એક ગૃહસ્થ આનંદીનો ઉપાસક પોતાને ઘેરથી કંઇ વિલાયતી દવા લાવ્યો અને આનંદીના મુખ ઉપર છાંટતાંજ રૂધીર વહેતું અટક્યું.

લુઘડાના કડકાવડે આનંદીના મુખને બે ત્રણ સ્ત્રીઓ અને પુરૂષોએ મળી લુંછી નાંખ્યું અને આનંદીને ત્યાંથી ઉપાડી એક સુંદર તળાઇના ઉપર સુવાડી સર્વ સ્ત્રી અને પુરૂષો-ભાવિક જનો તેની આસના વાસના કરવા લાગ્યાં.

અત્યાર સૂધી વિચાર વમળથી સમાધીરૂપ ધરી બેઠેલા બંગલાનંદજી-મદનાનંદજી મહારાજે પણ હવે સમાધી છોડી, એટલે સર્વ કોઇ દોડી આવ્યા.

સદ્‌ગુરૂદેવકી જય ! ચેતનદેવકી જય ! શ્રીસ્વામિ મહારાજકી જયં વિગેરે સહર્ષનાદના ધ્વનિમાં પુષ્પથી વધાવી લઇ સર્વ મહારાજ શ્રીના ચર્ણમાં પડયાં.

ભગલાનંદજીએ અજાણ્યા થઇ પુછયું. અરે ! આ શું છે? આનંદી પથારીમાં કેમ સુતી છે ? તેનું મોં બધું લોહીવાળું કેમછે ?

એક ગૃહસ્થે હાથ જોડી વિનયપૂર્વક કહ્યું ભગવાન્ ! શું થયું છે. તે અમને કોઇને ખબર નથી, અમે સર્વે ઘણી વાર બહાર રોકાયાં હતાં. નિત્ય નિયમ કરતાં આજે ઘણો વખત થઇ ગયો છતાં જ્યારે દ્વાર ન ખુલ્યાં ત્યારે છેવટે નાઇલાજ થઇ અમે બુમો પાડી અને જોરથી કમાડ ખખડાવી પોકાર કર્યો હતો.

થોડીવારે દ્વાર ખુલ્યું અમારી સર્વની દ્રષ્ટિ અંદર આવતાં બરાબર તો આનંદીબાઇ આ સ્થિતિમાં પથ્થર ઉપર પડેલાં અમારી નજરે પડયાં, પરંતુ કેટલાએક જણના કહેવામાં છે કે ખુલ્યા પછી ઘણા લોકોની અંદર પેસવાની ગિરદી અંદરથી એક સ્ત્રી ચુપકીર્થી છ પાંચ ગણી ગઇ. ઘણાકોનું ધારવું છે કે તે ગુણ-સુંદરી જેવીજ હતી.

એથી અધિક અમે કંઇજ જાણતાં નથી. હા, બરાબર તે-મજ હોવું જોઇએ, હું જયારે સમાધીવશ થવાની તૈયારીમાં હતો ત્યારે આનંદી અને કલ્યાણરાય દેશાઇની પુત્રી ગુણસુંદરી, બન્ને જણ વાદવિવાદ કરતાં કરતાં અત્રે આવ્યાં હતાં, પછી શું થયું ? તે મને ખબર નથી. કારણ હું સમાધીવશ થયો હતો. અને ત્યાર પછી સમાધી ખુલતાં તો તમને સર્વને જેયાં. કામાનંદજીએ કહ્યું.

ખમા ! ખમા ! ! ગુરૂ આપને શું માલુમ હોય, આપ તો બ્રહ્માનંદમાં ડુબી રહ્યા છો, આપને આવી સંસારી કે રાગ દ્વેષ વાળી ખટપટમાં શા માટે ધ્યાન રાખવું પડે. અક્કલના આંધળા અને બુદ્ધિનાં બુઠાં સ્ત્રી અને પુરૂષોએ મહારાજને તાડ ઉપર ચડાવી કહ્યું.

ગુણસુંદરી માત્ર મોઢેથી સારાં પદ કે સ્તોત્ર બોલી જાણે છે, પરંતુ તેનું તેને અનુભવ યુકત જ્ઞાન નથી. કેટલાક દિવસથી તેને માટે ખોટી વાતો મારા આગળ આવી હતી, પરંતુ તે એક ગૃહસ્થની પુત્રી છે. તેમ તેવાં કેટલાંએક અપલક્ષણોને લીધે હજુ સુધી તેને કોઇ પરણતું નથી વિગેરે સંજોગોને વિચારી તેની દયા ખાઇનેજ મેં તે વાત જાહેરમાં મુકી નહોતી; પરંતુ હવે મને ખાત્રી થઇ કે ગુણસુંદરી પ્રપંચી, કુમાર્ગે ચાલનારી, જુઠી, કહેલા પ્રમાણે નહિ ચાલનારી અને ખરેખરી નીચ છે એટલે દુર્ગુણસુંદરીજ છે; એમ કહેવામાં જરા પણ શક નથી.

વાહરે ! વાહ ! મદનાનંદજી મહાત્મા ! વાહ ! ! કેવુ સત્યવાદીપણું, શું તમારી પંડિતાઇ અને શું તમારૂં જ્ઞાન, આનું જ નામ "બ્રહ્મમય સંસાર" કે ? વ્યાખ્યાનમાં શું બકતા હતા ? ગુણસુંદરીની લાજ લેવા દોડતી વખતે શું બકતા હતા ? અને આ વળી પાછું શું બોલો છો ?

બિચારી ભોળી અને આંધળી દુનિયાંને ઠગનાર, આવા અધમ ઠગોએ જે વેશ ભજવવા માંડયો છે તેથી તો અવધિ છે.

પોપટની પેઠે મોઢથી ગમે તેમ બકી જવું, બીજાઓને ઉપદેશ આપવો, બીજાઓને સુધારવામાં ડહાપણ માનવું અને પોતે તો વિષય વિષ્ટાના કુન્ડમાંજ સડયા કરવું વાહરે ! સાધુતા !

સત્ય છે. કાગડો કંઇ હંસ થતો નથી, ગધેડું ગાય થઇ શકતી નથી, પત્થરનો પારસ થઇ શકતો નથી તેમ દુર્જનને ગમે તેવી ઉંચ્ચ પદ્ધિ મળે તો પણ તે સજ્જન થઇ શકતો નથી.

સોનાને શુભ પાંજરે પકડીને,
રાખ્યો કદી કાગડો;
સંભાળી શુભ ખાનપાન દઇને,
પ્રેમે પઢાવ્યો ઘણો;
કયાંથી તે શુકના સમાન પદ્વી,
પામે અરે ! પાપીઓ;
આવે દુર્જનમાં નહિ સુજનતા,
સિદ્ધાંત એવો થયો.

* * *

સાકર તજે ન ગળપણું, સોમલ તજે ન ઝેર;
સજ્જન તજે ન સહનતા, દુર્જન તજે ન વેર.

બીચારા ભોળા ભકતો અને અંધ શ્રદ્ધાવાળી ભકતાણીઓએ તો મહારાજને બીલકુલ નિર્દોષ ગણી નાંખ્યા હતા.

એક આંધળો વેદાંતિ કે ભકત બોલ્યો. ગુરૂ મહારાજ તો સાક્ષાત્ ભગવાનનો અવતાર છે. ઘણીવાર મારા સ્વપ્નામાં આવી મને દર્શન આપે છે, ગમે તેવી વિપત્તિ મારા ઉપર આવી હોય તેને એક ક્ષણમાત્રમાં તેઓ કાપે છે અને ઉપદેશામૃત પાઇ પાઇને હરિ રસમાં લિન કરે છે.

એક બુદ્ધિનો બુઠો અને અક્કલનો આંધળો બોલી ઉઠયો. એ ભાઇ સાહેબ ! બીજા બધા સાધુ તો માત્ર કહેવાના સાધુ છે, ખરેખરા લક્ષણ વાળા સાધુ તો આપણા ગુરૂજ છે. ખરા સાધુનાં લક્ષણ !

आमरणान्ताः प्रणयाः कोपास्तत्क्षण भंगुराः ।
परित्यागाश्च निःसंगा भवंति हि महात्मनाम् ॥

॥ हितोपदेश ॥

અર્થ:—મરણ પર્યંત સ્નેહ રાખવો, કોપનો તેજ ક્ષણે નાશ કરવો અને નિષ્કામપણે દાન કરવું; એ ગુણો મહાત્માઓમાં હોય છે.

अति प्रवादं न प्रवदेन्न वादयेद्यो-
ऽना हतः प्राति हन्यान्न घातयेत् ॥
हन्तुंच यो नेच्छाति पापकं वै-
तस्मै देवाः स्पृहयन्त्या गताय ॥

॥ महाभारत उद्योग पर्व ॥

અર્થ:—જે કોઇની નિંદા કરે નહિ ને કરાવે પણ નહિ, કોઇએ માર્યા છતાં તેને મારે નહિ અને મરાવે પણ નહિ, પાપીને પણ મારવા ઇચ્છે નહિ, તેવા સાધુ પુરૂષના આગમનની દેવતાઓ પણ ઇચ્છા કરે છે.

આજકાલ સાધુઓ તો સો કરોડોમાં કોઇકજ હોય છે અને તે વિના સર્વ અસાધુ નજરે પડે છે. એવા અધમ સાધુ, સન્યાસી, ત્યાગી ઉપદેશકો અને ગુરૂઓને હજાર હજાર ધિક્કાર છે.

वागुच्चारो त्सवं मात्रं तत्क्रियां कर्तुम क्षमः ।
कलौ वेदान्तिनो भान्ति फाल्गुने बालका इव ॥

અથ:—ફકત વાણીના ઉચ્ચારથી ઉત્સવ માનનારા અને તે કામ કરવાને અશકત, એવા કળિયૂગના વેદાંતીઓ ફાગણ માસમાં બાળકોના જેવા શોભે છે.

કળિયુગના બ્રાહ્મણો પણ અધમ થયા છે, વર્ણાનાં બ્રાહ્મણો ગુરુ ॥ સર્વ વર્ણના ગુરૂ બ્રાહ્મણ છે, તેમની ગુરૂ પદ્ધિ તેમની અવિદ્યાથી તેમણે ગુમાવી છે અને બીજા કેટલાકે તે ઝુંટાવી મોજ માણી છે. ગુરૂના ગોર થઇ ગયા છે. બ્રાહ્મણના બાંમણ થઇ ગયા છે, સવારથી સાંજ સુધી પેટે પાટા બાંધી ઝોળીઓ લઇ ફરે છે, ત્રિકાળ સંધ્યાદિ બ્રહ્મકર્મ તેને તિલાંજલી આપી છે, ગુજરાતી બે ત્રણ ચોપડી ભણી નિશાળને બોયકોટ કરી છે, સત્કર્મને સો ગાઉ દૂરથી સલામો કરે છે અને મરજી મુજબ ક્રિયાકર્મ કરાવી મપૂતના મળતા મોદિક ઉપર મોજ માણી બ્રાહ્મણ સ્થીતિને કલંક લગાડયું છે.

યજમાનના ગુલામ જેવા થઇ બીચારા તેમના હુકમ પ્રમાણે ચાલવાને કટીબદ્ધ થાય છે; કારણ પોતાનું સત્ય સ્વરૂપ તેઓ ભુલી ગયા છે.

પૂર્વજોની તપ, સત્ય અને જ્ઞાનની પુંજી તેમણે ગુમાવી છે.

परान्नेन मुखं दग्धं हस्तौ दग्धौ प्रतिग्रहात् ।
परस्त्रीभिर्मनो दग्धं कुतः शापः कलौयुगे ॥

અર્થ:—પારકા અન્નથી મુખ બળી ગયેલું છે, દાન લેવાથી હાથ બળી ગયેલા છે, પરસ્ત્રીઓને જોઇને મન બળી ગયેલું છે તેથી કળિયુગમાં શાપ કયાંથી લાગે ?

એવા અધમ બ્રાહ્મણો અસુર સમાન અભિમાની બની બીજા શાંત વૃત્તિના સદ્પાત્ર બ્રાહ્મણોને દુઃખ આપે છે.

राक्षसाः कलिमाश्रित्य जायन्ते ब्रह्मयोनिषु ।
ब्राह्मणानेव बाधन्ते तत्रापि श्रोत्रियान्कृशान् ॥

અર્થ:—કળિયુગમાં રાક્ષસો બ્રાહ્મણ યોનિમાં ઉત્પન્ન થાય છે, અને તેઓમાં જે શ્રોત્રીય ( વેદજ્ઞ ) તથા દુર્બળ બ્રાહ્મણો થાયછે; તેઓને તે પીડા કરે છે.

સાધુ કે જેમણે સંસાર ત્યાગ કર્યો છે, તેમણે તો વળી કંઇ નવુંજ ધતિંગ ઉભું કર્યું છે, સાધુઓ મોટાં મોટાં મંદિરો બંધાવી રહ્યા છે, ઘોડા, બળદ, ગાડીઓ, જમીન અને વાડાઓનો પાર

નથી એંકોમાં તેમનાં નાણું જમા હોય છે, સરકારી દફ્તરમાં તેમનાં ખાતાં હોય છે, વ્યાજે નાણાં આપે છે, નોકર, ચાકર, રાખે છે અને ઠાઠમાઠથી મોટા રાજાના જેવા થઇ બેઠા છે જે દેવ રાખેલા હોય છે તેમની સેવા પૂજા કરનાર એક નોકર રાખે છે કે ચેલો મુંડે છે અને પોતે ગાદી તકીયે પડી પછી મરજી મુજબ વર્તે છે.

ઘણા ખરા સાધુ લખપતી અને ગૃહસ્થ હોય છે, ત્યારે ગૃહસ્થાશ્રમી બિચારા નિર્ધન અને ભિખારી હોય છે. વાહરે! કળિયુગ તારો અમલ!

હવે જરા ગુરૂ તરફ દ્રષ્ટિ કરીએ.

ગુરૂ મારા ગરાસીયાને, વરસે વરસે આવે;
ભેટ સામગ્રી ઉઘરાવે ને, મિષ્ટાન્ન સારાં ભાવે.

વરસ દિવસ થયો કે ગુરૂનો ઘોડો આવીને ઉભો છેજ; ભેટ લઇ જવામાં કુશળ ગુરૂઓ ઉપદેશ આપવામાં અકુશળ છે એટલે ચેલાઓ બિચારા દિનપ્રતિદિન અધમ દશાએ ઉતરતા જાય છે.

મરજી મુજબ દ્રવ્ય લુંટયું અને પછી તે દ્રવ્યથી, હાથી, ઘોડા, વસાવી, મોજ મજાહ અને નાટારંગ કરી, કરાવી કે નાચ પાર્ટીઓમાં તેનો વ્યય કરી સંતોષ માનવો, કહો તો ખરા આવા ગુરૂઓથી શિષ્યનું શું કલ્યાણ થશે.

મનહર.

મારો દેવ સાચો અને તારો દેવ તૂતે તૂત,
મારો દેવ સ્વદેહથી સ્વર્ગે પોંચાડે છે;
મારો દેવ તારશે ને બુડાડશે તારો દેવ,
મારી તારી કરી મોટા જંગને મચાવે છે.
ધરમ ઠગોએ કાઢ્યું સત્યાશાન સંપ કેરૂં,
ટીલાં કંઠી ભસ્મ માટે લાખોને લડાવે છે;
બુદ્ધિબળ દ્રવ્ય નહિં હિંન્દના ઉદ્ધાર માટ,
એકમેક છાનાં છીદ્ર ઉઘાડી વગોવે છે.

ગુરૂના સામું બોલાય નહીં, ગુરૂના હુકમનું (પછી તે ખરો હોય કે ખોટો તોપણ તેનું) અપમાન થાય નહીં, વિગેરે અનેક પ્રકારની અંધાધુંધી ચાલી રહી છે. અને તેનું પરિણામ એ આવ્યું

છે કે ધર્મ અને અધર્મ એ પારખવાની શકિત ભારતવાસિઓમાં રહી નથી. આવી અધમ સ્થિતિમાંથી પ્રભુ વિના કોણુ તારનાર છે?

પ્રિય પાઠક! હજુ ઘણું તપાસવાનું બાકી છે, પણુ મહાત્મા મદનાનંદજીની તપાસ કરવાને, તેમના ઉપર કાયદેસર વારંટ કઢાવી આવતા કલ્યાણુરાયે પોલીસ પાર્ટિ સાથે મહારાજના નિવાસ સ્થાનમાં પ્રવેશ કરી દીધો છે એટલે બીજી બાબતોને ત્યાંજ મુકી, આપણે પણુ મહાત્મા શ્રી કામાનંદજીની તપાસમાં જઇએ છીએ.

મંદિરના દ્વાર ઉઘાડાં હતાં એટલે પોલીસ ઇન્સ્પેકટર તથા કોન્સ્ટેબલો સહિત કલ્યાણુરાયે પ્રવેશ કર્યો.

સાહેબ ! આ ગાદી ઉપર છે તેજ મંદનાનંદજી છે તથા આ પાસેની પથારી ઉપર સુતી છે તે આનંદી ભકતાણી છે. કલ્યાણુરાયે પોલીસ ઇન્સ્પેકટર સાહેબને કહ્યું.

મહારાજ! મદનાનંદજી તમારૂં નામ છે કે? ઇન્સ્પેકટરે પૂછ્યું.

હાજી ! મહારાજે કહ્યું.

તમે કલ્યાણુરાયની પુત્રિ ગુણસુંદરી ઉપર જુલમ ગુજારવાને કોશિશ કરી છે, એવી તેમની અરજી છે અને તેટલા માટે તમારા ઉપર આ વારંટ છે.

ઇન્સ્પેકટર સાહેબે વારંટ બતાવ્યું અને પોલીસને હુકમ કર્યો, ચાલો હાથકડી કરી મહારાજને બહાર કાઢો.

આનંદી તારૂં નામ છે કે ? ઇન્સ્પેકટરે પૂછ્યું.

હાજી, મારૂં નામ ભકતાણી આનંદી છે, હું આબરૂદારની દીકરી છું, અને આબરૂદારની સ્ત્રી છું, મહારાજ તથા મારો કંઇજ દોષ નથી, અમો બંને નિર્દોષ છીએ અને ખરેખરી ગુનેહગાર તો ગુણસુંદરીજ છે, અને આનંદી આગળ બોલવા જતી હતી એટલામાં ઇન્સ્પેકટર સાહેબે તેને અટકાવી દીધી.

ચુપ રહે. જે કંઇ કહેવાનું હોય તે કોરટમાં કહેજે, અમને તે સાંભળવાનો અધિકાર નથી. સિપાઇ! ચાલો, એને પણુ હાથકડી કરી લ્યો, અને આ સર્વ સ્ત્રી અને પુરૂષોનાં નામ લખી લ્યો, અને આ પુસ્તક તથા કાગળની પેટીઓપર સીલ કરી કોરટમાં રવાના કરો. ચલાઓ જલદી કરો. વિલંબ ન કરો,

નામ લખવાની વાત સાંભળતાં બરાબર સ્ત્રી અને પુરૂષોએ ઉઠી ઉઠી આમ તેમ દોડવા માંડયું, રસ્તો શોધવા માંડયો પરંતુ લાચાર, કારણ બહારની બાજુએ ચારે તરફ પોલીસ ચોકી બેસાડી દેવામાં આવી હતી.

ના છુટકે, સત્તા આગળ શાણપદ ટકે નહીં માટે સર્વે સ્ત્રી પુરૂષોએ પોતાનાં નામ લખાવ્યાં, મહારાજ શ્રી મદનાનંદજી અને ભગતાણી આનંદીને બેડી નાખી બહાર કાઢયાં, અને પુસ્તકો તથા કાગળ પત્રની પેટીઓને સીલ કરી કોરટ તરફ રવાના કરી.

આ સર્વ વરઘોડો રાત્રિના દશ વાગે બે મસાલ સાથે જેલ તરફ લઇ જવામાં આવ્યો, માર્ગમાં હજારો સ્ત્રી અને પુરૂષનાં ટોળે ટોળાં મહાત્માશ્રી મદનાનંદજીનાં દર્શન કરવાને આવતાં હતાં.

મહારાજ શ્રી મદનાનંદજી તથા આનંદી ભકતાણી ભૂમિ તરફ દ્રષ્ટિ કરી સિપાઇઓના પહેરામાં ચાલતાં હતાં.

મહારાજ તથા ભગતાણીએ થોડીવારમાંજ જેલ મહેલમાં પ્રવેશ કર્યો..

આખા નગ્રમાં હાહાકાર થઇ રહ્યો, મહારાજના માનિતા અને ભાવિક ભકતોની લાગણી ઘણી ઉશ્કેરાઇ, કેટલાએક અમુક અમુક ન્યાતોના આગેવાન હતા, કેટલાએક બજારમાં મોટી કીર્તિ પ્રાપ્ત કરી શેઠ ગણાતા હતા અને કેટલાએક લક્ષ્મી પતિ હતા જેથી સર્વાનુમતે નીચે મુજબ ઠરાવો કરી નાખવામાં તેમને વિલંબ થઇ નહીં.

બજાર ખાતાના આગેવાનોએ હડતાળ પાડી દીલગીરી જાહેર કરવી અને ખુદ મહારાજાના સૂધી આ વાતને લઇ જવી, એટલુંજ નહીં પણ ઇન્સ્પેકટર, તથા કલ્યાણરાયને પુરતી શિક્ષા અપાવવી.

ન્યાતના અગ્રેસરોએ એટલે મહાજને મળી ઠરાવ કર્યો કે કલ્યાણરાયે, આપણા સર્વના ગુરૂપર પૂજ્યપાદ મહાત્મા શ્રીમદનાનંદજી ભગવાનને વિના વાંકે આ મહા કષ્ટ આપ્યું છે, તેથી તેમનો વહેવાર બંધ કરવો.

ખુદ મહારાજની હજુરમાં જઇ એક અરજી આપવી અને તે આપવામાં ગામના પ્રતિષ્ટિત અને પંકાતા ગૃહસ્થો સાથે તમામ સ્ત્રી પુરૂષ ભકત લોકોએ હાજર રહેવું.

હજુરને હાથોહાથ આપવાની અરજીનો સાર.

શ્રીમંત સરકાર પ્રજાપાળક, ધર્મરક્ષક, અને અદલ ન્યાયી મહારાજા સાહેબની હજુરમાં.

અમો નીચે સહીઓ કરનારા આપની દયાની દ્રષ્ટિ તળે રહેનારા, આપની પ્રજા પૈકીના અગ્રેસરો, ભકતો અને સ્ત્રી પુરૂષોની અરજ છે કેઃ—

અમારા ભગવાન શ્રી સ્વામી મદનાનંદજી કે જેઓનો દૈવી અવતાર અમારા જેવા પામરોના ઉદ્ધારાર્થે થયેલો છે, જેઓ સાક્ષાત્ શ્રી હરિ સ્વરૂપ છે, તેમના ઉપર કલ્યાણરાય પ્રાણરાય દેશાઇએ બીલકુલ ખોટું તહોમત મુકયું છે, અને પોલીસ સાથે કંઈ ગોઠવણ કરી તેમને તથા એક પરમ ભકત નિર્દોષ બિચારી આનંદીને હાથકડી કરી જેલમાં પુર્યાં છે, તેમને મુકત કરવાને કૃપા કરવી.

તેમનો જેટલો જામીન માંગવામાં આવશે તેટલો આપવાને અમો ખુશી છીએ, પ્રાતઃકાળમાં તેમને છોડવામાં વિલંબ થશે તો, તેમના દર્શન સિવાય કેટલાએક ભકત તથા સ્ત્રીઓ જમશે નહી, અને તેમને અપવાશ પડશે જેથી પ્રજામાં ભારે ખળભળાટ મચી રહેશે માટે આપ નામદાર તે બન્ને નિર્દોષને મુકત કરવાને કૃપા કરશો ?

આ નીચે ઓછામાં ઓછી એક હજાર સ્ત્રી પુરૂષોની સહીઓ લેવામાં આવી હતી.

રાત્રિના અરજી આપવામાં આવી; પરંતુ કાયદો કહે છે કે રાત્રિના છોડી શકાય નહિ માટે જાઓ સવારના યોગ્ય તપાસ કરી નિર્દોષને છુટાં કરીશું. મહારાજાએ ટાઢો જવાબ આપી સર્વને વિદાય કર્યાં.

### મનહર.

કે'વામાં કુશળતાને વાકયમાં ચાતુરી બહુ,
શાસ્ત્રને પુરાણ કેરા શ્લોક મોઢે આવડે;
વેદાંતના વિષયને કથનારા કંઇક જોયા,
પણ પેટના પોષણે વેઠીઆ થઇને આથડે.
સોસો શિખ દેતા કે'તા વાત લાખલાખ તણી,
પણ પાળવામાં હોય પોતે મીંડે એકડે;
કહે મોની માનો સાચા સદ્દગુરૂ તેને તમે,
કહેણી તેવી રહેણીવાળા સોમાં એક સાંપડે.

यज्जीवति क्षणमपि प्रथितं मनुष्यैर्विज्ञान-
विक्रमयशो भिरभज्य मानम् ॥
तन्नाम जीवित मिह प्रवदन्ति तज्ज्ञाः
काकोऽपि जीवति चिराय बलिचभुङ्क्ते ॥

અર્થ:—વિજ્ઞાન, પરાક્રમ અને યશનો ભંગ થયા વગર, જે મનુષ્ય પ્રખ્યાત થઇને ક્ષણવાર પણ જીવે છે તેનું નામજ જીવિત કહેવાય છે; એમ તેને જાણનારા વિદ્વાનો કહે છે કારણ કે તે સિવાય કાગડો પણ જીવે છે અને બળિદાન ખાધા કરે છે.

अञ्जलिरकारिलोकै ग्लॉनिमनात्पैवराञ्जिता जगती ।
संध्याया इव वसतिः स्वल्पापि सरवे सुरवायैव ॥

અર્થ:—હે મિત્ર ! આ જગત્માં સંધ્યાની પેઠે જો થોડી વાર રહેવાય તોપણ તે સુખને માટે છે. જેમ સંધ્યાને લોકો અર્ધ્યદાનને માટે હાથની અંજળી જોડે છે, તેમ જે પુરૂષને લોકો આજ્ઞા કરવાને અંજળી જોડે છે તથા જેમ સંધ્યાનિસ્તેજ થયા વગર જગત્‌ને રંગે છે, તેમ જે પુરૂષ ગ્લાનિ પામ્યા સિવાય સર્વ જગત્‌ને અનુરાગથી રંજન કરે છે-રાજી કરે છે, તેવો પુરૂષ સંધ્યાની પેઠે આ જગત્માં થોડીવાર વસે તોપણ સુખને માટેજ છે અર્થાત્ તેનું જીવવું સફળ છે.





# પ્રકરણ ૧૮ મું.

~*****~

" જયમલને વિજય સમાચાર અને સિંધુસદન ઉપર [illegible]. "

पोतो दुस्तर वारिराशि तरणे दीपोऽन्धकारागमे ।
निर्वाते व्यजनं मदान्ध करिणां दर्पोपशान्त्यै सृणिः ॥
इत्थं तद्भुवि नास्तियस्य विधिना नोपायचिन्ताकृता ।
मन्ये दुर्जन चित्तवृत्ति हरणे धातापि भग्नोद्यमः ॥

અર્થ:—ઉંડા સમુદ્રને તરવાને વહાણ, અંધારા માટે દીવો, હવા માટે પંખો અને મદોન્મત્ત હસ્તિના મદની શાંતિને માટે અંકુશ; પૃથ્વીપર એવી કોઇ ચીજ નથી કે, જેના ઉપાયની ચિંતા બ્રહ્માએ ન કરી હોય; પરંતુ દુષ્ટના ચિત્તને વશ કરવાને-સમજાવવાને બ્રહ્માજી પણ ઉદ્યોગ રહિત છે.

---



સવિતા નારાયણે પાતાળમાં પથારી કરી હતી, પૃથ્વી ઉપર સઘળે અંધકાર છવાઇ ગયું [illegible] ચંદ્રમા પોતાની નિયમ મુજબની રજા ઉપર ગયા હતા, પશુ પક્ષિઓ અને મનુષ્યોએ દિવસભરના શ્રમને દુર કરવાને મિઠી મધુરી નિદ્રાની મહેમાનગીરી સ્વિકારી હતી. પ્રકાશની ગેરહાજરી ઉપર તેના વિરોધી તિમિરની નિમણુક થવાથી દિશાઓ ભયંકર લાગતી હતી. ચોર અને ઘુવડને દિવાળી સમ આનંદ પ્રાપ્ત થયો હતો. જારપુરૂષો આનંદપૂર્વક પોતાની ધારણા-

એ સફળ કરવાને કટીબદ્ધ થયા હતા અને જગત્‌માં ફેલાયલી આ શાંતિના અંદર તેઓએ પોતાનું જાદુઇ કાર્ય અજમાવવું શરૂ કર્યું હતું.

આકાશમાં દેખાતા તારાઓ, કાળી સાડીમાં બુટ્ટા જેવા સુંદર લાગતા હતા, સહજ દ્રષ્ટિ ફેરવતાં નભમંડળના તારાઓને લજ્જિત કરી નાંખે, એવો અલૌકિક ચમત્કાર મનને આશ્ચર્યમાં ડુબાવતો હતો ગૃહસ્થાશ્રમીઓનાં શયન ગૃહોમાં ચાલેલી ક્રિડા પ્રવૃત્તિ શાન્ત થઇ ગઇ હતી અને સુંદરીઓ સ્વામિના સુકોમળ કંઠમાં કર ધરી નિદ્રાદેવીનો ઉપાસનામાં લિન થઇ હતી.

આતે રજની કે રામા ?

### રજની ગીત સોરઠ ત્રિતાલ.

સાડી શ્યામ સજી રજનીએ,<br>
બહુ બુટ્ટા ધર્યા રે લોલ;<br>
મદમાતીનાં મુખ દર્શ નથી,<br>
જન સહુ ઢળ્યા રે લોલ. ... સાડી શ્યામ.

કાયર કૃપણ અને શૂરવીરો,<br>
ધરણી ઢળ્યા તજી હિંમત ધીરો;<br>
જ્ઞાનીમાનીનેવિદ્વાનો વશકર્યારેલોલ. ... સાડી શ્યામ.

હય ગજ સિંહ કુરંગ કબુતર,<br>
પશુ પક્ષી જળ ચરને થળ ચર;<br>
હુકમ માત્રમાંહાજરથૈ સર્વે ઠર્યારેલોલ. ... સાડી શ્યામ.

નર નારી ક્રિડા વિસારી,<br>
ઉદ્યમ અદ્‌ભુતને ભેલાડી,<br>
ત્યાગીતૃષ્ણાનેનિવૃત્તિમાં પડ્યારે લોલ. ... સાડી શ્યામ.

રજની બાઇની રાજ નિશાની,<br>
ચોર જારની જ્યાં મહેમાની;<br>
"રેવા"ભક્ત વિષ્ણુના તેથી ના ડર્યા રે લોલ. ... સાડી શ્યામ.

પ્રિય પાઠક ! રજનીદેવીની રાજસત્તામાં સર્વ સ્થળે શાંતિ પ્રસરી રહી હતી પરંતુ મહારાજા ચિત્રસેનના રમણિય નગર મણિપુરની ઉત્તર દિશામાં આવેલી, પહાડી ટેકરીઓ તરફ દ્રષ્ટિ ફેરવવાની જરૂર છે.

શ્રી રામની રાજસત્તામાં રાવણે શાંતિનો ભંગ કર્યો હતો.

શ્રી કૃષ્ણની પોલિટિકલ સર્વોપરિ રાજસત્તામાં જરાસંધ અને કૌરવોએ શાંતિનો ભંગ કર્યો હતો, અને એજ પ્રકારે ઐતિહાસિક પૃષ્ટો ઉપર લખાયલા સોનેરી અક્ષરો જોતાં માલુમ પડે છે કે, ખરેખર શાંતિના વખતમાં પણ એકાદ ખુણામાં ભરાઇ બેઠેલી અશાંતિ સર્વ શાંતિનું સત્યાનાશવાળી નાખે છે.

મણિપુરથી ત્રીસ માઇલ દુર સુધી બન્ને તરફ વિકટ ઝાડી અને પહાડો ટેકરાઓની હારો તથા નહાનાં મોટાં નદીયોનાં ઝરણાંવાળા ભયંકર માર્ગ ઉપરથી પસાર થયા પછી, એક વિશાળ ડુંગર દેખાય છે, ધીરજ તજવાનું કામ નથી, હિંસક પશુઓથી સાવચેત રહેવાની જરૂર છે, ભુલભુલામણી જેવા વિપત્તિજનક માર્ગમાંથી જેમ જેમ આગળ જઇશું તેમ તેમ કંઇ નવુંજ દેખાશે.

થોડેક દુર ગયા પછી એક લાલ દીવો ( ભયની નિશાની ) માલુમ પડી સબુર કરો અત્રેજ વિરામો અને મને સુબેદારને વિઝિટ કરવાને માટે આજ્ઞા આપો.

લગભગ ચારસો કદમ આગળ એ ભયસૂચક દિવો દેખાતો હતો, તેના પાસેની ખીણમાં પાંચ ઘોડેસ્વાર ઉભા હતા, તેમનો પોષાક તદ્દન કાળો, કાળી અંધારી રાત્રિના ઉપાસકો ઉપાસ્યમય બની ગયા હતા એટલે શરીરનો, પોષાકનો, મનનો અને ઉપાસ્ય દેવનો—( રજનીનો ) રંગ એક સરખોજ હતો.

આગળ વધ્યા પછી એક વિશાળ ગુફા માલુમ પડી તેની બન્ને બાજુ ઉપર સુંદર રોશની કરવામાં આવી હતી દશ પહેરેગીરો ત્યાં ચોકી કરતા હતા. તે પ્રકાશવાળા રસ્તામાંથી આગળ જતાં એક સુંદર દરબાર ભરાયલો દ્રષ્ટિએ પડયો.

દિવ્ય સિંહાસન ઉપર એક ખુબસુરત તેજવાન, બળવાન અને કાંતિવાન પુરૂષની પધરામણી થઇ હતી, તેની સનમુખ બીછાના ઉપર બેઠેલા લગભગ ચારસો પુરૂષો, યમદુતના દાંત ઉખાડી નાખે તેવા ભયંકર દેખાવવાળા, દયાશુન્ય હૃદયના લશ્કરી પોષાકમાં હાથ જોડી દિવ્ય પુરૂષની પ્રાર્થના કરતા દેખાતા હતા.

સરદાર અધર્મ આચરણથી લાભને બદલે હાનિ થાય છે, કામાદિકથી ક્ષોભ પામેલું અને સર્વ વૃત્તિઓ જેની સ્વેચ્છાચારી થેઇ ગઇ છે એવું મન બંધનમાં નાખનારૂં છે. માટે મનને વશ રાખી આ હૃદય કંપાવનારા અધર્મ તરફથી નિવૃત્ત થાઓ.

**यतो यतो निःसरति मनः कामहतं भ्रमत् ।**
**ततस्तत उपाहृत्य हृदि रुंध्याच्छनैर्बुधः ॥**

અર્થઃ—કામનાથી ખરાબ થયેલું અને ભટકતું મન, જે જે વિષય તરફ નિકળીને ભાગે ત્યાં ત્યાંથી પાછુંવાળી સમજુ માણસે તેને ધીરે ધીરે હૃદયમાંજ રોકવું.

બસ કર, જોશાવર ! બસકર, જાણી તારી ડહાપણ ભરેલી વાણી, બે ચાર મહિનાથી તંબુરો અને મંજીરા ટીપી ભગત થઇ ગયો, તે હવે મને પણ શિખામણ આપે છે કેમ ? હું ત્હારા કરતાં કમઅક્કલ છું, મૂર્ખ છું કે તુ મને કથા કરી સમજાવે છે. સરદાર જયમલે ક્રોધપૂર્વક કહ્યું.

સરદાર સાહેબ ! માપ કરજો, આપની ધ્યાનમાં આવે તેજ ખરૂં, હું અબુધ છું કે આપને કહેવા તૈયાર થયો. જોસાવરે નમ્રતાથી થયેલી ભૂલની માફી માગી.

મદાંધ જયમલે મુછપર હાથ નાખી ખોંખારો કર્યો. મદમાં ડુબેલો પુરૂષમર્ણમાં ડુબે છે, મદમાં ડુબેલો પુરૂષ આફતને જુવે છે અને મદમાં ડુબેલો પુરૂષ છેવટે શિરપટકી પટકીને રૂવે છે.

ઉપેન્દ્રવજ્રા છંદ.

મદે કરી સત્ય જુઠું મનાય,
જુઠું મદેથી પણ સત્ જણાય;
મદે ગ્રહેલું કદિ ના ત્યજાય,
મદે જીવો આ ભવમાં મુઝાય.

* * * *

સુરા અભિમાન તણી ચઢે છે,
અકથ્ય બોલી મનમાં ફુલે છે;
ન શક્તિનો લેશ વિચાર થાય,
મદે જીવો આ ભવમાં મુઝાય.

* * * *

બલા બલાને ચરણે નમાવું,
બધીય સત્તા કદિ હું બજાવું;
ન ન્યૂન મારો અધિકાર કાંય !
મદે જીવો આ ભવમાં મુઝાય.

ચઢે કદિ કો અભિમાન ચાળે,
અશેષ તેનો હરિ ગર્વ ગાળે;
મદાંધથી સંકટ ભોગવાય.
મદે જીવો આ ભવમાં મુઝાય.

* * * *

સુવર્ણ જેવી કદિ કાય તારી,
જવાની તે જીવન માન મારી;
મમત્વ અસ્થિ ત્વગમાં કરાય,
મદે જીવો આ ભવમાં મુઝાય.

મદને વશ થઇ હજારો નૃપતિઓ ખ્વાર થયા છે અને તેનાં અનેક દ્રષ્ટાંતો પુરાણોમાં છે; પરંતુ ॥ **विनाश काले विपरित बुद्धिः** ॥ પ્રમાણે જયમલે જોરાવરની શિખામણ તરફ લક્ષજ ન આપ્યું.

એક પ્રચંડ પુરૂષ દોડતો આવ્યો, શ્વાસ ભરેલા મુખથી બોલ્યો. સરદાર ! વિજય સમાચાર ! વિજય સમાચાર ! !

જયમલે ત્વરાથી પૂછયું. શુ છે ? કંઇ મોટી જીત થઇ છે કે, કોઇ મોટો માતબર શિકાર હાથમાં આવ્યો છે ?

સરદાર સાહેબ ! એવો સુંદર શિકાર હાથમાં આવશે કે જેને જોતાં બરાબર આપ પ્રસન્ન થઇ જશો. અત્યાર સુધીમાં કોઇ વખતે એવો પ્રસંગજ મળ્યો નથી. બાતમીદારે કહ્યું.

ઝટપટ બોલી જા? એવું તે શું છે ?

સરદાર સાહેબ ! ચિત્રસેન મહારાજાની પુત્રી વસંત કે જેને માટે આપ અહર્નિશ ચિંતા કરો છો તે....

બોલ બોલ, અટકે છે કેમ ? શું તે મને મળશે ?

સરદાર ! મળવામાં જરા પણ વિઘ્ન કે વાંધો નથી, કાલે રાત્રિએ વસંત સિંધુસદનમાં જશે, અને તેની સંભાળને માટે યોગ્ય બંદોબસ્ત પણ કરવામાં આવશે, પણ આપ જો ધારો તો સહજમાં તેને પ્રાપ્ત કરી શકો.

કોણ વસંત ? અને તે સિંધુસદનમાં? હા ! હમણાં હું તેજ વાત કરતો હતો અને આ જોરાવર મને અધર્મ કાર્ય ન કરો, એમ કહી શીખામણ આપતો હતો, પરંતુ ઇશ્વર સાનુકૂળ છે તો, બીજા કોઇની જરૂર શી છે.

જો વસંત સિંધુસદનમાં આવનાર છે તો પછી ઇષ્ટમિત્રને મળી, કેટલાએકને મદદમાં સાથે લઇ, તે તરફ જલ્દીથી પ્રયાણ કરવું જરૂરનું છે.

જોરાવર ! જોયું ઇશ્વરની કેવી મહેરબાની છે, મુછપર હાથ નાખી હર્ષ ઘેલા જયમલે કહ્યું.

જયમલ અને ચિત્રસેન એ પિત્રાઇ ભાઇ થતા હતા, રાજ્ય ખટપટમાં ઉતરતાં ચિત્રસેને જયમલને રાજમાંથી અમુક ગામ ન આપ્યાં તેથી જયમલ પ્રથમ ચોરનો સરદાર બન્યો હતો અને કેટલાએક દિવસ પછી રાજાનો ખજાનો ચોરી કરોડો રૂા. નું ઝવેરાત લઇ શ્રી શંકરને સ્ત્રીનો ભોગ આપ્યો હતો.

હવે જયમલને દ્રવ્યની ભુખ નહોતી, તેને તો માત્ર વેર લેવાને ખાતર વસંતને ઉપાડી જવી, તેની સુંદરતા ઉપર તે મોહિત થયો હતો અને પોતાની સાથે ત્રીજી પેઢીથી સંબંધ ધરાવનારા મહારાજા ચિત્રસેનનું નાક કાપી તેને કલંકિત કરવો અને વસંતને પોતાની પ્રિયા બનાવવી એજ તેનો મુખ્ય આશય હતો.

સર્વ ચુપ થઇ ગયા હતા. ચાલો તૈયારી કરો, વિલંબ કરવાનું કામ નથી. જેમ બને તેમ જલદી ચાલો અને રાત્રિમાં સિંધુસદનની બાજુ ઉપર આવેલા વિકટ વનમાં મુકામ કરો, પછી બીજું શું કરવું તે સૌ થઇ રહેશે. જયમલે કહ્યું.

સર્વ સરદારો એક સાથે બોલી ઉઠયા. બહુ સારૂ સરદાર ! હુકમ પ્રમાણે અમલમાં મુકવાને તૈયાર છીએ.

જોરાવર ! તમારો શો વિચાર છે ? જરા બોલો તો ખરા ! માઠું લગાડશો નહિ, વસંત જેવી સુંદરીને મેળવવાને ઘણા દિવસથી મારૂં મન તલ્પી રહ્યું હતું, હવે તે શાન્ત થશે. જયમલે હર્ષઘેલા થઇ જોરાવરને તાનો માર્યો.

સરદાર સાહેબ ! આપનું ભાગ્ય મોટું છે, વસંત આપને મળશે એમ મને પણ હવે ખાત્રી થાય છે. મહારાજ ! "ભાગ્યશાળીને ભૂત રળે" તે પ્રમાણે આપને અચાનકજ આ આનંદ સમાચાર મળ્યા છે.

પરંતુ સરકાર! બહુ સંભાળથી કામ લેવાનું છે, જોરાવરે કહ્યું.

જોરાવર ! હું જાણું છું કે, ચિત્રસેન એનાથી બનતો મજબુત બંદોબસ્ત કરી લેશે, તોપણ થયું શું !

મારા ચારસો માણસો–સરદારો અને બહાદુરો ચિત્રસેનના ચાલીસ હજાર માણસોને માટે બસ છે.

જયમલ સર્વેને અનેક પ્રકારે સમજાવી રહ્યો, વાતોમાંને વાતોમાં રજની સમાપ્ત થઇ ગઇ, અને પ્રાંતઃકાળ સૂર્યોદય થયો.

મારા બહાદુરો ! મારા વીરયુવકો, અને મારા શૂરવીરો ઉઠો, જાઓ સ્નાનવિધી કરી લ્યો, ભોજન કરી તત્પર થાઓ, બરાબર દશ વાગે અહિંથી સવારી કુચ કરશે, સ્થાન રક્ષણાર્થે, કોને રાખવા તે બંદોબસ્ત જોરાવર કરશે. કહી જયમલે ઉઠી ગુફાદ્વારના અંદરના ઓરડામાં પ્રવેશ કર્યો, એટલે સર્વ મંડળી ઉઠી સ્વકાર્યમાં પ્રવર્ત્ત થઇ ગઇ.

આનંદના તરંગો ઉપર ગુલાંટો ખાતો જયમલ હર્ષાવેષમાં બોલી ઉઠયો, પ્રાણ જાય, પણ વસંતને નહિ જવા દઉં, બસ જબરી ધાડ લઇ જઇ, કીંમતી હીરો લુંટી લઇશું. કહી દિવાના જયમલે પ્રેમ ગીત ગાતાં ગાતાં સુંદર ઓરડામાં પ્રવેશ કર્યો.

### ગઝલ.

ભલે દુઃખમાં ડુબી જૈને,
સકળ સુખને સમાવા દે;
હૃદયને ભય ભમાવે તો,
ભુલી તું ના ભમાવા દે.

* * *

અહા ! અગ્નિ વિષે હર્ષે,
અતિ તનને તપાવા દે;
કદી તલવારની ધારે,
ભલે ગરદન કપાવા દે.

* * *

ડુબાવે હૃદને દરિયે,
ખુશીથી તો ડુબાવા દે;
પિવાડે ઝેર તો પીલે,
રાખે ! દિલને દુઃખવા દે.

—****✠****—



# પ્રકરણ ૧૯ મું.

—****✱****—

" વિપત્તિમાં વસંત અને આશાનો અંત. "

જગત બહારનું જોય,
તે શું જાણે અંતર તણાં;
પાપ તણી જે પીડ,
હૈયું કાપી રહિ હોય.

* * *

આ ફાટ્યા તુટયા દિલને,
સાંધનાર ના કોય;
હરિજી તુજ વિણ તે,
બીજે કયાં જઇ રોય.



રત્નાગર સાગરને કિનારે આવેલા એક રમ્ય મહેલમાં સ્વર્ગની સુંદરીઓનો મેળો ભરાયો હતો.

પ્રેમના કીડાની ઝેરી હવાથી એકદમ બીમાર થઈ ગયેલી વસંતને ચારસો સાહેલીઓની સાથે આજે પ્રાતઃકાળમાંજ સિંધુસદન તરફ હવાફેરને માટે મોકલી આપવામાં આવી હતી.

સિંધુસદન મહેલ મણીપુરથી ચાર માઇલ દુર, સમુદ્રના રમણિય કિનારા ઉપર સંગેમરમરના પાષાણથી બાંધવામાં આવેલો હતો.

મહેલનો એક તરફનો ભાગ સમુદ્રની અંદર સ્નાન કરતો હતો અને સમુદ્રનાં મોજાંઓને અડગ થઇ સહન કરતો હતો.

મણિપુરથી સિંધુસદન સુધી ચાર માઇલ પર્યંત પાકી સડક હતી, બંને બાજુએ મેદીની અને સુંદર સુંદર વૃક્ષોની ઘટાઓ આવી રહી હતી.

મહારાજા ચિત્રસેનને પ્રથમથીજ જયમલ વિગેરે બહારવટીઆઓનો ભય હતો એટલે સૈનિક બંદોબસ્તમાં બીલકુલ કચાસ રાખી નહોતી.

થોડે થોડે છેટે પોલીસ થાણું બેસાડયાં હતાં. સંતરીઓ તથા બંદુકવાળા, સ્વાર અને પગે ચાલનારા, લશ્કરની ટુકડીઓની હાર પચીસ પચીસ કદમને છેટે રાખવામાં આવી હતી.

વખતો વખતના સુખ સમાચાર મળે તેવો બંદોબસ્ત કર્યો હતો.

મહેલની ચારે બાજુએ સો સો સરદારોની એક એક ટુકડી મુકી તેમને વસંતના અંગરક્ષક બનાવ્યા હતા તથા સર્વ જોખમ તેમને શિર મુકવામાં આવ્યું હતું.

મહેલની અંદર સર્વ પ્રકારના વૈભવો, સુખ સાધનો ભોજનના પદાર્થો અને રમત–ગમતની વસ્તુઓ દિલને રંજન કરે તેવી રીતે ગોઠવવામાં આવી હતી.

વસંત તથા સખીઓનો દિવસ અનેક પ્રકારની રમત ગમત અને વાર્તાલાપમાં વિતી ગયો અને સૂર્ય નારાયણ સ્વસ્થાને જવાને તત્પર થયા.

પૂર્વમાંના પ્રકાશમય સૂર્યદેવે પશ્ચિમ સ્થાન પસંદ કર્યું, એટલે પૂર્વમાં અંધકારની પધરામણી થવા લાગી. સર્વ સુખનો દાતા જવાથી પશુ, પક્ષિ, પુરૂષ અને સ્ત્રીઓ સર્વને કાર્યક્રમમાં વિઘ્ન નડયું. લોકો વહેવાર, રોજગાર, હુન્નર, ધર્મ અને કળા કૌશલ્યથી રહિત થયા.

આળસુ અને ઉદ્યોગ રહિત થવાથી લક્ષ્મીએ તેમનો ત્યાગ કર્યો એટલે કંગાલ દશામાં પરસ્પર કલેશ, કુસંપ અને વૈર સાંધી એક બીજા અંદરે અંદર લડવા લાગ્યા.

પ્રિય પાઠક ! જરા ધિરજથી અને બુદ્ધિનો વ્યય કરી ઉંડા ઉતરી વાંચશો તો તમને સમજાશે કે, અંધકારમાં કેવી અણધારી પીડા આવી પડી છે.

ઉદય થાય તેનો જરૂર અસ્ત છે,
જમાનો હમેશાં જબરજસ્ત છે;

નથી એક સરખો રહયો તે વફા,
ખુશી કોઇ દિન કોઇ દિન છે ખફા.

વસંતને કામજ્વર પ્રાપ્ત થયો, અશ્રુપાત કરી તે દિનવદનથી કરગરવા લાગી. પ્રાતઃકાળથી અત્યાર સુધી ધારી રહેલી ધીરજ તેનો ત્યાગ કરવા લાગી. સખી ! ઓ સખી ! ! હવે મારૂં શું થશે ? મનેચ્છા કયારે પૂર્ણ થશે ? અને મારી અરજી કોણ સાંભળશે ?

મન્મથના મારને સહન ન કરી શકવાથી તે ત્રીજા માળની અગાશીમાં એક બાજુના ધોરા ઉપર એક ગાદલા ઉપર પડી.

સૂર્યાસ્તની સાથે સુંદરીઓના શરિરમાં કામદેવ પ્રવેશ કરે છે, સતાવે છે, રડાવે છે, દિવાની બનાવે છે, ન કરવાનું કરાવે છે, કુવિચાર ઉપજાવે છે અને છેવટે દેહ પણ તજાવે છે.

परि पतति पयोनिधौ पतंगः ।
सरसि रुहा मुदरेषु मत्तभृंगः ॥
उपवन तरु कोटरे विहंगः ।
युवति जनेषु शनैः शनैरनंगः ॥

અર્થઃ—સૂર્ય સમુદ્રમાં પડે છે, સૂર્ય એવી રીતે પડે છે કે, જાણે કમળ પુષ્પની વચ્ચમાં મદોન્મત્ત ભ્રમર પડે છે. સૂર્ય એવી રીતે પડે છે કે જાણે બગીચાનાં વૃક્ષોનાં પોલાણમાં પક્ષિઓ પડે છે. સૂર્ય એવી રીતે પડે છે કે જાણે યુવક સુંદરીઓને વિષે ધીમે ધીમે કામદેવ પ્રવેશ કરે છે.

પ્રેમનો રંગ લાગ્યો હોય છે તેજ જાણે છે, દરદીની પીડા દરદીજ જાણે છે, અને તેવાં પ્રેમી જોડાંને સૂળીનું સંકટ પણ સ્વર્ગના સુખથી અધિક લાગે છે.

### મનહર.

જેનું ચિત્ત જેમાં ચોટયું, તેથી તેને સુખ થાએ;
શો સ્વાદ અગ્નિમાં ? ચકોર ખાવા ચ્હાય છે.
રીત તો પ્રીતિની એવી, તેનું સુખ વિતે જાણે;
અનુભવ વગર વિત્યાથી, વખણાય છે.
પ્રીત બાઝી જાશે સ્હેજે, છુટે નવ પછી છોડી;

મત્સ્ય ગોળી ગજે દુઃખ અંકોડીથી થાય છે.
એમ મણિલાલ કહે, સાચી પ્રીત પ્રાણ લે;
દાદુર જીવે જળ વિણ, મત્સ્ય મરી જાય છે.

સખીઓ ! ધ્યાન રાખજો. અગાશીમાંથી બહાર બરાબર દીર્ઘ દ્રષ્ટિ કરી જુવો અને તમને કંઇ લાલ દિવા જેવું દેખાય તો તર્ત મને ખબર આપજો, મ્હારામાં હવે બેસવાની શકિત રહી નથી, અને હું બિલકુલ અશકત થઇ ગઇ છું.

ધનુર્ધારી શ્રી રામે પરશુરામના સામી દ્રષ્ટિ કરી તે સમર્થ ઋષિનું બળ અને તેજ હરી લીધું હતું, તેજ પ્રમાણે એક ધનુષ ધારી કામદેવે કટાક્ષ બાણ મુકી મને ઘાયલ કરી છે અને મારૂં સવસ્વ હરી લીધુ છે.

વસંત બહેન ! આમ છેક અધીરાં ન થાઓ, ધીરજ રાખો તમે આવાં સમજુ અને શાણાં થઇને જયારે હિમત હારી જાઓ છો, ત્યારે અમારા જેવાંની શી દશા ? પ્રભાએ કહ્યું.

પ્રભા ! તારૂં કહેવું વ્યાજબી છે. દરેક મનુષ્યની ફરજ છે કે, તેણે ધર્મ તરફ દ્રષ્ટિ રાખી મનપર અંકૂશ મુકવું જોઇએ; પરંતુ પ્રભા ! હવે મારાથી તેમાંનું કશું એ બનશે નહિ, હું કાયર થઇ ગઇ છું.

સખા ! હું તને સત્ય કહું છું કે, શ્રી શંકરની કૃપાથી મને પતિ સમાગમ થયો; પરંતુ હું અભાગણીને તે છાજયું નહિ તતજ વિયોગ પ્રાપ્તિ થઇ અને આજે સમાગમનો વદાર છે તેમાં પણ હજુ સુધી સફળ થવાનાં ચિન્હ જણાતાં નથી, ખરેખર જેનો વિધિ વક્ર હોય તેને ઉદ્યોગમાં લાભ શી રીતે થાય ?

कैवर्तकर्कशकर ग्रहणच्युतोऽपिजालान्तरे-
निपतित शफरो वराकः ।
दैवात्ततो विगलितो विलितो बकेन
वक्रे विधौ वद कथं व्यवसाय सिद्धिः ॥

અર્થઃ—કોઇ મત્સ્ય ઢીમરના કઠોર હાથે ગ્રહણ કરતાં પડી ગયો તોપણ ત્યાંથી તે બીચારો જળમાં પડયો. દૈવયોગે ત્યાંથી પણ ગલી પડયો, તો તરતજ ત્યાં રહેલો બગલો તેને ગળી ગયો. માટે જો વિધિ વાંકો હોયતો કહો ઉદ્યોગમાં કેમ કરીને સિદ્ધિ થાય ?

વસંત બહેન ! વસંત બહેન ! ! જુઓ તમારા કહેવા પ્રમાણે લાલ દિવો દેખાવા લાગ્યો છે, પ્રભાએ કહ્યું.

મર્ણ પથારી વશ પડેલા મનુષ્યના મુખમાં અમૃતબિંદુ પડતાં તે જેમ ઉઠી ઉભો થાય, તેમ વસંત એકદમ ઉઠી અને લાલ દીપકનો પ્રકાશ જોઇ તેનું હૃદય હર્ષથી ભરાઇ ગયું.

સાથે રાખેલું તેવુંજ લાલ ફાનસ લઇને વસંતે પણ બતાવવા માંડયું, પ્રેમી પુતળાંની કંઇ જાદુઇ વાતચિત થવા માંડી અને ટેલીફોન કે તારના સંદેશાની માફક પરસ્પર આનંદ લ્હાવો લેવા લાગ્યાં.

સિંધુસદનની પૂર્વ દિશામાંથી લાલ દિવો પ્રગટ થયો હતો, એક અંધારી ઝાડીમાંથી તેની ઉત્પત્તિ થતી હતી.

પ્રિય પાઠક ! ક્ષણવારને માટે આપણે વસંતને અને સિંધુ સંદનને તજી આ અંધારી ઝાડીમાં દ્રષ્ટિ ફેંકવાની જરૂર છે.

મહેલથી આશરે સવાસો કદમ દુર એક પહાડની ટેકરી ઉપર અંધારી ઝાડીમાં અને અંધારી રાત્રિમાં એક ઘોડેસ્વાર એક હાથમાં દીવો અને બીજા હાથમાં પિસ્તોલ રાખી, ચોતરફ દ્રષ્ટિ ફેરવતો સ્વકાર્ય અત્યંત ચપળતાથી કરી રહ્યો હતો.

તે ટેકરાની પાછળ પચીશેક કદમને છેટે પાંચસો લુટારૂઓ—યોદ્ધાઓ—યમદુત જેવા પોષાકમાં ગુપચુપ ઘોડેસ્વાર થઇ ઉભા હતા અને આ પ્રીતિના દીપકની ગુપ્ત ઇશારતોને નિહાળતા હતા.

સરદાર ! હવે શું કરવું ? જોરાવરે પૂછયું.

જોરાવર ! આ વળી કંઇ નવુંજ ધતિંગ છે, સિંહનું ભક્ષ લેવાને આ શિયાળ ફાંફાં મારે છે, જોતો ખરો ! આપણી આગળ આ ટેકરી ઉપર રહેલો કોઇ ઘોડેસ્વાર વસંત જેવી પરીને માટે પ્રયત્ન કરી રહ્યો છે માટે મારા ધારવા પ્રમાણે પહેલાં આ વચમાંની ફાંનસનેજ કાઢી નાખવાની જરૂર છે. જયમલે કહ્યું.

પ્રીતિની ગતિ કો કદિ ના કળે,
ચળે ચિત્ત તેથી ન વાળ્યું વળે;
રાખ્યાં રહે નહિં નેન હઠીલાં,
દઇ દાટે ક્ષણમાં મળે.

* * * *

પ્રેમનો અંકુર પ્રગટયો ઉરે જો,
સહુ રોમ ફુલે ફળે;

નીતિ સત્ય ધર્મ ભીતિ ગણે નહિં,
કહો કેમ ખાળી ખળે.

પરસ્પર વાતચિત કરી નક્કી કર્યું. વસંતે કેસરીને સુચના આપી કે આપ અસ્વને થેકડો મરાવો અને હું આપને લેવાને ગચ્છી પાસે ઉભી છું, કેસરીએ તે વાત કબુલ કરી, અસ્વની પીઠ થાબડી, હથિઆર પર હાથ નાખ્યો અને થેકડો મરાવવાને યત્ન કરવા તત્પર થયો.

જયમલની ધ્યાનપર આ બધી વાત આવી ગઇ, જરૂર આ ઘોડેસ્વાર વસંત પાસે ગચ્છીમાં જાય છે, માટે એ આકાશ માર્ગે ગતિ કરી કે તર્તજ વચમાંથીજ તેને ઝડપી જમદ્વારમાં મોકલી આપું. એ પ્રમાણે નિશ્ચય કરી જયમલે પોતાની બે નળીની પિસ્તોલથી એવી રીતે નિશાન સાધ્યું કે, કેસરી ગચ્છીમાં જતાં બરાબર વચમાંથીજ ઘાયલ થાય અને મર્ણ મુખમાં જાય.

ચતુર ચપલા વસંતે પોતાના લાલ દિવાની મદદથી જાણી લીધું કે વિદેશી પ્રેમીની પાછળ મહા મોટું તોફાન છે, હવે શું કરવું ? તે તૈયાર થયેલી પિસ્તોલથી મને મળવાને આતુર ચિત્ત વાળા મુસાફરના પ્રાણ જશે ! માટે તેણે પોતાની પાસે રહેલી પીસ્તોલને તૈયાર કરી અને સ્વસ્થ થઇ પંથીની રાહ જોતી ઉભી રહી.

કેસરીના ( કેસરી )–સિંહ જેવા અસ્વે, આકાશ માર્ગે ગતિ કરી ધનુષ્યમાંથી બાણ છુટે તેવી રીતે ભૂમિત્યાગ કરી તેણે નભ મંડળના તારાઓના તરફ ફલંગ મારી.

પ્રેમ ! પ્રેમ ! તારી મીઠી મજાહ ભોગવવાને આતુર થયેલા ઓને કેવાં કષ્ટ સાધ્ય કાર્યમાં ઉતરવું પડે છે ! આકાશમાં ઉડવુ પડે છે ! કાળી અંધારી રાત્રિમાં રખડવું પડે છે અને વખતે તર ફડવું, રડવું કે મરવું પડે છે !

ખરેખર તેમજ થયું. વસંત ઉપર મહા વિપત્તિએ ઘેરો ઘાલ્યો અને તેની સાથે સર્વ આશાઓનો અંત આવ્યો.

જયમલની ક્રૂર પિસ્તોલમાંથી ગોળી છુટી અને ગભરાયલી વસંતે પણ તેજ પ્રમાણે જયમલના તરફ ગોળી છોડી અને પોતાના પ્રિય મુસાફરને બચાવી લેવાની યુકિત કરી; પરંતુ તે પ્રયત્નમાં તે નિષ્ફળ ગઇ, કારણ કેસરીના ભાગ્યમાં કંઇ જુદુંજ હતું.

अस्व प्लुतं वासव वर्जितंच ।
स्त्रीणांच चित्तं पुरुषस्य भाग्यम् ॥
अवर्षणं चाप्याति वर्षणंच ।
देवोन जानाति कुतो मनुष्यः ॥

અર્થઃ—ઘોડાના કદમ, ઇન્દ્રનું ગર્જવું, સ્ત્રીયોનું ચિત્ત પુરૂષનું ભાગ્ય, નહિ વર્ષવું અને વધારે વર્ષવું; એને દેવતાઓ પણ નથી જાણતા તો મનુષ્ય શું જાણે ?

વિધિવશ થયેલાં સર્વ પાત્રો સ્વલ્પ સમયમાં વિપત્તિને વશ થઇ પડયાં. જયમલની ગોળીએ કરવાને બદલે કંઇ બીજુંજ કર્યું તેણે કેસરીને બદલે વસંતનેજ ઘાયલ કરી, ખડ્ગના મારાથી કદળી સ્થંભ પતન થાય છે તે પ્રમાણે નિર્દોષ બિચારી વસંત ગોળીના મારથી ઘાયલ થઇ બેભાન થઇ અને ગચ્છીની કોરાણ ઉપરથી પગ ખશી જતાં તે સમુદ્રના અંદર ગબડી પડી.

અહા હા ! પ્રેમ ઘાની કેવી પીડા ! પ્રેમ ગોળીના કેવો જબરો માર ! તેતો જેને વાગે છે તેજ જાણે છે.

બીજી તરફ વસંતની ગોળી છુટી હતી, તેણે પણ હુકમથી ઉલટુંજ કર્યું, જયમલને બદલે આકાશ માર્ગે આવતાં કેસરીનેજ ઘાયલ કર્યો. બેભાન થઇ પડતાં પડતાં તેના મુખમાંથી વસંત ! વસંત ! ! વસંત ! ! ! એવા શબ્દો નિકળતા હતા.

**મનહર.**

જડ જુવો લોહ પણ ચુંબકને દેખી ચળે,
છિપ રહે સાગરમાં સ્વાતિ નિર ચ્હાય છે;
ચકોરની દ્રષ્ટિ તેતો ચંદ્ર વિષે ચોંટી રહે,
અલિ છેદે વાંસ કહો કમળ કોરાય કે ?

* * * * *

મૃગ મરે બંધનમાં નાદ તણી પ્રીત પામી,
પતંગ કાયાને બાળે, પ્રેમમાં પીડાય છે;
એમ મણિલાલ વદે પ્રાણ એ પોતાના ખુવે,
વારે વારે વારો તોય મરવાને ચ્હાય છે.

—****✽****—



## પ્રકરણ ૨૦ મું.



### " સુંદરી માટે સમુદ્રપાત અને ઘાયલ કેસરીનો ગભરાટ. "

આત્મા અતિ અકળાઇને, આપે શિખામણ ચિત્તને,
પણ તું નહિ ટકવા દીએ, ઇચ્છેજ તારી જીતને;
ડર કોઇનો રાખે નહિ, મૃત્યુ ભલે માથે ફરે,
ફટ ફટ "યુવાની" આંધળી, તું વિષયને વ્હાલો કરે.

* * * * *

અલમસ્ત મસ્ત યુવાનીથી, સૌ ભાઇ ચેતી ચાલજો,
એ સર્પણી ડંખે નહિ, માટે જરા સંભાળજો;
દિવાની એ "યુવાની" ને, દુષ્મન ગણી "શંકર" ડરે,
ફટ ફટ "યુવાની" આંધળી, તું વિષયને વ્હાલો કરે.



વસંત સમુદ્રમાં પડી અને કેસરી ઘાયલ થઇ જમીન ઉપર પડયો, એટલે મોટું કોલાહલ મચ્યું, પિસ્તોલોના અવાજથી રક્ષક લોકો સાવચેત થયા, અને ચારે તરફની ટુકડીઓ એક થઇ ગુનેહગારને શોધવા લાગ્યા.

સાડી ચારસો બહાદુર, લુંટારૂઓએ "પહેલો ઘારાણાનો" એ કહેવત મુજબ પ્રથમ છાપો માર્યો, સેંકડો યોદ્ધાઓને રૂધિરથી ભિંજાયલી ભૂમિના ઉપર સદાને માટે શયન કરાવી દીધું.

ચિત્રસેનના લશ્કરમાં ભંગાણ પડયું, કેટલાએકે કેસરીયાં

કરી દેહ ત્યાગ કર્યો અને કેટલાએક આ અંધારી રાત્રિમાં અકસ્માત આવતાં બાણુ, ભાલા, ગોળીઓ અને છરાથી કંટાળી ત્રાસી જઇ, કાયર થઇ નગર તરફ પલાયન કર્યું.

સિંધુસદનમાં આ સમયે મહા કલ્પાંત થઇ રહ્યું હતું, પ્રભા તથા બીજી સર્વ સખીઓની હાયપીટ, પોકાર અને રૂદન હૃદયભેદક હતું.

સ્ત્રીઓ બીચારી કરે શું ? તેમનું જોર રડવામાંજ હતું, પોતાની વ્હાલી વસંતને માટે તેમને ઘણું લાગતું હતું. મહારાજાને શું પ્રતિ ઉત્તર આપવો ? વસંત બ્હેનનો પુનરપિ મેળાપ કયારે થશે ? તથા તેનું શું થશે ? એ વિચારોએ સર્વને ભ્રમિત કરી નાંખી હતી.

મારી ગોળી નિશાન ચુકી છે. વસંત તેનાથી ઘાયલ થઇ છે અને બેભાન થઇ કે પતિવૃત જવાના ભયથી તેણે સમુદ્રપાત કર્યો છે, એ જાણતાં બરાબરજ જયમલ ઘોડા ઉપરથી કુદી પડયો.

જોરાવરસિંહ ! સર્વ પ્રકારનો બંદોબસ્ત રાખજો, અત્રેથી હવે જલદી આપણા સ્થાન તરફ પ્રયાણ કરી જજો અને આપણા જે જે સરદારો ઘાયલ થઇ રણભૂમિમાં સૂતા હોય તેમને પણ સાથે લેતા જજો.

મારા પ્રયત્નમાં હું ઠગાયો છું, આશાએ મને લટકાવ્યો છે. લાલચથી હું વધુ લપટાયો છું અને તૃષ્ણાથી હું તૃણવત્ થયો છું.

आशानाम मनुष्याणां काचिदाश्चर्य शृङ्खला ।
ययाबद्धाः प्रधावन्ति मुक्तास्तिष्ठन्ति पङ्गुवत् ॥

અર્થઃ—મનુષ્યોને આશા નામે એક લોઢાની વિચિત્ર સાંકળ છે કે જેનાથી બંધાયેલા લોકો દોડે છે અને જેનાથી મુકત થયેલા લોકો પાંગળાની પેઠે ઉભા રહે છે.

धनेषु जीवितव्येषु स्त्रीषु भोजन वृत्तिषु ।
अतृप्तामानवाः सर्वे याता यास्यन्ति यान्तिच ॥

અર્થઃ—પૈસાને વિશે, જીવિતને વિશે, સ્ત્રીને વિશે અને ભોજન વૃત્તિ વિશે, માણસો અતૃપ્ત થઇને ગયા, કેટલાએક જાય છે અને કેટલાએક જશે.

વધુ વિચાર કરવામાં હાની થશે, કારણુ સમુદ્રમાં તણાતી વસંતનું શબ હાથ લાગવું પણુ મુશ્કેલ થઇ પડશે માટે મારા નિમકહલાલ બહાદુરો તથા જોરાવરસિંહ ! તમે સર્વ હવે હુકમ પ્રમાણે અમલ કરી સત્વર સ્વસ્થાને પહોંચી જાઓ.

હું વસંતની મનહર મુર્તિને માટે સમુદ્રમાં કુદી પડીશ, છેક તળીએ જઇશ અને સાચા મુકતા જેવી તે સુંદરીને લઇ અલ્પ સમયમાં આવી તમને મળીશ.

આટલું બોલી બીજા કોઇની વાત તરફ લક્ષ ન આપતાં અધીરો જયમલ ઝટપટ સમુદ્રમાં કુદી પડયો.

વાહરે ! પ્રેમ વાહ ! ! મોટા શુરવિરોને પણ તું એક વાર સમુદ્રમાં ડુબકાં ખવાડે છે, જગતમાં સર્વના ઉપર તારીજ સત્તા છે, સર્વ તારા વશમાં છે અને તારામય છે; એમ કહેવાને કંઇપણ બાધ નથી.

જોરાવર આ અજાયબી ભરેલો ભેદ સમજી ગયો અને યોદ્ધાઓને કુચ કરવાને પરવાનગી આપી.

રૂધિરથી ખરડાયેલાં તથા ધુળથી રગદોળાયેલાં શવને ઉપાડી લેવાને તેણે પોતાના યોદ્ધાઓને હુકમ કર્યો.

જેમનાં બખ્તર ભેદાઇ જવાથી રૂધિર ધારાઓ ચાલી રહી છે અને વેદનાથી બેભાન થયેલા તથા મારો–કાપોના પોકારો કરી રહ્યા છે એવા દશ બાર યોદ્ધાઓનાં શરીરને ઉપાડી બહારવટીઆઓએ પ્રયાણુ કર્યું.

જોરાવરના અસ્વની પાસે પડેલો એક જુવાન પુરૂષ રૂધિરથી ભીંજાયલો શસ્ત્ર સહિત ભૂમિ ઉપર પડયો હતો.

ઘાયલ કેસરીના ગભરાટનો પાર રહ્યો નહિ, પાપનો પસ્તાવો કરવાની તેણે શરૂઆત કરી દીધી હતી.

દિનવત્સલ, કરૂણાસિંધુ અને નિરાશ્રિતના આશ્રયરૂપ શ્રી હરિ ! કયાં દુરાચરણથી મારા ઉપર આપનો આ પ્રકોપ થયો છે.

પિતાજીની આજ્ઞા વિના આ કાર્ય કરવાને તત્પર થયો એ અધર્મ નહીંતો બીજું શુ ?

જે મિત્રોએ મારે માટે પોતાનાં સવ સુખો, ગૃહ કુટુંબાદિનો ત્યાગ કર્યો તેમનો મેં ત્યાગ કર્યો એ અધર્મ નહીં તો બીજું શું ?

વિજયા જેવી પરસ્ત્રીના કટાક્ષથી કાયર બની તેના એકાંત અવાસમાં પ્રવેશ કર્યો, અને વાચિક દોષનો બોજો વ્હોરી લીધો એ અધર્મ નહીંતો બીજું શું ?

સ્વર્ગની સુંદરી જેવી રમણિને નિહાળી વિજયાનો ત્યાગ કરી તેની પૂંઠળ જવું, એ અધર્મ નહીંતો બીજું શું ?

પુનઃ આવી વિજયાને વિશ્વાસ આપી દગાથી ફૂસાવી તેનો ત્યાગ કર્યો, એ અધર્મ નહીંતો બીજું શું ?

અને છેવટે આ કાળી અંધારી રજનીમાં પરસ્ત્રીને મોહમાં નાખી સમજાવી ફોસલાવી વશ કરી મળવાને તૈયાર થઇ જવું એ પણ અધર્મ નહીંતો બીજું શું છે? અને કયા અધર્મિને અંતે જય પ્રાપ્તિ થઇ છે !

न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥
मनु. अ ४-१७१.

અર્થઃ—અધર્મથી ચાલનારા પાપી માણસોનો તુરત નાશ થઇ જાય છે, તે જોઇને બુદ્ધિમાન પુરૂષે ધર્મ પ્રમાણે ચાલતાં છતાં, ધન ન મળે અને દરિદ્રતાથી પીડાવું પડે, તોપણ તેણે અધર્મ કરવાનો વિચાર કરવો નહીં.

धर्मे एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ॥
तस्माद्धर्मो न हन्तव्योमानोधर्मो हतोऽवधीत् ॥
मनु. अ. ८-१५.

અર્થઃ—ધર્મજ જો ડુબ્યો તો તે સર્વને ડુબાડે છે અને તેનું જો રક્ષણ થયું, તો તે સૌની રક્ષા કરે છે. તે માટે ધર્મનો નાશ કરવો નહીં, ધર્મના ડુબવાથી આપણા બધાનો નાશ થાય, તેની સંભાળ રાખવી.

આ પ્રમાણે શોક કરતો કેસરી જરા વધારે બેભાન થયો, રૂધીરના વહન થવાથી તેને મુર્છા આવી ગઇ અને જોરાવરની દ્રષ્ટિ પડતાં તર્તજ તેણે આ પ્રેમસાગરમાં દિવાના બની પોઢેલા પંથીને અસ્વ ઉપર નાખી કુચ કરી.

---



# પ્રકરણ ૨૧ મું.

"તારૂણિનું તુરંગમાં આવાગમન અને મુક્ત થયેલો ધનપાળ તથા મગન."

નિગાહ કરકે ચોતરફ,
　　દેખા હૈ હમને ખ્યાલ કર;
વો સમન કંઇ નહિં મીલા,
　　ફ્રિર ફિર થકે હમ ન્યાલકર.
મિલે સો મતલબ કે ગરજી,
　　કંઇ ગરજ મેં ડાલ કર;
દેખલી દુનિયાં દુઃખી,
　　જંજાલ મેં ધનપાળ કર.



મનની આશાઓ મનમાંજ રહી ગઇ, આનંદની ઉર્મીઓ શોકસાગરમાં વિલઇ ગઇ, અને સઘળા પ્રયત્નમાં હું નિષ્ફળ ગઇ.

કહો હવે મારે શું કરવું ? કોનો આશ્રય લેવો ? અને કોની સલાહથી શાંતિને પ્રાપ્ત કરવી ?

વેલીને તપાસ કરવા મોકલી પણ તેને તો મુલાકાતજ ન થઇ, આખી રાત વિતી ગઇ અને આજે છેક સાંજ પડી. તોપણ તેમનું આવાગમન ન થયું, ત્યારે હવે મ્હારે તેમની રાહ જોઇ કયાં સૂધી બેશી રહેવું ? નવિનચંદ્રના વિયોગાગ્નિથી પીડાતી વિજયા.

વિજયા બહેન ! ગભરાશો નહીં, આપની આશાઓ પૂળિભૂત થાય એમ લાગે છે, આખા નગ્રમાં ફરી વળી છતાં તેમનાં

દર્શન નથી થયાં એ સમાચાર આપના તરફ મોકલ્યા પછી, થોડાજ સમયમાં ખબર મળી કે, કુસુમ વાટિકમાંથી ગઇ કાલે એ પુરૂષો ને કંઇ ગુનાહ માટે પકડી કેદ કરવામાં આવ્યા છે, અને તેઓ દિવાના જેવા છે. વેલીએ પ્રવેશ કરી કહ્યું.

ત્યારે શું તે એમાંથી મારા નવિનચંદ્રજી મળી આવશે એમ તારૂં ધારવું છે ? વિજયા.

હા ! મ્હારૂં એવું ધારવું છે, કારણ વસંત બહેનની સાથે ખેંચાઇને આપણે નીકળી જવું પડયું, અને પછી થોડીજ વારે આપના હુકમ મુજબ હું પાછી ગાડી લઇને ગઇ, પણ તેઓ ત્યાં મળ્યાજ નહીં, હું આખા બગીચામાં વૃક્ષે વૃક્ષે અને લતાઓનાં વૃંદોમાં ફરીવળી પરંતું તેમનાં દર્શન થયાં નહીં,

મારા ધારવા પ્રમાણે તેઓ શ્રી આપણા નીકળ્યા પછી પ્રેમમાં દિવાના બની ગયા હોય ? એમ પણ બનવા જેવું છે. પ્રેમનો નીશો એવોજ છે, એમાં કાંઇ નવાઇ જેવું નથી.

એવી સ્થીતિની અંદર તેઓને આગલે દરવાજેથી નિકળતાં પોલીસે પકડયા હોય? અને પ્રેમનિશામાં મસ્ત થવાથી તેમને પ્રતિ ઉત્તર આપી તેમને છટકી જવાની શુદ્ધિ ન રહી હોય તો જેલ જાતરામાં જવું પડે એ સહેજ છે.

હજુ સુધી તેમનો કેસ ચાલ્યો નથી, શિક્ષા થઇ નથી, તેઓ કાચી કેદમાં છે, માટે વિજયા બહેન ! વિચારમાં વખત ન ગુમાવો, ઉઠો અને જેમ બને તેમ જલદી તુરંગને માટે બંદોબસ્ત કરી અંદર પ્રવેશ કરી તેમને મળો અને મુકત કરી લાવો. વેલીએ સલાહ આપી.

બહુ સારૂ. વેલી ! તારી તમામ બીના મેં સાંભળી છે અને તે મારા ધ્યાનમાં પણ ઉતરી છે. તું જે કહે છે તે બનવા યોગ્ય છે, માટે તારી સલાહ પ્રમાણે વિલંબ ન કરતાં હું દિવાનખાનામાંથી બીજો વિચિત્ર–કૌતુકી પોષાક ધારણ કરી તુરંગમાં જઇ મોટા મહારથીજેવા પહેરેગીરોને પુતળાં જેવા બનાવી નાંખી નવિનચંદ્રને લઇ આવું છું, સમજી વેલી ? ત્યાં સુધી તું ગૃહની સંભાળ રાખજે. કહી વિજયા પોષાક બદલવાને દિવાનખાનામાં ગઇ.

કેશપાસને છોડી નાંખી નેત્રમાં કાજળ નાંખી નૂતન અલંકારોને ધારણ કરી, સુંદર જરિયનની સાડી અંગે ધરી અને બીજા

શરીરના દેખાવોમાં જાદુઇ ફેરફાર કરી વિજયા સુંદરી પરી જેવો સ્વાંગ સજી બહાર નીકળી. એક હાથમાં એક નાજુક ચાંદીની પેટી અને બીજા હાથમાં તંબુરો લઇ અંગે ભવ્ય ઉપચારો અને સુગંધમય સાધનો સાથે રાખી કામવશ કરવાને રતિ જતી હોય તેવી રીતે ગજગામિનીએ ગમનારંભ કર્યું.

### ગરબી.

રોતાં વિતે છે રજનિરે, દિવસે દિલમાં દાઝું છું;
શું કહીએ ઝાઝું સજનીરે, લોકની લાજે લાજું છું.
શૂળીનું સંકટ સારૂંરે, વિજોગનું તેથી વસમું;
હળવે હળવે હણનારૂંરે, સંકટ તેના ન સમું.
કોઇપણ પ્રીતમ પ્યારીને, વિશ્વ વિશે ન વિયોગ થશો;
નવ નીધી છતાં નારીનેરે, કંથ વિના નહિ લ્હાવ કશો.
પરથમથી પ્રીત વધારીરે, સાથ ન રાખી શા માટે;
વળતી મેલી વિસારીરે, અંતર દાઝે આ માટે.
રોઇ રોઇને આંખો રાતીરે, કીધી છે તે કામનીએ;
છણુછણુ દાઝે છે છાતીરે, ભજન ધર્યું છે ભામનીએ.
તેનું દુઃખ ટાળે તેવીરે, જડીબુટી જગમાં ન જડે;
અતિ અદ્ભુત પીડા એવીરે, નારીને નિત્યનિત્ય નડે.

વિયોગના વિકટ પહાડ તળે દબાઇ વિપત્તિ પામતી વિજયા વેલીને સર્વ ભલામણ કરી વિજોગણુ–જોગણુના પોષાકમાં પણ અલંકાર સહિત વિયોગ ગાન કરતી અશ્રુબિંદુઓથી હૃદયને ભીંજાવતી, નાથને માટે–નવિનચંદ્રને માટે નિર્ભય થઇ, બજારના નાના મોટા રસ્તાઓમાં થઇ યુકિત પૂર્વક છેક તુરંગ પાસે જઇ પહોંચી.

જેલના દરવાજા આગળ એક બાજુએ બંદુકો મૂકી અને બીજી બાજુએ તલવારો ટીંગાવી તથા ડરેસ ઉતારી મૂકી ત્રણ ચાર સીપાઇઓ પરસ્પર તાલીઓ આપી વાતોમાં ગુલતાન થતા દેખાતા હતા અને દરવાજાની મધ્યમાં એક સીપાઇ ડરેસ સાથે બંદુકને ભોંયપર ટેકવી ઝોકાં ખાતો હતો.

આ પ્રમાણે અવ્યવસ્થીત કાર્યક્રમ જોઇ વિજયા જેવી ચતુર સુંદરીએ ત્વરાથી પોતાનું કાર્ય કરવાને પગલું ભર્યું અને મધુર કંઠથી એક મનહર ગાન આલાપ્યું,

## ગઝલ.

મને તું છોડ એ માયા, હવે વનવાસ જાવા દે;
ગુફા ગિરનારની ગોતી, અહા ! અહલક જગાવા દે...મને૦
તજી સંસાર ફળ ખાટું, મધુર ફળ માઇ ખાવા દે;
હરિના નામની હરદમ, લલિત ધુન તો લગાવા દે...મને૦
સગાંના સ્નેહને છોડી, પ્રભુથી પ્રીત થાવા દે;
શરીરે રાખ ચોળીને, હવે ધુણી ધખાવા દે...મને૦
અરે સંસાર છે ખોટો, છતાં ફોગટ ફસાવા દે;
જુઠી જંજાળને મેલી, હરિનું ગાન ગાવા દે...મને૦
અહોનિશ પ્હાડથી ઝરતાં, ઝરણુ જળમાંજ ન્હાવા દે;
મીઠાં ફળ ફુલ ઝાડેથી, સ્વહસ્તે લેઇ ખાવા દે...મને૦
તજી પરતંત્રની બેડી, સ્વતંત્ર સહાય થાવા દે;
વદે શંકર વિભુના નામની બંશી બજાવા દે...મને૦

મધ્ય નિશાનો સમય, કોકિલ કંઠવાળી કાંતાનું કોમળ સ્વરનું ગાન અને અલૌકિક સ્વરૂપાકૃતિ જોઇ, વાતોમાં ગુલતાન બની ગયેલા સીપાઇઓ તો બેભાનજ બની ગયા.

હવાલદાર સાહેબ ઉઠયા અને ઝટપટ વિજયા સન્મુખ આવી મનોહર કાંતિને ઉંચા નીચા થઇ નિરખવા લાગ્યા.

અજી આપ કૌન હો ? ઔર યહાં કિસ કામકે લીએ આપકા આના હુવા હે ? હવાલદારે પૂછયું.

મીયાં સાહેબ ! હું એક મુસાફર છું, મને હરિ સાથે લેહ લાગી છે તેથી તેના ગુણ ગાન કરતી વખતે મને ભાન રહેતું નથી. મને ક્ષમા કરજો, આ સરકારી જગ્યામાં હું ભુલથી–દિવાની દશામાં અત્રે આવી પડી છું.

કુછ ફીકર નહિ, મત ગભરાઓ, યહાં આનેસે આપકો કુછ નુકશાન નહિ હે, મગર કુછ લાભહી હોગા. કયોં ? આલમખાન !

હવાલદાર સાહેબે કામાંધ દશામાં દિલાસો આપતાં આલમ ખાનને ઇસારો કર્યો.

અહાહા ! ખુદાને કયા નુર દીયા હે ! અયે સુંદરાંગી–નાજની ! યહાં ઔર કોઇ નહિ હે, એ હમારે હવાલદાર સાહેબહે સો બડે ખાનદાન ઔર ઉદાર દિલકે હે, ઔર હમ સબભી ઉનકી સંગતસે કુછ ઇસ પ્રેમકો મિઠી મજાહ કો લેતેહેં. આલમખાને કહ્યું.

અયે જોગન ! મહેરબાની કરકે અબ એકાદ ગઝલ આપકે મધુર કંઠસે શુરૂ કરકે હમકો આભારી કર.

મીયાં સાહેબ ! આ સરકારી મકાન છે અને આ ગાનતાન થી કંઇ ગુનાહમાં તો નહિ આવી જવાય ? વિજયાએ વધારે મજબુત કરવા કહ્યું.

બે ફિકર રહો. ઇસ વખ્તપે હમહી યહાંકે રાજાહે, ચ્હાય કીસીકો છોડે યા બાંધે, યહાં હમકો પૂછનેવાલા કોઇ નહિં હય. આલમખાને ફુલાઇ જઇ કહ્યું.

મીયાં સાહેબ ! છોડવાનો અને બાંધવાનો હક તમને નથી કારણ દરેક કોટડીની કુંચીઓ કંઇ તમારી પાસે રહેતી નથી ! વિજયાની પ્રપંચ જાળ.

આપકી ભુલ હે, સબ કોટડીકી કીલી હમારે પાસહી રહેતી હે દેખીએ એ હમારે ખીસેકે અંદર સબ કીલીકા ભારા પડા હુવા હય. હવાલદારે કહ્યું.

સ્ત્રી ચરિત્ર કુશળ વિજયાએ કુંચીઓનો ઝુમખો કોની પાસે છે તે યુકિતપૂર્વક જાણી લીધું અને હવે માત્ર આ વિષયાંધ હેડકાઓને પાગલ બનાવી દેવા જેટલુંજ કામ બાકી છે, એમ નિશ્ચય કરી હવાલદાર સાહેબના હુકમ પ્રમાણે ગઝલ ગાવાની તૈયારી કરી.

હાવભાવ કટાક્ષથી અને મધુરા કંઠથી આલાપયુકત ગવાતું આ ગીત કોના ચિત્તને નહિ હરે ?

ગાયનના વચમાં ચાંદીની પેટી ઉઘાડી તેમાંથી કંઇ સ્વાદિષ્ટ ચૂર્ણ તે દરેકને આપતી હતી.

ગઝલ.

ઉડયાં અસ્માનમાં નેજાં !
હવા કૈં ઓર વ્હાતી'તી !
સનમની શહેનશાહતમાં !
ગુલામી ના કબુલ થાતી !

* * * *

પડી પડઘમ દિવાનાની !
ન સુરો પ્હોંચતા'તા ત્હાં !

મગર અફસોસ ઓ ! યારો !
ન જાણું: એ છુપાતા ક્યહાં ?

* * * *

પડે પડઘમ તણા પડઘા !
હમારા કાનમાં આજે !
વળ્યા અથડાઇને પાછા ?
કઇ દિવાલ યા ભીંત્યે !

* * * *

ન સ્હમજું એ દિવાલો ક્યહાં !
દિવાની ભીંત્ય છે એ ક્યહાં !
હઉં ચુમી ભરી ચશ્માં !
દિવાની ભીંત્ય દેખુ ત્યહાં !

* * * *

અહો ! બુલબુલ કુદે–નાચે !
જવાંમર્દી કરે ભારે !
ચ્હડે છે દરખતે આજે !
ખરે ગુલ ચશ્મ ઇસારે !

વાહજી વાહ ! કયા બાત હે ! અલ્લાહ, રસુલિલ્લાહ ! ના પોકારોની વચમાં થોડી થોડીવારે વિજયા પોતાનું કાર્ય સાધવાને, કંઇ પ્રેમ પ્રસાદી પણ તેમને આપતી હતી.

તાન સુરના પલટાઓમાં પટકાઇ ગયેલા, અને વિજોગણુ ( જોગન ) ના પ્રસાદથી બેભાન થયેલા આ સર્વ રક્ષકો, ઘણા વખતના શ્રમને દુર કરવાને ભૂમિ ઉપર પોઢી ગયા.

સ્વકાર્ય સાધવામાં અતિ કુશળ વિજયા તર્તજ ઉઠી, અને હવાલદારનું ખીસું ખાલી કરી કુંચીઓનો ઝુમખો લઇ અત્યંત ત્વરાથી જેલમાં દાખલ થઇ.

વિજયાએ લોહ જાળીમાં પુરાયેલા એક કેદીને પૂછયુ, ગઇ કાલે જે નવા કેદીઓને આણ્યા છે તે કયાં છે ?

માબાપ આ જોડની કોટડીમાં છે, કેદીએ કહ્યું. તર્તજ તે તરફ ધસી જઇ વિજયાએ, તે કોટડીનું દ્વાર ખોલી નાંખ્યું; અને જુવે છે તો કંઇ નવુંજ દેખાયું.

એ કેદી તેમાંથી બહાર નિકળ્યા અને, આ શુભ અવસર નો લાભ લઇ, તેમણે તો મુઠીઓ વાળી પોબારા ગણ્યા.

વિજયા તેમને જોઇ નિરાશ થઇ ગઇ, અરેરે ! આતો કોઇ બીજીજ મૂર્તિયો છે, જેમને માટે હું જોગણ બની તેમનો તો અત્રે પણ પ-તો નથી !

વિજયા જેલના અંદર તપાસ કરતાં. ચારે તરફ ફરી ફરી ને થાકી, પરંતુ પ્રિયતમનાં દર્શન ન થયાં.

પ્રીતિ ! પ્રીતિ ! ! પ્રીતિ ! ! ! તુંજ દુનિયાને ભવ દરિયામાં ડુબાડનાર છે, તુંજ તારનાર છે, અને તુંજ મારનાર છે. જગત્માં એવાં કોઇપણ પુરૂષ કે સ્ત્રી નથી કે જેમને પ્રીતિનો રંગ ન લાગ્યો હોય.

"પ્રેમ બંધનમાં પડે ભવમાં અતિ ભટકાય તે;
જગત જન હાંસી કરે દુઃખી અતિશય થાયતે."

बंधनानि किल संति बहूनि ।
प्रेमरज्जु कृत बंधन मन्यत् ॥
दारुभेद निपुणोऽपि षडंघ्रि-।
र्निष्क्रियो भवति पंकज बंधे ॥

અર્થ:—બંધનો તો બીજાં ઘણાં છે, પણ તેમાં પ્રેમરૂપા દોરડીનું બંધન કોઇ જુદાજ પ્રકારનું છે, કારણ કે લાકડાને ભેદી નાંખવાને ભમરો કુશળ છે, પણ કમળના કોષમાં રહીને તે નિષ્ક્રિય બની કાંઇ પણ કરતો નથી.

પ્રેમને ચરખે ચડેલાં પ્રેમી જોડાંએ કષ્ટના કુઠારોને પણ પુષ્પહાર માન્યા છે, પ્રેમ છે એ અગ્નિ છે અને પ્રેમી છે એ તેનો ઉપાસક છે, માટે સુવર્ણની પરિક્ષા જેમ અગ્નિમાં પડવાથીજ થાય છે, તેમ પ્રેમીની પરિક્ષા પણ કષ્ટથીજ થાય છે, પશુ, પક્ષી પણ પ્રેમને ચ્હાય છે, અને આ સંસારમાં સર્વ કાર્યભાર પ્રેમ-થીજ થતો દેખાય છે.

અરેરે ! આવો પ્રેમ જો મેં પ્રભુ સાથે કર્યો હોત, તો આટલે કયારનાંએ તે દિનવત્સલ પ્રભુનાં દર્શન થયાં હોત.

સંસારી લોકોની પ્રીતિ ખોટી છે, સ્વાર્થી છે, અને પ્રપં-ચથી ભરાયલી છે, માટેજ તેનો સ્વાદ સુખકર લાગતો નથી.

ત્યારે શું મ્હારે આ પ્રેમ તજી દેવો ? નવિનચંદ્રજીની

મનહર મૂર્તિને હૃદય મંદિરમાંથી કાઢી નાંખવી ? અને પ્રભુના તરફજ જવું ?

નિશ્વાસઃ નાંખી વિજયા થોડીવાર ચુપ થઇ ગઇ, અને નવું જીવન આવ્યું હોય તેમ અલ્પ સમયમાં પાછી સચેત થઇ, ભાન આવ્યું, અને થોડી થોડીવારે બબડવા લાગી.

હા, હા ! પ્રભુનો પ્રેમજ સાચો છે, અંતે તેજ કામ આવે છે, પ્રભુ સિવાય કોઇ આપણું નથી. વિશ્વાસુ લોકોનો તે બેલી છે. વિશ્વંભર છે,રક્ષકછે અને પાળક પણ તેજ છે માટે તેનુંજ ધ્યાન ધરવું. ભજન કરવું, અને તેના વિચારોમાંજ મસ્ત રહેવું, બસ હવે મ્હારે મ્હારી પોતાની કોઇ પણ જાતની ફીકર રાખવાનું કારણ નથી.

काचिंता मम जीवने- ।
यदि हरि र्विश्वंभरो गीयते ॥
नोचेदर्भक जीवनाय जननी ।
स्तन्यं कथं निःसरेत् ॥
इत्यालोच्य मुहुर्मुहुर्यदुपते ।
लक्ष्मी पते केवलं ॥
त्वत्पादांबुज सेवनेन सततं ।
कालोमया नीयते ॥

અર્થ:—એક વિશ્વાસુ ભકતે કહ્યું છેકે જો શ્રીહરિ (વિશ્વંભર) એટલે સર્વ જગતનું પાલન કરનાર કહેવાય છે, તો પછી મારે પોતાના નિર્વાહને માટે શી ચિંતા છે ? જો એમ ન હોય તો માતાના સ્તનમાંથી બાળકના નિર્વાહને માટે દુધ કયાંથી નિકળત ? એવો વારંવાર વિચાર કરીને હે યદુપતિ ! હે લક્ષ્મી પતિ ? હું નિરંતર આપના ચરણ કમળનું સેવન કરવામાંજ મ્હારો સમય ગાળું છું.

પ્રેમમસ્ત, પ્રેમમાં ઘેલી અને પ્રેમમાં ભ્રમિત થયેલી વિજયા અનેક તર્કવિતર્ક કરી ઉઠી અને એકદમ જેલમાંથી બહાર નીકળી.

મનુષ્યનો પ્રેમ તજી તેણે ઇશ્વરનો પ્રેમ પસંદ કર્યો. વાહ ! કેવી ઉત્તમ બુદ્ધિ. પરંતુ આ વિચારો તેના કસાયલા નહોતાં, નિશ્ચયવાળા નહોતા. કેવળ સ્મશાન વૈરાગ જેવી આ સ્થીતી હતી.

**આ પ્રમાણે વિચિત્ર સ્થિતિમાં વિજયાએ એક સુંદર પદ ગાતાં ગાતાં મણિપુરનો ત્યાગ કરી અરણ્યમાં ગમન કર્યું.**

**વિજયાનું પ્રેમ ગાન.**

**ભૈરવી ત્રિતાલ.**

પ્રીતમ તુમહીં પ્રીત કે ધામ,
જગસે પ્રીતિ કરી હોતેરી;
કહી નહિં મિલા આરામ.....................પ્રીતમ.

* * *

તુમરે પ્રેમ પ્રસાદસે જનની,
પોષિત વિશ્વ તમામ;
સ્વચ્છ સમીર, મેઘ જલ વૃષ્ટિ,
સકલ પ્રેમ કે કામ..............પ્રીતમ.

* * *

એકહી બાર તુમ્હારા જિસને,
પિયા પ્રેમકા જામ;
સકલ જિવન મેં પ્રેમહીં પ્રેમને,
કાયમ કિયા મુકામ...... ......પ્રીતમ.

* * *

'પ્રેમ સ્વરૂપ' તુમહે કહે કહે કે,
ઋષિ મુનિ કરત પ્રણામ;
'ગોડ ઇઝ લવ' કહે સેંટ જહોન,
ખુદ પ્રેમ તુમ્હારાહી નામ..... ......પ્રીતમ.

* * *

બુડા તુમરે પ્રેમ સિંધુ મે,
જોગી જનક વરામ;
બુડી ગાર્ગિ, મૈત્રી, મીરાં,
ચૈતન તુકારામ.......... ...... ..પ્રીતમ

* * *

અપરિમેય ઉસ સાગરમે અબ,
હમે લે ચલો રામ !
પાએ અમોલક રત્ન વ્હાંકે,
કર લેં પૂરન કામ...............પ્રીતમ.





# પ્રકરણ ૨૨ મું.

—****✲****—

"મધ્ય નિશાના માઠા સમાચાર અને મણિપુરમાં હડતાળ."

लब्धं जन्म सहाश्रिया स्वयमपि त्रैलोक्य भूषाकरः ।
स्थित्यर्थं परमेश्वराभ्युपगतस्तेनापि मूर्ध्ना धृतः ॥
वृद्धिं शीतकर स्तथापि नगतः क्षीणः परं प्रत्युत ।
प्रायः प्राक्तनमेव कर्म बलवत्कः कस्य कर्तुं क्षमः ॥



ચંદ્ર લક્ષ્મીની સાથે જન્મ પામ્યો છે, પોતે ત્રણ લોકને શોભાવનાર છે, પરમેશ્વરની પાસે ગયો છે, અને તે શ્રી પ્રભુએ પણ મસ્તક ઉપર ધારણ કર્યો છે, તથાપિ ચંદ્ર વૃદ્ધિ પામ્યો નહિ પણ ઉલટો ક્ષય પામ્યો. તેથી જે પૂર્વનું કર્મ છે તે બળવાન્ છે. કોઇ કોઇનું કાંઇ કરવાને સમર્થ નથી.

વસંત ઘાયલ થઇ સમુદ્રમાં પડી, રક્ષક યોદ્ધાઓએ મરણીયા થઇ યુદ્ધ કર્યું છતાં અંતે હાર થઇ અને સૈન્ય વિખરાઇ ગયું, આ સર્વ દુઃખદાયક, શોકજનક અને ભય સૂચક સમાચારે તેજ વખતે-ક્ષણવારમાં મણિપુરમાં મોટું કોલાહલ મચાવી મુકયું હતું.

સડકપર રહેલા પહેરગીરોએ ઝડપબંધ તોફાની સમાચારને નગ્રમાં પહોંચાડી દીધા પરંતુ દૈવજ પ્રતિકુળ એટલે કંઈ લાભ થયો નહિં.

મહારાજા ચિત્રસેન અને તેમનાં માનવંતાં પટરાણી કમળા દેવી શયનગ્રહમાં નિદ્રાદેવીને સ્વાધિન હતાં, નગ્રમાં હાહાકાર થઇ રહ્યો, પ્રજાજન સર્વ ઉદાસ થઇ શોક પ્રદર્શિત કરતાં હતાં અને પરસ્પર વાતો કરી અશ્રુ નાખતાં હતાં.

પ્રાઇવેટ કારભારીએ જરૂરનું કાર્ય સમજી મહારાજને જાગૃત કરવાને ટેલીફોન કર્યો, ચતુર પટરાણી જાગૃત થઇ, અને પ્રતિ ઉત્તર આપ્યો કે " મહારાજ તે તરફ ક્યારનાએ રવાના થઇ ગયા છે, અને તમે સર્વ શોધ કરવાને સિંધુસદન તરપૂ જાઓ."

નાગરિકો અને સૈનિકોની જબરી સંખ્યા એકદમ સિંધુ સદન તરફ વળી, કામદાર લોકોએ તપાસ કરી, દાસીઓએ બધા સમાચાર કહ્યા, કયા સ્થાનમાં વસંત બહેન હતાં ? કયાં હતાં ? શું કરતાં હતાં અને આ કરપીણ કાવત્રું કેમ થયું ? અને કયાંથી થયું ? તેનો થોડો ઘણો હેવાલ મળી આવ્યો.

બુદ્ધિમાન્ કામદારોએ નિશ્ચય કર્યો કે, આ કાર્ય જયમલનુંજ છે, અને તેણેજ આ મહાન્ શોકની ઉત્પત્તિ થવાનું બીજ રોપ્યું છે.

લડાઇમાં વસંતને માટે નિમકહલાલીથી રણભૂમિમાં રૂધિરથી રગદોળાયેલા રાતા જામા પહેરી લાંબી નિદ્રામાં પોઢી ગયેલા વીર યોદ્ધાઓનાં મુખડાં જોઇ સર્વનું હૃદય કંપતુ હતું–રડતું હતું.

ધન્ય છે આ રાજ ભકતોને કે પૂરંજ અદા કરવાને માટે જેમણે સ્ત્રી, ધન, મિલ્કત, અને જીવનનો પણ ત્યાગ કર્યો છે.

સૈન્યના અગ્રેસરોએ ચારે તરપૂ તપાસ કરી, મોટા મોટા ડુંગરોઓ અને પહાડી ખીણોમાં યમદૂત જેવા યોદ્ધાઓને દોડાવ્યા, વિકટ ઝાડીમાં તપાસ કરવાને એક ખાસ ટુકડીને ત્વરાથી વિદાય કરી દીધી અને જેમ બને તેમ તાકીદે ભાળ મેળવી લાવો એવો સખ્ત હુકમ પણ સાથે આપવામાં આવ્યો.

કમળાદેવીના કહેવા પ્રમાણે તપાસ કરી તો મહારાજા ચિત્રસેનજી સિંધુસદન ઉપર નથી આવ્યા એ સાબીત થયું, અને તેથી સર્વ કોઇના મનમાં વિચિત્ર વિચારોએ વાસ કીધો.

મહારાજનો ભાવજ વસંત ઉપર નથી, આ ખટપટ મહારાજાની સલાહથી થઇ હશે ? નવાં રાણીનો ત્યાં હાથ હશે ? કે

જયમલનું કામ હશે ? એમ સર્વ પોતાની બુદ્ધિ પ્રમાણે એક બીજાને પોતાના મત દર્શાવી રહ્યા છે.

સૂર્યોદય થયો, આકાશમાં રહેલા તિમિરને હાંકી કાઢવાને માટે સવિતા નારાયણે પોતાનાં તિક્ષણ બાણો (કીરણો) દિવ્ય પ્રકાશ, અને ઉષ્ણુતા (તાપ) નો બરાબર ઉપયોગ કર્યો હતો.

સર્વ સુજન મંડળી, સૈનિકો, અને અન્ય સર્વ પ્રાતઃકાળમાં મહારાજાશ્રીના હજુરમાં આ માઠા સમાચારનું વર્ણન કરવાને, તથા શોક પ્રદર્શિત કરવાને પાછા ફર્યા.

પ્રિયપાઠક મહારાજા ચિત્રસેનનાં પરમપ્રિય પટરાણી કમળા દેવીના તરફ સહજ દ્રષ્ટિ કરીએ.

ગત દિવસે વસંત પ્રેમ દર્દથી પટકાઇ પથારીવશ થઇ પડી હતી, તે સમયે પટરાણીજી જરા કરડી નજરથી જોઇ કટાક્ષ વચન બોલ્યાં હતાં અને તેનો પ્રતિ ઉત્તર મહારાજે પોતે આપી દીધો હતો.

ઘણા માણસોની વચમાં મહારાજાએ ક્રોધાવેશમાં કમળા દેવીનું અપમાન કર્યું હતું. તે વાત કમળાના ક્રુર હૃદયમાંથી હજી સુધી ગઇ નહોતી.

મહારાજા બોલી ગયા હતા, પરંતુ બોલ્યા પછી તેમને ઘણોજ પસ્તાવો થયો હતો, અને કમળાને કેમ પ્રસન્ન કરવી તે કારણે શોધવાને તેમણે પયત્ન કરવાની શરૂઆત કરી હતી.

દૈવેચ્છાથી કમળાના લાભમાંજ ફેંસલો થયો, "વસંતનું હરણ થયું, જબરૂં યુદ્ધ થયું અને ઘણા યોદ્ધાઓના પ્રાણ જતાં છતાં પણ વસંતનો પત્તો લાગ્યો નથી."

ટેલીફોન મારફતે ઉપરના સમાચાર મળતાં બરાબર કમળા દેવીએ પોતાના સ્વામિને ઉંઘતા જોઇ તેમની ઉંઘના વખતનો લાભ લઇ ઝટપટ જવાબ આપી દીધો હતો કે "મહારાજ કયારનાએ તે તરફ ગયા છે."

કમળાએ નિદ્રાવશ થયેલા પતિને પ્રાતઃકાળમાં શું જવાબ દેવો તેનો વિચાર બરાબર ઘડી રાખ્યો હતો.

પતિએ જાગૃત થઇ પલંગ ત્યાગ કરવાની તૈયારી કરી કે તરતજ કમળાએ પ્રેમનો ખોટો ડોળ બતાવી, ચરિત્ર જાળ પાથરી વારંવાર મહારાજાને પાછા પલંગવશ કીધા હતા.

પ્રતિદિન પ્રાતઃકાળે સાડા પાંચ વાગે ઉઠવાનો મહારાજાનો વખત નક્કી થયેલો હતો, આજે પોણા આઠ થયા હતા, છતાં હજુ સૂધી મહારાજાનાં દર્શન પણ થયાં નથી.

મહારાજા ચિત્રસેન કમળાદેવીના નેત્ર કટાક્ષથી વશ થયા હતા અને ભુજલતાઓથી બંધાયા હતા, એટલે મહેલ બહાર થઇ રહેલા કલ્પાંતનું તેમને શ્રવણ થયુંજ નહિ.

ખરેખર ! સ્રીના કટાક્ષ બાણ સ્હામે કયા વિર પુરૂષે જય પ્રાપ્ત કર્યો છે ? જપી, તપી, સન્યાસી, સાધુ, સેવડા, ભોગી અને જોગી સર્વ કોઇ તેના સ્મિતહાસ્યમાં ઘાયલ થઇ રીબાય છે અને પછી સદાને માટે તેના દાસ થાય છે.

નારી તણા નયનો નિહાળી,
સર્વ ઘેલા થાય છે;
વિદ્વાન કે ગુણવાન હો,
ધનવાન પણ લોભાય છે.

* * * *

રંક રાય અમીર નિર્ધન,
નિત્ય તેને ચ્હાય છે;
શુરવીર દેતા શીર રણમાં,
દાસ એના થાય છે.

* * * *

વકીલને બેરીષ્ટરો,
બાહોશ બહુ કહેવાય છે;
પણ પ્રેમદાની પાસ,
હાજી હાજી કહેતા જાય છે.

* * * *

અધીકારથી ઇન્સાફ દે' ને,
મૂછપર લીંબુ ઠરે;
રેવા રશિક તે રાંકડા થૈ;
નારિ ત્રાસે ટળવળે.

સવા આઠ વાગ્યા, નગરના આગેવાનો તથા અમલદાર લોકો એ વિચાર કરી, સંપથી શોકનાં વાજીંત્ર વગાડયાં, અને કોલાહલ મચાવ્યું.

મહારાજા ચિત્રસેનના કર્ણપર આ દુઃખમય ધ્વનિ પડયો, એટલે તર્ત તેમણે પલંગ અને પ્રિયાનો ત્યાગ કર્યો.

કમળા દેવીનો અત્યંત આગ્રહ તેમણે સ્વિકાર્યો નહિં, અને એકદમ તેઓ બહાર આવ્યા

મ્હારા વ્હાલા સામંતો, ગૃહસ્થો, અધિકારીયો અને સર્વ શુભેચ્છ મંડળ, મને આશ્ચર્ય સાથે કહેવું પડે છે કે, આ શું ધતિંગ છે? અને શા માટે આ પ્રમાણે પ્રજામાં અશાંતિ પ્રસરી છે?

સર્વ લોકો સ્તબ્ધ થયા, અરે આ શું ! મ્હારાજ તો આ વાત જાણતાજ નથી ! ત્યારે હમણાંજ સિંધુસદન તરફ ગયા એ વચનો કહેવામાં મહારાણી કમળાદેવીનું કપટ છે કે શું ?

ખાનગી કારભારીએ નમ્રતાપૂર્વક શોક સાથે કહ્યું મહારાજ! શું કહીએ ! કહેતાં અમારી જીભ ઉપડતી નથી.

અરે પણ છે શું ? કોઇ દુશ્મનો દેશપર ચઢી આવ્યા છે? કે રાજમાં કંઇ ઉથલપાથલ થવા જેવાં ચિન્હ માલુમ પડે છે? જે હોય તે સત્વર કહો મારૂં મન તે શ્રવણ કરવાને અત્યાતુર છે. મહારાજા ચિત્રસેને અધિરા હૃદયથી પૂછયું.

મહારાજ ! આપનાં પરમ પવિત્ર પુત્રી સદગુણી બહેન વસંત બા..................

કહો ? કહો ? શું છે ? વસંતની તબીયત વધુ બગડી છે કે શું ? કારભારોના વચમાંજ રાજા બોલી ઉઠયા.

ના, મહારાજ ! તેવું નથી, પરંતુ તેથીએ વધુ દુઃખદાયક સમાચાર છે, તે એ છે કે વસંતબાનું હરણ થયું છે! અને સિંધુસદન આગળ સેંકડો યોદ્ધાઓ મરણને શરણ થયા છે.

હેં ! શું મારી વહાલી વસંતનું હરણ થયું ? પાપી જયમલ ફાવી ગયો ? મારી ગરીબડી ગાય કસાઇના હાથમાં ગઇ? ત્યારે મને જલદીથી આ સમાચાર કેમ પહોંચાડયા નહીં ? મહારાજા ચિત્રસેન વસંતની થયેલી દુર્દશાથી દુઃખી થઇ મુર્છા ખાઇ પૃથ્વી ઉપર પડયા.

એક તરફ શોકાતુર વદનથી કમળાદેવી બેઠી હતી, તેનું રૂદન અને શોક માત્ર લોકોને દેખાડવા પુરતોજ હતો. અને બીજી તરફ નાગરિકોનાં હૃદય રાજય ભકિતને લીધે રડતાં હતાં.

કારભારીએ અને બીજા અધિકારી લોકોએ ધીરજ આપી મહારાજને સચેત કર્યા.

કહો ? મ્હારા શાણા અને રાજભક્ત બહાદુરો હવે વસંતને મેળવવાને આપણે શું પ્રયત્ન કરવું ? જો તમે તેજ વખતે મને આ ખબર આપી હોતતો કયારનો એ તે પાપીનો પત્તો મેળવી, તેના આ અધમ કૃત્યનો બદલો તેને આપી દીધો હોત. મહારાજ ચિત્રસેન.

પ્રભુ અમે તર્તજ આપને વરધી આપી હતી, પરંતુ મહારાણીજીએ કહ્યું જે તેઓ કયારનાએ સિંધુસદન તરફ ગયા છે, એટલે અમે લાચાર થયા હતા. સૈન્યપતિએ કહ્યું.

મહારાજાના મનમાં સાબીત થયું કે આ કાર્યમાં કમળાની ખુશી છે, અને તેણે મને વરધી ન આપતાં પરભાર્યો પ્રતિ ઉત્તર દઇ મને મોટા કષ્ટમાં નાખ્યો છે, પરંતુ હવે કરવું શું ? જો એને ઠપકો દેવા જાઉં તો કલેશ વૃદ્ધિ થાય છે. માટે હાલ તરત તો આંખ આડા કહાન કરી લેવાની જરૂર છે. અને વસંતની શોધ માટે જલ્દી તૈયારી કરવી, એજ શ્રેયસ્કર છે.

એક દ્વારપાળ દોડતો આવ્યો, અને કહેવા લાગ્યો મહારાજ તુરંગ તોડી તેમાંથી બે કેદીઓ ન્હાસી ગયા છે, તથા ત્રીજો એક ન્હાસતાં નગર બહારથી છરાથી ઘાયલ થઇ પકડાયો છે.

બીજા અધીકારીઓ અને રાજા આ ઉપરાઉપરી શોકજનક સમાચાર શ્રવણ કરી આશ્ચર્યવાન થયા. નગરમાં હડતાળ પડી અને વસંતના ઉપરની પ્રીતિ તથા રાજાની લાગણીથી પ્રજા વર્ગમાં તમામ વ્યહવાર, રોજગાર બંધ કરવામાં આવ્યો હતો.

રાજમાં સર્વ સ્થળે શોક ! શોક ! ! અને શોકજ દેખાવા લાગ્યો. રાજા અને પ્રજા વચમાં બહુ સારો સંબંધ હોવાથી ઉભય પક્ષમાં આ શોકની પધરામણી થઇ અને જરિયનનો વાવટો ઉતારી કાળો વાવટો ચઢાવવામાં આવ્યો.

એક દિવાનખાનામાં ભૂમિ ઉપર પડીને અશ્રુપાત કરતા રાજાના દુઃખનો પાર રહ્યો નહિ. તેમનું હૃદય રડતું હતું, રાણી તેમને સમજાવતી હતી; પરંતુ કમળાદેવીનું સમજાવવું કેવા પ્રકારનું છે, તે તે સમજતા હતા.

હાય ! હાય ! ! મારી સઘળી આશાઓ નિષ્ફળ ગઇ. વસંત ! બેટા વસંત ! ! મ્હારી વ્હાલી વસંત ! ! ! જન્મથી મરણ પર્યંત તું દુઃખમાંને દુઃખમાંજ રહી, તને સુખનજ મળ્યું !

વેહેવાઈને સમજાવી, તેમનું મન મનાવી કે પછી જામાત્રને પ્રસન્ન કરી થોડા વખતમાં તને પતિગૃહે મોકલવાનો ઉદ્દભવેલો મારો વિચાર તે નકામોજ થઈ પડયો.

તારા મનની આશાઓ મનમાંજ સમાઇ ગઇ અને તારે પરવશ થવું પડયું.

તે મને પૂછે તો હું તેમને જવાબ આપું, સ્હેજ પણ પત્ર લખે તોજ મોકલું, આવી કમઅક્કલમાંને કમઅક્કલમાંજ આ સર્વ દુઃખ તને અને મને આવી પડયું છે. બેટા ! ક્ષમા કરજે, આ ત્હારા પાપી, માની અને પ્રમાદી પિતાને ક્ષમા કરજે !

બસ, એ પાપિણી આશાએજ મને ઠગ્યો છે, એના હાથમાંથી કોણ બચ્યો છે ? અને બચશે ?

शार्दूलविक्रीडितवृत्त.

आशा नाम नदी मनोरथजला-
तृष्णा तरङ्गा कुला ।
राग ग्राहवती वितर्क विहंगा-
धैर्य द्रुम ध्वंसिनी ॥
मोहावर्त सुदुस्तराऽति गहना-
प्रोत्तुङ्ग चिन्ता तटी ।
तस्याः पारगता विशुद्ध मनसो-
नन्दन्ति योगीश्वराः ॥

અર્થ:—આશારૂપી નદી–જેમાં મનોરથરૂપી જળ, તૃષ્ણારૂપી ચંચલ તરંગ, સ્નેહરૂપી મગર, વિતર્કરૂપી પક્ષીઓ તથા ધૈર્યરૂપી વૃક્ષનો નાશ થાય છે. જે મોહરૂપી ઘુમરીથી દુસ્તર અને અતિ ઉંડી હોય છે, અને જેને મોટી ચિંતારૂપી તીર હોય છે; તે આશા નદીના પારને પહોંચેલા અને શુદ્ધ મન વાળા મોટા મોટા યોગીઓ આનંદ પામે છે.

સંસાર ઉપાધીવાળા અનેક જીવો આ મહા કષ્ટકારક નદીમાં મારૂં-તારૂં કરી, હું અને મારૂં માની બેઠેલા, પ્રારબ્ધને ન સમજનાર અવિવેકી-અજ્ઞાનીજનો દુઃખી થાય છે.

છપ્પા.

નદી રૂપ યહ આશ, મનોરથ પૂરિ રહયો જલ;
તૃષ્ણા તરલ તરંગ, રાગ હૈ ગ્રાહ મહા બલ.
નાના તર્ક વિહંગ, સંગ ધીરજ તરૂ તોરત;
ભ્રમર ભયાનક મોહ, સબનકો ગહિગહિ બોરત.
નિત બહત રહત ચિત્ત ભ્રમિમેં, ચિંત્તાતર અતિહી બીકટ;
કહિ ગયે પાર યોગી પુરૂષ, ઉન પાયો સુખ તટ નિકટ.





# પ્રકરણ ૨૩ મું.



"સ્વામિજીનું સરઘસ અને પ્રેક્ષકોની હસાહસ."

हरिणीवृत्त.

शिव शिव महाभ्रान्ति स्थानं सतां विदुषामपि ।
प्रकृति चपला धात्रा सृष्टाः स्त्रियो हरिणीदृशः ॥
विजहति धनं प्राणैः सार्कं यतस्तद् वाप्तये ।
जगति मनुजा रागाकृष्टास्तदेक परायणाः ॥



અરે રે ! મહાન્ ખેદની વાત છે કે, બ્રહ્માએ નિર્માણ કરેલી સ્વભાવથી ચપળ એવી હરિણુ નયના સ્ત્રીઓ મહાત્માઓને તથા વિદ્વાનોને પણ મહા મોહ ઉપજાવીને ભ્રમમાં નાંખે છે. આ જગતમાં રાગ–પ્રીતિથી આકર્ષાયલા અને રાત દહાડો સ્ત્રી વિષે પરાયણુજ રહેનારા કામી પુરૂષો પોતાની પ્રીતિ પાત્ર સ્ત્રીને મેળવવા માટે ધનનો તથા પ્રાણોનો પણ ત્યાગ કરી દે છે.

શહેરમાં સઘળે શોક પથરાયો હતો, પનઘટ અને કુવા ઉપર વાર્તાલાપ કરતી નવયૌવના સ્ત્રીઓનાં નેત્રો અશ્રુથી ઉભરાતાં હતાં, ગલી કુંચી અને બજારોમાં, બગીચા અને ફરવા હરવાનાં સુંદર સ્થળોમાં, સઘળે વસંતનોજ વાતો ચાલતી હતી અને સર્વ કોઇ શ્રી હરિની પાસે તેના છુટકારાની પ્રાર્થના કરતાં હતાં.

સાંજના સવા ચાર વાગે એક અજાયબી ભરેલા દેખાવે બજારના મુખ્ય રસ્તા ઉપર દેખાવ દઇ, શહેરીઓને ચકિત કરી નાંખ્યા.

એક લશ્કરી બેન્ડ સર્વની આગળ શોકનાં ગીત ગરજાવતું ચાલતું હતું, બે બાજુએ બે કાળાં નિશાન-વાવટા ફરકતા હતા, એક ખટારાની વચમાં સ્થંભ ઉભો કરી તેના ઉપર એક બોર્ડ-પાટીયું ટીંગાવી તેના ઉપર નીચે મુજબની જાહેરાત ચિતરવામાં આવી હતી.

---

# જાહેર ખબર.

### અથવા

## અંધ શ્રદ્ધાળુઓને ઉપદેશ.

ઉપદેશક થઇ વ્યભિચાર કર્મ કરનારને ધિક્કાર છે !

ગુરૂ થઇ માતા અને ભગિની સમાન ગણાતી સ્ત્રીઓપર કુદ્રષ્ટિ કરનારાઓને ફિટકાર છે !

ભાવિક જનોનું ધન, અન્ન અને વસ્ત્ર લઇ તેમનાજ ઘરમાં કાળુ કરનારા કુતરાઓને પેંજારનો માર છે !

કામવશ થયેલા કુકર્મી બ્રાહ્મણ, સાધુ, ઉપદેશકો અને ગુરૂઓ માણસ નહિ પણ નર્ક કીટકની સમાન છે !

ભકિત, વૈરાગ અને જ્ઞાનની વાતો કરી હંસ જેવા શોભતા ઉપદેશકો, ગુરૂઓ અને સાધુઓ, હંસ નહિ પણ કાગડાઓની હાર છે !

બોલવાથી ઉલટું ચાલનારાઓને માંથે જમનો માર છે !

ભગતડાં ભેગાં કરી તાળી પડાવી લોકોમાં વાહજી વાહ કહેવડાવનારાઓ પણ જેમણે વ્યભિચાર કામાદિ દુર્ગુણો તજ્યા નથી તેવાઓને ધિક્કાર છે !

બગરૂપ ધરી ફરનાર પ્રપંચનાં પુતળાંઓને ફિટકાર છે !

જુઠું બોલનારા, રાગ-દ્વેષ રાખનારા અને અભિમાનને વશ થયેલા આંધળાઓને હજારવાર ફીટકાર છે ! ધિક્કાર છે ! ! અને તિરસ્કાર છે ! ! !

વિચાર કર્યા વિના, પરિચય કે કસોટી કર્યા વિના ગુરૂ કરશો તો આખરે પસ્તાવું પડશે.

તમારી વ્હાલી બાળાઓ કે સ્ત્રીઓને હદ ઉપરાંતની છુટ ન આપો.

તમારી સાથે પરિચયમાં આવનારા, બ્રાહ્મણ, સાધુ, ઉપદેશકો અને ગુરૂ એમનાથી સાવચેત રહેજો.

કિરતાલ લઇ નાચનારા, ઝભા પહેરી ફૂરનારા, માળાઓના ભારા પહેરનારા, ટીલાંથી આખું શરીર ચિતરનારા, કાન ટોપીઓ પહેરનારા, પગે ઘુઘરા બાંધનારા મોડેથી મીઠું મીઠું બોલનારા અને ઉપરથી શાંત દેખાતાઓથી સાવચેત રહેજો, નહિં તો પરિણામે પસ્તાવું પડશે.

ફેશનેબલ ડરેસ પહેરનારા, ઉપદેશમાં શ્રૃંગારરસ પીરસનારા, નાટકના જેવી એક્ટિંગ કરનારા, માત્ર ધનનેજ માટે નાચનારા, ક્રોધના ભંડાર, કપટના કોઠાર અને જુઠાઓના સરદાર જેવાઓથી સાવચેત રહેજો, નહિ તો તેમની સાથે નર્ક-માં ઘસડાવું પડશે.

વ્યસનમાં વળગી રહેલા, લોભના ભંડાર અને નિશ્ચય વિનાના નાદાનોને ધિક્કાર છે!

કામાંધ મદનાનંદજી મહારાજ અને અધર્મ પ્રવર્ત્તક આનંદી ભકતાણીને ધિક્કાર છે! ધિક્કાર છે!! અને ધિક્કાર છે!!!

---

આ પ્રમાણે સકટ મધ્યના સ્થંભ સાથે ટીંગાવેલી જાહેર ખબર વાંચી કેટલાએક તો પોતાની પાસે રહેલી ડાયરીઓમાં ઉતારી લેતા હતા.

પ્રિય પાઠક! આપ પણ વિલંબ ન કરતાં ડાયરીમાં ન લખી લેતાં આપના હૃદયમાંજ આ જાહેરાતને ચિતરી લેજો, એટલુંજ નહીં પણ આપના ઇષ્ટમિત્ર અને બીજા સંબંધીઓને પણ તેમ કરવાને ભલામણ કરવી અને પ્રસંગ આવે તેને વાંચી વિચારી પ્રવૃતિ કરજો.

બાદ પોલીસ ચોકીની વચમાં બે ગધેડાંને બીલકુલ કાળા રંગથી રંગવામાં આવ્યાં હતાં અને તેમાંના એક ઉપર સ્વામિજી

મદનાનંદજી તથા બીજા ઉપર પરમ ધર્મનિષ્ઠ ભકતાણી આનંદી બાઇ એમ બંને જણને અવળે મોડે બેસાડવામાં આવ્યાં હતાં.

બન્નેનાં માથાં મુડી નંખાવ્યાં હતાં, તેમને કાળાં વસ્ત્ર પહેરાવ્યાં હતાં અને કંઠમાં ઉપાનનો હાર પહેરાવી કપાળમાં કામાંધની દશા—વ્યભિચારીનો વરઘોડો; એવા શબ્દો લખી કાગળો ચોંટાડયા હતા.

તેમની પાછળ નગ્ર પ્રજાનાં ટોળે ટોળાં, અમલદાર લોકો અને પોલીસ પાર્ટીઓ ચાલતી હતી.

ગોખ, ઝરૂખા, અગાસી અને બારીએ કે અટારીએ ચઢી નગ્રની સ્ત્રીઓ તથા પુરૂષો જોતાં હતાં અને પરસ્પર તાલી આપી આ ધર્મને બહાને અધર્મ આચરનાર પામરોની હાંસી કરતાં હતાં.

માણેકચોકમાં આ જંગી સરઘસને ઉભું રાખવામાં આવ્યું, અને દિવાન સાહેબ તથા બીજા અમલદારોએ હુકમ કર્યો. મદનાનંદ હવે ત્હારી છેલ્લી ઘડી છે, અલ્પ સમય પછી તું તથા આ કુલટા આનંદી બન્ને ફાંસીને લાકડે લટકી યમદ્વાર જનાર છો.

આખી જીંદગી તેં લોકોને લુંટવાનું અને ધુતવાનુંજ કામ કર્યું છે, તેથી તને મહા ઘોર રૌરૌ નર્કમાં નાખવામાં આવશે. પરંતુ હવે થોડી ઘડીને માટે લોકોના ઉપર ઉપકાર થાય, અને તારાં પાપની માફી મળે એવો પશ્ચાત, કે જે તારા મનમાં હાલ થતો હોય, તે સમગ્ર પ્રજાના લાભને માટે જાહેરમાં પ્રકાશ કર!

હાથ અને પગમાં લોહ લંગર ધારણ કર્યાથી જેમની આકૃતીઓ મલીન થઇ ગઇ છે, લોકોની ગાળો અને ફિટકાર જેમના ઉપર પડી રહ્યા છે, જેમની પાછળ કાંકરા અને ધુળની વૃષ્ટિ થઇ રહી છે અને સ્ત્રીઓ તથા પુરૂષો જેમને જોઇને થુંકે છે એવાં મહાત્માશ્રી મદનાનંદજી તથા ભકતાણી આનંદીનાં દર્શનાર્થે ભાગ્યેજ કોઇ નહીં આવ્યું હોય ?

દિવાન સાહેબ તરફથી બીજીવાર કહેવામાં આવ્યું કે મદનાનંદજી તું તારાં કરેલાં કુકર્મનો પસ્તાવો કર ! અને આ સર્વ ભોળી પ્રજા હવે પછી તારા જેવા લુચ્ચાઓથી તથા આનંદી જેવી લુચ્ચીઓથી છેતરાય નહિ તેવો ઉપદેશ કર.

ક્ષણવાર વિચાર કરી મદનાનંદે નીચે કરેલું મુખડું ઉચું કર્યું અને સર્વ જનમંડળ સામે જોઇ તેણે બોલવું શરૂ કર્યું.

જેની અંત સમયની વાણી શ્રવણ કરવાને અને સરઘસ જોવાને ચારે તરફ લગભગ દશ હજાર માણસ–સ્ત્રી અને પુરૂષોની ઠઠ મળી હતી.

સર્વ સજ્જનો, અધિકારીઓ આંધળા અને દેખતા ભકતો, ભકતાણીઓ અને અન્યજનો ! મને આશા છે કે, મારા અંતિમ ઉપદેશને નકામો ન ગણતાં તમો નોંધી લેશો અને અનુભવમાં મુકી મને કૃતાર્થ કરશો.

પ્રથમ અધમ દશામાં હતો છતાં પાછળથી જુગારી, વ્યભિચારી અને નીચ લોકોની સંગતમાંથી મુકત થઇ સાધુ સેવામાં મશગુલ થઇ મેં આ સ્વામિપદ મારે હાથેજ લઇ લીધું હતું.

હું ઇશ્વરને હાજર જાણી મર્ણ સમયે તેનાથી ડરીને કહુ છું કે, બાર વર્ષ પર્યંત મેં મારી વૃત્તિઓને યથેચ્છ રીતે વશ રાખી હતી.

અત્રે આવ્યા પછી કેટલાએક વખત બાદ આ કૂકર્મી કુલટા આનંદી ભકતાણીનો સમાગમ થયો. હું હિંમતથી કહું છું કે, મને આ સ્થીતિમાં લાવનાર આ વંઠેલ વ્યભિચારિણી ભકતાણીજ છે.

ખરેખર નીચની સંગતથી નીચજ થવાય છે !

## પદ.

વારૂ મારા વિરારે સંગ ન કરીએ નીચનો હોજી.
નીચની સંગે નીચપણું તો થાય;
નીચપણું તો નિસ્ચે નરક લઇ જાય.........વારૂ૦

**दुष्टतां दुष्ट संसर्गाद दुष्टमपि गच्छति ।**
**सुराबिन्दु निपातेन पंञ्चगव्य घटी यथा ॥ १ ॥**
**अणुरप्यसतां सङ्गो सद्‌गुण हन्ति विस्तृतम्‌ ।**
**गुण रुपान्तरं याति तक्र योगाद्यथा पयः ॥ १ ॥**

---

૧ અદોષિત વસ્તુ પણ દોષિતના સંસર્ગથી દુષ્ટતાને પામે છે. જેમ પંચગવ્યનો ઘડો એક દારૂના બિંદુથી દોષિત થઇ જાય છે તેમ.

૧ દુર્જનનો સંગ થોડો હોય તો પણ તે વિસ્તાર પામેલા સદ્‌ગુણને હણે છે. જેમ થોડા છાસના સંસર્ગથી દુધના રૂપ અને ગુણ ફરી જાય છે તેમ.

हंसोऽध्वगःश्रममपोह यितुं दिनान्ते- ।
कारण्ड काक बकं कोक कुलं प्रविष्टः ॥
मूकोऽयमित्युप हसन्ति लुनन्ति- ।
पक्षान्नीचाश्रयोहि महतामपमान हेतुः ॥ २ ॥

ભારતમાં મારા જેવા દાંભિક લુંટારા અને અધુરિયાઓથી મોટું નુકશાન થશે. લોકો ખરા ધર્મને, ભકિતને અને જ્ઞાન વૈરાગને ભૂલી અન્ય ઇન્દ્રિયારામી ધર્મમાંજ પ્રવૃત્ત થશે.

મારા જેવા નીચ બુદ્ધિવાળા, મનપર અંકૂશ ન રાખનારા અને પ્રપંચથી પાથરેલી જાળમાં જગતને ફસાવનારા ઉપદેશકો, ગુરૂઓ, બ્રાહ્મણો અને સાધુઓનો એકદમ ત્યાગ કરો અને સુખી થાઓ.

मूर्खानंदं परमदुखदं केवलं मूढ मूर्त्ति ।
तत्वातीत त्रुवफलं सहसं दुष्टकर्माभिलक्षं ॥
दंभंनित्यं समल सचलं अज्ञधीवंचभूत ।
मायाकीटं द्वीगुण सहित कुगुरुत्वरध्यजामी ॥ १ ॥

---

૨ માર્ગમાં ચાલતો કોઇ હંસ, પોતાનો શ્રમ ટાળવાને સાયંકાળે કારંડ, કાગડા, બગલા અને ચક્રવાક પક્ષીઓના ટોળામાં પેશી ગયો. તે વખતે એ પક્ષીઓ 'આ મૂગો છે' એમ ધારી ઉપહાસ્ય કરવા લાગ્યાં અને તેની પાંખોને છેદવા લાગ્યાં. તેથી મોટા પુરૂષોને નીચનો આશ્રય અપમાનનોજ હેતુ છે; એ સ્પષ્ટ છે.

૧ મુર્ખાનંદ એટલે મુર્તિમાન મુર્ખના છોકરા, ( અકકલ વગરનાને આનંદ પમાડનારા ) પરમ દુઃખદાયક અને કેવળ ( સાક્ષાત ) મૂઢ મુર્તિ તત્વ પદાર્થથી રહિત એવા અને ત્રુનાફળ જેવા એટલે ઉપરથી સારા રૂપાળા પણ અંદર ખાનેથી મહા કનિષ્ટ દુષ્ટકર્મમાં વૃત્તિવાળા હમેશાં દંભરૂપ વાળા, નાના પ્રકારના મળથી ભરેલા અને દરેક વિષય ઉપર જેમનું મન હમેશાં ચલાયમાન થયા કરે છે. તે અજ્ઞાનોના રાજા, બુદ્ધિમંદ પ્રાણીમાત્રને ઠગનારા, માયાના કીડા જેવા અને બે ગુણ સહિત ( રાજસ અને તામસ એ બે ગુણોએ ભરેલા ઉપરથી ટાપટીપ રાખા અંદરથી લુચ્ચાઇ તથા મોટાઇ વાળા ) એવા જે ક્રૂર ગુરૂ તેને ( ત્વરા ) જલ્દીથી મુકી દેવા જોઇએ.

પ્રેક્ષકો ! મને પુષ્પથી વધાવનારાઓ, મને ઇશ્વર સમાન માનનારાઓ, મને તન, મન અને ધન અર્પણ કરનારાઓ મારા ખોટા કે ખરા ગમે તેવા વચન ઉપર આંધળા થઇ હાજી હા કરનારાઓ, સમજો ! સમજો ! મારા જેવા અધમથી આપને ઘણું નુકશાન થયું છે, હું મારી નજરે જોઉં છું કે નગ્રમાં ભિક્ષા માટે જયારે હું જતો હતો, ત્યારે આ ચોકમાં હજારો સ્ત્રી પુરૂષો મ્હારાં દર્શન માટે ઉભાં રહેતાં, પુષ્પ વૃષ્ટિ થઇ રહેતી, અને હરરરર મહાદેવના મહા ઘોષ વચે હું હર્ષ પામતો પ્રયાણ કરતો.

ધિક્કાર છે મને ! ધિક્કાર છે મારા વેષને ! ધિક્કાર છે મારી વિદ્વતાને ! ધ્રિટકાર છે મારી ભકિતને ! ધિક્કાર છે મારા જ્ઞાનને ! ધિક્કાર છે મારા પ્રપંચી વૈરાગને ! ધિક્કાર છે મારા ઉપદેશને અને ધિક્કાર છે આ ભ્રષ્ટ રંડાને કે જેણે મને આ અધમ દસામાં લાવી મૂકયો છે.

ગુણસુંદરી ગુણની ખાણ છે, પરમ પવિત્ર સાત્વિક વૃત્તિની છે, પતિવૃતા છે, ધર્મનિષ્ઠ છે, ભકિત માર્ગમાં ઉંડી ઉતરેલી છે, જ્ઞાનસંપન્ન છે, વૈરાગ વૃત્તિવાળી છે, વેદાંતની અધિકારી છે અને મનને હુકમમાં રાખનારી છે.

મ્હારી ભલી બહેન ગુણસુંદરી, મ્હારી માતા ગુણસુંદરી મને મારા અપરાધને ક્ષમા કરનાર ગુણસુંદરી તારી દયા હશે તો નર્કના વિકટ કુંડમાંથી હુ જલ્દી બહાર નીકળી શકીશ, માટે મારા ચંડાળના અપરાધો સ્હામું ન જોતાં, મ્હારા ઉપર અમિદ્રષ્ટિ રાખી મને શુભાશિશ અર્પજે.

योद्दर्शयति सन्मार्गः शिष्ये विश्वासिते गुरुः ।
कुंभिपाके स्थिति तस्य यावच्चंद्र दिवाकरौ ॥

અર્થ:—જે ગુરૂના વિશ્વાસ ઉપર ચુસ્ત રહેલા શિષ્યો હોય, તેને તે ગુરૂ ખરાબ રસ્તો બતાવે તો તેવા ગુરૂને જયાં સુધી સૂર્ય, ચંદ્ર છે ત્યાં સુધી કુંભી પાક નામના નર્કમાં પડવું પડે છે.

અત્યાર સુધી ગધેડા ઉપર બેસી રહેલી આણંદીએ આંખો લુંછી નાખી, અને સર્વના સામે દ્રષ્ટિ કરી બોલી.

ભાઇઓ અને બહેનો, મારા જેવી નીચ પાપિણીની અંત સમયની વાતો સાંભળવાથી તમને નુકશાન નહીજ થાય, એમ

મારૂં માનવું છે, અને તેથી આ કુટિલ કામાનંદની સાથે હું પણ મારાં પાપનો પસ્તાવો જાહેર કરૂં છું કે જેથી દુનિયાંને ધડો લેવાનો મળે, અને બીજી બાળાઓ તથા યુવક કુમાર્ગે જતાં અટકે.

મને આ કુમાર્ગેમાં દોરનાર મારાં માત પિતા છે, અને તેથી હું નિડરપણે કહું છું કે તેઓને પણ મારી સાથે નર્કમાં આવવુંજ પડશે. કારણ પૈસાના લોભે વૃદ્ધ વરને પરણાવી અનર્થનું મૂળ કારણ તેમણેજ ઉભું કર્યું છે.

ભજન મંડળીઓમાં મંદિરોમાં, અને ધર્મને બહાને થતાં ધતિંગોમાં જવાની મને છુટ મળી, અને તેથીજ હું કુમાર્ગે ચઢી છું માટે તે પણ અનર્થનું કારણ છે.

પોપટની પેઠે થોડાંક ભજનો ગાવા લાગી, એટલે કેટલા એક આંધળા પુરૂષ અને સ્ત્રીઓએ, મને અતિ ઉ-તેજન આપ્યું: માટે એ પણ એક અનર્થનું કારણ છે.

કેટલાએક લુચ્ચા ઉપદેશકોએ મને કંઠીઓ બાંધી, અને મારૂં યૌવન તથા ધન હરિ લીધું તેથી એવા નિચ ઉપદેશકો પણ અનર્થનું મૂળ છે.

મને હજારવાર ધિક્કાર છે, મેં પાતિવૃત્તનો નાશ કર્યો, અને ભજનને નામે અધર્મનો કોટ કર્યો છે તેજ અધર્મરૂપ નર્ક કોટમાં મારે પડવું પડશે.

भर्तादेवो गुरुर्भता धर्मतीर्थ व्रतानि च ।
तस्मात्सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत् ॥
॥ याज्ञवल्क्य स्मृत्तौ ॥

અર્થ:—મહર્ષિ યાજ્ઞવલ્કય કહે છે કે—સ્ત્રીઓને પતિ એજ દેવ છે. તેમજ ગુરૂ, ધર્મ, તીર્થ, વ્રત સર્વ પતિજ છે માટે સર્વ નો ત્યાગ કરોને એક પતિનુંજ પૂજન કરવું.

अहो सर्वै परित्याज्या पुंश्चलीच विशेषतः ।
धनायुः प्राणयशसां नाशिनी दुःखदायिनी ॥
निष्कृतिः कर्मभोगान्ते सर्वेषामस्ति निश्चितं ।
नपुंश्चलीनां विप्रेन्द्र यावच्चन्द्र दिवाकरौ ॥
॥ ब्रह्मवैवर्त कृष्णजन्मखंड ॥

અર્થ:—અહો સર્વેએ ધન, આયુષ્ય, પ્રાણ અને કીર્તિનો નાશ કરનારી પુંશ્ચલીને ત્યાગ કરવી જોઇએ. સર્વ કર્મ થયા પછી તેનું પ્રાયશ્ચિત (પાપમાંથી છુટવાનું કર્મ) હોય છે પણ જયાં સુધી સૂર્ય ચંદ્ર રહે ત્યાં સુધી પુંશ્ચલી પાપથી છુટતી નથી.

**व्यभिचारात्तु भर्तृस्त्रीलोके प्रानोति निंद्यताम् ।**
**शृगालयोनिंचाप्नेति पापरोगैश्च पीड्यते ॥**

**॥ मनु० अ. ९ ॥**

અર્થ:—પતિથી વ્યભિચાર કરવાથી (બીજાની યારી કરવાથી) સ્ત્રી લોકોમાં નિંદા પામે છે અને મુઆ પછી શિયાલ થઇને પાપ અને રોગથી પીડાય છે.

ભારત વાસીઓ, મ્હારા વ્હાલા બંધુઓ પ્રથમથી કોઇ કુછંદી હોતું નથી, પરંતુ ધર્મને નામે ઢોંગ કરી ફરનારાઓના સમાગમમાં આવતાં, તેમનાં કનિષ્ટ પરમાણુઓ અને કુચાલો તથા તેવાજ ઠાઠમાઠના દેખાવોથી મારા જેવી પોચા દીલની પ્રેમદાઓ પાપ કુપમાં પડે છે. અને બીજી હજારો સ્ત્રીઓ અને કામવશ થયેલા યુવક-આંધળાઓને દુઃખથી ઉભરાતા કુંવામાં પાડે છે.

**મનહર.**

ધર્મનાં ધતિંગ વધ્યાં, વધ્યા સાધુ સંત અતી;
વધ્યાં પારા ગોરજીઓ, અને જોગી જતી છે.
વેદ શાસ્ત્રને પુરાણ, વધ્યાં કથાને કુરાન;
માળાને ટીલાં વાળા ભગત કયાં કમની છે.
પંથ ગ્રંથ વધ્યા અને સમાજો સ્થપાઇ અતી;
કહે રેવાશંકર તોલામાં, સાચી રતી છે.

* * * * *

નાટક ચેટક વધ્યાં, લટકાં ચટકાં અતી;
વાજાં વાળા વ્યાસ, હરદાસ કયાં કમતી છે.
રામ કૃષ્ણ કેરી વધી, જગમાં લીલાઓ અતી;
મંત્ર તંત્ર સિદ્ધ બળ, કેરી વધી ગતી છે.
મેસ મેરીઝમ કરનાર, વધ્યા જાદુગર;
કહે રેવાશંકર, અંતે તો દુર ગતી છે.

પ્રિયપાઠક ! મદનાનંદજી અને ભકતાણી આણુંદીબાઇએ પોતાનાં પાપનો પસ્તાવો કર્યો, લોકોને બોધ આપ્યો, અને છેવટે સર્વ સ્ત્રી પુરૂષોની પાસે હાથ જોડી માફી માગી.

લોકોની કોલાહલ અને ભીડ વચમાંથી આ સરઘસ આગળ ચાલ્યું અને નગ્ર બહાર તૈયાર કરી રાખેલી જગ્યાએ ફાંસીનાં બે લાકડાં પાસે તેમને લઇ જવામાં આવ્યાં.

સમય પૂર્ણ થવા આવ્યો હતો, જડજમેંટમાં લખ્યા પ્રમાણે–હજુર હુકમ પ્રમાણે તેમને ફાંસી દેવાનો સમય થયો હતો, માટે ત્વરાથી બન્નેને ફાંસીના પાટીયા ઉપર ચઢાવવામાં આવ્યાં.

ગળામાં દોરી નાખી અને અધર્મ કર્મ કરનારને માટે ક્રોધ રૂપ ચંડાળ આવી હાજર થયો.

અધિકારી લોકોએ કહ્યું તમે બન્ને તમારા માલિકનું સ્મરણ કરી લો, એટલે તર્ત ટોપી પહેરાવી તમને દેહાંતદંડ દેવામાં આવશે.

આણુંદી બોલી ઉઠી સ્વામિજી અંત સમયને માટે કંઇ સારૂ પદ સંભળાવો કે વૃત્તિ રૂપ હસ્તિ હરિચરણમાં સ્થિર થાય.

આણુંદી હરિ કંઇ એવો ઘેલો નથી કે આપણા જેવાં કુકર્મિઓને પોતાના ચરણમાં બોલાવે, આણુંદી આપણુ બન્નેને માટે કુંભીપાક જેવું ભયંકર નર્ક તૈયાર છે, દુનિયામાં જે કોઇ આપણા જેવી વૃત્તિ રાખશે તે તે કુભી પાકમાં આપણુને મળશે, કારણ સૂર્ય, ચંદ્ર રહેશે ત્યાં સુધી આપણે તે ભયંકર નર્કનાં કષ્ટો સહન કરવાં પડશે. મહાત્મા મદનાનંદજીનાં આ વચનો શ્રવણ કરતાં બરાબર આણુંદી ધ્રૂજી ઉઠી.

હાય ! હાય ! આવું અસહ્ય દુઃખ ત્યાં વેઠવું પડશે. અરે રે કેમ સહન થશે ? અલ્પ સમયના ઇંદ્રિય સુખને માટે કલ્પ પર્યંતના મહા દુઃખને વ્હોરી લીધું. મને મહારાજને અને અમારા પરિચયમાં અમને આ રસ્તે ચઢાવનાર, અને મદદ કરનાર સર્વને ધિક્કાર છે.

મંદનાનંદજીનું અંતિમ પદ અને ફાંસીથી પ્રાણ ગમન.

## રાઝિંઝિટ તાલ દાદરો.

નામજ આધાર હું તુંજ દ્વાર દોડી આવ્યો.

નાથ પ્રીતિ પુષ્પ કંઇ,
મુજ હૃદયથાળ માંહિં નથી;
નથી વૃત્તિ ઝારી ભક્તિ,
વારીએ ભરી લાવ્યો................નામજ.

* * *

કપટ કંઠી બાંધિ કંઠ,
દંભ તિલક સાંધિ ભાલ;
લુબ્ધાનો એરખો લઇ,
હાથમાં ધુમાવ્યો.......................નામજ.

* * *

જગ ગુલામ બની આમ,
અટવાયો આડી વાટ;
માયાને મોહે નાથ !
ખૂબ છે ફસાવ્યો.......... ...........નામજ.

* * *

કયાં હું જાઉં ? કો'ને કહું ?
કોણ વાત ધરે કાન ?
વિપત્તિ બોજ પાઃ પદ્મ,
પાસ છે ઝુકાવ્યો........................નામજ.

* * *

તું મુજ વિશ્રામ ધામ,
તું મુજ આરામ રામ ?
તૂંજ પૂર્ણ કામ એજ,
નિશ્ચય લગાવ્યો............. .. ..... નામજ.

* * *

તું મુજ નિર્બળની પાંખ,
આંખ આંધળાની હરિ !
પાંગળાની લાકડી,
પરંપરા કહાવ્યે!............ ........નામજ.

* * *

તુજ વિના દયાળ મુજ,
વિરામનું ન ધામ કોઇ;
જગથી જે ભાગ્યો રોઇ,
તેને તેં હસાવ્યો........................નામજ.

—*********—



# પ્રકરણ ૨૪ મું.

"જયમલની જીત અને ગંભીર ગીત."

धर्मः प्रव्राजितस्तपः प्रचलितं सत्यंच दूरेगतं ।
पृथ्वी मंदफला नराः कपटिनश्चित्तंच शाठ्योर्जितम् ॥
राजानोऽर्थपरा न रक्षण पराः पुत्राः पितुर्द्वेषिणः ।
साधुः सीदति दुर्जनः प्रभवति प्राप्ते कलौ दुर्युगे ॥



આ ખરાબ કળિયુગ પ્રાપ્ત થયો; એટલે ધર્મ નાશ થયો, તપ ચળાયમાન થયું, સત્ય દૂર ગયું, પૃથ્વી સૂક્ષ્મ ફળવાળી થઇ ગઇ, પુરૂષો કપટી થઇ ગયા, ચિત્ત લુચ્ચાઇથી યુકત થયાં. રાજાઓ દ્રવ્ય સંપાદન કરવામાં તત્પર રહેતાં લોકોનું રક્ષણ કરીશકયાં નહીં,-( રક્ષણ ન કરનાર થયાં ) પુત્રો પોતાના પિતાની સાથે દ્વેષ કરનાર થયા, સાધુ પુરૂષો નાશ પામ્યા, અને દુર્જન માણસો ( પુરૂષો ) સમર્થ થયા છે.

ક્રૂર કળિકાળના પ્રથમ પાદમાંજ આ વિચિત્ર ફેરફાર થયેલો નજરે પડવા લાગ્યો.

ધર્મનિષ્ઠ, સતિ, પતિવ્રતા અને સદાચરણથી ચાલનાર સ્ત્રીઓ ઉપર આપૂત અને અધર્મી પુરૂષો તથા દુરાચરણિ સ્ત્રીઓ આનંદ માને છે. અહા ! કેવો જાદુઇ જમાનો !

રાજાઓ પોતાની ફરજ બજાવવામાં અકુશળ થયા એટલે દુર્જન લોકો દરેક કાર્યમાં ફતેહ મેળવવા લાગ્યા.

પોતાના પિત્રાઇ ભાઇની પુત્રી ઉપર કુબુદ્ધિ કરનાર, તેનું હરણુ કરનાર અને પ્રેમીઓને વિયોગાગ્નિમાં બાળનાર જયમલે,

**॥ देहंपातयामि किंवा अर्थं साधयामी ॥**

" દેહુ પડે કે અર્થ સરે " એવા નિશ્ચયપર આવી એકદમ સમુદ્રમાં કુદકો માર્યો હતો.

પ્રેમપાઠ પઢતાં પીસ્તોલની ઝેરી ગોળીના ઝખમથી ઘાયલ થયેલી–બેભાન થયેલી અને સમુદ્રવશ થયેલી વસંતે સમુદ્રનાં દુઃખદ મોજાંઓને શરણુ થઇ પ્રયાણુ કર્યું હતું.

શિરને સાટે સમુદ્રમાં પડી, સાચાં મોતી ( વસંત ) મેળવવાને આતુર જયમલ ઝડપ બંધ તેની પાછળ પાણી કાપતો જતો હતો.

બહાદુર જયમલે મહા પ્રયત્ને કરીને ત્રણુ માઇલ આગળ જઇ અરણ્યના એક ભયંકર કિનારા આગળ વસંતને પકડી તે શબવત્ હતી. શ્વાસોશ્વાસ ક્રિયા બંધ થઇ ગઇ હતી, આંખોના ડોળા ફરી ગયા હતા અને ઝખમમાંથી રૂધીર ટપકતું હતું.

જયમલ નિરાશ થયો, વસંત મર્ણ પામી છે, હવે તેના શરીરને શું કરવું ? અત્રેજ પડતું મુકવું ? કે અગ્નિ સંસ્કાર કરી જવું ?

અલ્પ સમય વિચાર કરી તેણે એક સ્તુતિ પાત્ર વિચાર ઘડી કાઢયો.

ગમે તેમ હોય ! તેનું મર્ણ થયું છે તેમાં શું થયું ? પરંતુ મારા યોદ્ધાઓ શું જાણુશે કે મેં આ ભયંકર કાર્યમાં વિજય મેળવ્યો છે ? માટે વસંતના શરીરને ઉપાડી ત્વરાથી ગુફા સ્થાન તરફ જવું એજ સુખકર છે અને ત્યાં ગયા પછી સર્વની સંમતિ પ્રમાણે કરવામાં કંઇજ વાંધો નથી.

જયમલ વસંતના શરીરને સ્કંધપર મુકી, કેસરી ( સિંહ ) જેમ શિકારને લઇ ભાગે છે તેમ નાઠો. જંગલમાં આડા અવળા પહાડી ટેકરા ચ્હડતો અને ઉતરતો બીજે દિવસે સાંજના તે પોતાના સ્થાનમાં દાખલ થયો.

જયમલે ગુફાદ્વારમાં પ્રવેશ કર્યો ત્યાં હાજર રહેલા યોદ્ધાઓએ તેને પ્રેમસહ માન–આવકાર આપ્યો અને તેની થયેલી ફતેહ જાણી સ્તુતિ કરવા માંડી.

એમ ક્રમે ક્રમે સર્વ તરફથી માન અને પ્રસંશાના અત્યુત્તમ શબ્દો શ્રવણ કરી હર્ષ પામતો જયમલ વસંતસહ એક ભવ્ય દિવાનખાનામાં દાખલ થયો અને એક સુંદર પલંગના ઉપર વસંતને સુવાડી હર્ષ અને શોકવશ થયેલો તે એક આરામચેર ઉપર પડયો.

જોરાવરસિંહ આવ્યો. સરદારને ઝુકી ઝુકીને ત્રણવાર નમન કરી બોલ્યો. મહારાજ ! આપના અકથનિય પ્રયત્નનું ફળ શું આવ્યુ છે ?

જોરાવર પ્રયત્નમાં નિષ્ફળ થવાય એમ તો બનેજ નહિ પરંતુ વિધિએ મને દગો કર્યો છે, ઠગ્યો છે, અને છેવટે નારાજ કરી નાંખ્યો છે. જયમલે કહ્યું.

મહારાજ ! ત્યારે શું તેનું મર્ણ થયું છે ? જોરાવરે પૂછ્યું.

હા, તે છતાં પણ તારે તપાસ કરવી હોય તો આ પલંગ ઉપર તે પદ્મિનીની પધરામણી કરી છે, તપાસી જો. જયમલે નિશ્વાસ નાખી કહ્યું.

જોરાવરે પલંગ તરફ જઇ તપાસ કરી. તેને સહજ શંકા ઉત્પન્ન થઇ, થોડું માખણ લાવી તાળવે ઘસી જોયું તો માલુમ પડયું કે, વસંતના શરીરમાં જીવ છે. આ વાત તેણે પોતાના સરદાર જયમલને જાહેર કરી. જયમલના હર્ષનો પાર રહ્યો નહિ અને એકદમ તેના ઉપચારો કરવામાં સર્વ મંડળી રોકાઇ.

થોડેક દુર એક ઓરડામાં પલંગના ઉપર ઘાયલ થઇ પડેલો એક વીર પુરૂષ શુદ્ધિમાં આવ્યો, પાસે રહેલા યોદ્ધાઓને તેણે પૂછ્યું. ભાઇ ! તમો સર્વે કોણ છો ? મને અત્રે કોણ લાવ્યુ છે ? અને આ કયું સ્થાન છે ? તે સત્વર કહો ?

હે મનોહર કાંતિવાળા યુવક ! તું શાન્ત થા, ગભરાવાનું કારણ નથી, અત્રે તને જરા પણ ડરવાનું નથી. આ સ્થાન મહારાજ જયમલસિંહનું છે અને તેઓ સાડી પાંચસો બહાદુર બહારવટીઆ–યોદ્ધાઓના સરદાર છે. ઘણા રાજાઓને તેણે જેર કર્યા છે, તેનું નામ સાંભળતાં શત્રુઓ પલાયન કરી જાય છે અને અમે સર્વ તેમના તાબેદાર છીએ.

સિંધુસદન આગળની અમારી જબરી ઝપાઝપી વખતે રણ

વશ થએલા યોદ્ધાઓનાં મુડદાં લાવવામાં આવ્યાં હતાં તેમાંથી તું મળી આવ્યો છે. તને જીવતો જાણી અમારા કપ્તાન જોરાવર સિંહે તારી સારવાર કરવાનું કામ અમને સોંપ્યું છે, અત્યારસુધી તું બેભાન હતો તેથી અમને તારા જીવનની આશા નહોતી; હવે કંઇ ડરવાનું નથી અમારી પાસે એવી જડી બુટ્ટીઓ છે કે, ગમે તેવો સખ્ત ઝખમ પણ એક બે દિવસમાં રૂઝાઇ જાય છે અને હવે તેનો ઉપયોગ અમો કરીશું.

ચારે તરફ જબરા પહાડો આવેલા છે. નદી, નાળાં અને ખીણોની મધ્યમાં આ સ્થાન છે, જેની કુદરતિ બાંધણી એવી છે કે ઇન્દ્રાદિક પણ અત્રે આવી વિજય પ્રાપ્તિ કરી શકે નહિ. એક સરદારે કહ્યું.

ત્યારે તમારા સરદાર જયમલસિંહ ક્યાં છે? કેસરીએ પૂછ્યું.

અમારા સરદારે હાલ તરત એક ન બનવાજોગ અને ભયંકર કાર્યમાં ફતેહ મેળવી છે તેથી તે શ્રમ દૂર કરવાને તેઓ પોતાના એકાંત ભુવનમાં છે. અમારા કપ્તાન ત્યાં ગયા છે. સિંધુ સદન આગળ થયેલા રમખાણનું ફળ તેમને મળ્યું છે અને તે મેળવવાને તેમને ભયંકર સમુદ્રમાં ડુબકાં ખાવાં પડયાં હતાં. સરદારે કહ્યું.

એવું તે કયું ફળ છે ? કે જે મેળવવાને સમુદ્રમાં પડવું પડયું હતું ? કેસરીએ અધિરા થઇ પૂછ્યું.

તે ફળ દેવતાઓને પણ મળવું દુર્લભ છે. એક મનોહર સુંદરી, રાજકુમારો અને સ્વર્ગની સુંદરીઓનાં ભાન ભુલાવનારી તે એક રત્ન જેવી સ્ત્રી છે. સરદારે કહ્યું.

કેસરી વચમાંજ બોલવા જતો હતો એટલામાં તો જીતનાં વાજીંત્ર વાગ્યાં અને સર્વ કોઇ સરદારો–યોદ્ધાઓ તે ખુશાલીમાં ભાગ લેવાને જયમલસિંહના દિવાનખાના તરફ દોડવા લાગ્યા.

કેસરી એકલોજ રહ્યો, તેના અંતરમાં સંકલ્પ વિકલ્પોનો ઝઘડો શરૂ થયો. એ સ્ત્રી કોણ હશે ? એ જાણવાને તેનું હૃદય અધિરૂં થયું; પરંતુ તેને ધીરજ આપી તેણે પલંગમાં પડયાં પડયાં એક મધુર ગાન કર્યું.

## હરિગીત.

ક્યાં બંધુ એ પ્રીયતમા? ક્યાં સુખો એ અણમુલાં ?
વીસ્મૃતીના સાગરે પાછું ડુબ્યું શું મોતી હા ?
પ્રેમી ફુવારા થકી પ્રણયનાં બિંદુ ઉડે,
મોતીના લલિતાંગથી શત બિંદુ મોતી ના ઉડે.

* * * * * *

મોતી તું અણમુલનું પાક્યું કયા રત્નાગરે ?
માની લીધું ઉરનું, એ માન્યતાની સિદ્ધિ શે' ?
છીપથી જે નિકળ્યું જ્યોતિ પૂર્ણ જગાવીને,
મોતી મોંઘું એ કદી અદ્રશ્ય પાછું છીપે બને ?

* * * * * *

મોતી એક મળે યદિ, અન્ય માનવી ન્હાય છે;
મોતી એકજમાં મને સંતોષ પૂરો થાય છે.
મોતી તું ક્યાં છે પડ્યું ? ક્યાં રહ્યું તુજ દિલ છે?
લાડમાં રીસાઇ તું છુપાઇ શું રત્નાગરે ?





## પ્રકરણ ૨૫ મું.



"કેસરીને અધિકાર અને સુંદરીની સંભાળ."

**ब्रह्माण्ड मण्डलीमात्रं किं लोभाय मनस्विनः ।**
**शफरी स्फुरिते नाब्धेः क्षुब्धता जातु जायते ॥**



આ માત્ર બ્રહ્માંડનું મંડળ મનસ્વી પુરૂષને શું લોભને અર્થે થાય છે. (અર્થાત્ આ બ્રહ્માંડ આપી દેતો પણ શું મનસ્વી પુરૂષ લોભાય છે?) એક માછલીના ફરકવાથી શું કદી સમુદ્ર ક્ષોભ પામે છે?

બહારવટીઆ લોકોના ભયંકર અને વિકટ સ્થળમાં આનંદનાં વાજીંત્ર વાગતાં હતાં, પહાડી ટેકરાઓની વચમાં આવેલું આ સ્થાન દેવતાઓને પણ ભાન ભુલાવે તેવું હતું, ક્રમે ક્રમે ઉંડા ઉતરવાના રસ્તાઓ એવા તો વિચિત્ર હતા કે અજાણ્યો માણસ તો તેમાં જઇ કે પાછો આવી શકેજ નહીં.

ભુલ ભુલામણીના જેવી સ્થિતિ આ રસ્તાઓની હતી. એટલુંજ નહીં પણ ભોંયરાંઓમાં જેમ જેમ ઉંડા ઉતરતા જઇએ તેમ તેમ એક ઓરડામાંથી બીજામાં જતાં વચમાં મોટી પાણીથી ભરેલી નહેરો ઓળંગવાની આવતી હતી, તેના ઉપર મુકેલા પુલ ને જરૂર વખતેજ રાખી લેતા અને આવજાવ થઇ ગયા પછી ઉપાડી લેવામાં આવતો હતો.

જમીનમાં એક પછી એક એમ ચાર ભોંયરાં ઉંડા ઉતર્યા પછી, એક વિશાળ અને મનોહર જગ્યા હતી, કે જે ખાસ સરદાર અને તેમના અધિકારીઓને માટે નિર્માણ કરવામાં આવી હતી.

આટલે ઉંડે ઉતર્યા પછી પણ તેમાં સૂર્યનાં કિરણો અને પ્રકાશ પુરેપુરો આવતો હતો, એ તેની બાંધણીની ખુબી હતી.

એક દિવાનખાનામાં નૂતન પોશાકને ધારણ કરતો કેસરી સ્વમનને કહેવા લાગ્યો.

જયમલ મને કપ્તાનપદ આપે છે, તે સ્વિકારી મારે શું કરવું ? તેમની સાથે રહી લુંટફાટ કે ચોરીઓ કરવી ? પરસ્ત્રીઓનાં હરણ કરવાં ? અને અધર્મથી દ્રવ્યોપાર્જન કરી ઉદર ભરવું ? ના ના ! સ્વપ્ને પણ તેમ બનનાર નથી, સો લાંઘા થશે તોપણ સિંહ ઘાસ ખાસે નહીં.

### शार्दूलविक्रीडित वृत्त.

क्षुत्क्षामोऽपि जराकृशोऽपि शिथिल प्रायोपिकष्टांदशा-
मापन्नोऽपि विपन्न दीधितिरपि प्राणेषु नश्यत्स्वपि ।
मत्तेभेन्द्रविभिन्नकुम्भपिशित ग्रासै कबद्ध स्पृहः
किं जीर्ण तृणमत्ति मान महतामग्रेसरः केसरी ॥

અર્થ:—ભૂખથી દુર્બળ થઇ ગયેલો, ઘડપણથી કૃશ થયેલો, ક્ષીણ શકિતવાળો, અતિ કષ્ટ દશાને પામેલો અને તેજ વિનાનો થયેલો સિંહ કે જેને, મોટા મોટા મદોન્મત્ત હાથીઓનાં કુંભ સ્થળો ફાડીને, તેમાંથીજ કોળીઆ ભરવાની ઇચ્છા બંધાયલી છે ને જે માનીઓમાં શ્રેષ્ઠ છે, તે સિંહ, પ્રાણાંત સમયે પણ શું સૂકું ઘાસ ખાય છે ? અર્થાત્ ખાતો નથી.

તાત્પર્ય:—જેમ માની સિંહ પોતાના ભક્ષ્ય માંસને છોડીને પ્રાણાંત વખતે પણ રસ રહિત ઘાસને ખાવા રૂપ નીચ કર્મ કરતો નથી, તેમ માની પુરૂષોએ પ્રાણાંત સમયે પણ નીચ કર્મ કરવું નહીં.

પરંતુ હાલ તરત તેમની મરજીને સ્વાધિન થયા વિના છુટકો નથી, કારણ આ ભયંકર સ્થાનમાં જવા આવવાના માર્ગોથી

હું અજાણુ છું, એટલે કયે સમયે અને કેવા રીતે આ બલામાંથી મુક્ત થવું તે સમજાશે નહીં.

પથ્થર તળે હાથ આવે તેને કળે કરીનેજ કાઢવો, બળ કરવા જતાં હાથ તુટી જાય છે. માટે હાલ તરત ઉતાવળ કે ઉદ્ધતાઇ કરવાની જરૂર નથી, શાંતિથી જે કંઇ થાય તે જોવું, અને સમય આવે એટલે યોગ્ય લાગે તેમ કરવું એજ ઉત્તમ છે.

એક દૂત દોડતો આવ્યો અને સલામ કરી કહેવા લાગ્યો.

મહારાજ દીવાનખાનામાં સર્વ મંડળી હાજર થઇ ગઇ છે, આપણા સરદાર સાહેબ પણ પધાર્યા છે, અને મને આપને બોલાવવાને માટે મોકલ્યો છે,

બહુ સારૂ ! ચાલો. મીઠો જવાબ દઇ કેસરી પોષાક સજી હથિયાર સહ દીવાનખાનામાં દાખલ થયો.

જયમલસિંહ અને જોરાવર સિંહ વિના બીજા સર્વ યોદ્ધાઓએ ઉઠી તેને સલામ ભરી સત્કાર કર્યો અને જયમલે પોતાની બાજુમાંજ તેને બેસવાને ઇસારો કર્યો એટલે કેસરીએ સર્વને નમન કરી સરદારને ત્રણ સલામ ભરી આસન લીધુ.

સરદાર સાહેબ, નવિનચંદ્રજી અને અન્ય સર્વ બહાદુરો, અત્યંત આનંદપૂર્વક હું આપ સર્વને જાહેર કરૂં છું કે, આજનો મંગળમય દરબાર ભરવાનું કારણ આપણા સરદાર સાહેબની જમણી બાજુએ બિરાજેલા વીરનર નવિનચંદ્રજી છે.

અને તત્સંબંધી મારે તમને સર્વને બે બોલ કહેવાના છે તે શ્રવણ કરશો.

સિંધુસદન ઉપર કરવામાં આવેલા હુમલા વખતે જબરી કતલ થઇ હતી, આપ સર્વના ધ્યાનમાં છે કે આપણા મહા બળવાન અને કીમતી પીસ્તાલીશ યોદ્ધાઓનો તેમાં ભોગ અપાયો હતો.

એટલુંજ નહીં પરંતુ આપણા બહાદુર અને વિજયપ્રવર્ત્તક સરદાર સાહેબે ( તાળીયોનો ગડગડાટ ) પણ તે પ્રસંગમાં પોતાના દેહને જબરા જોખમમાં નાખ્યો હતો. એટલે કે તેઓશ્રીએ સમુદ્રમાં કુદી પડી પોતાનું સાહસ અને હીમતની કસોટી કરી બતાવી હતી.

બીજા સર્વ એટલે તમો સર્વ યોદ્ધાઓએ પણ સ્તુતિપાત્ર કામો કર્યાં છે, અને ચિત્રસેન જેવા સમર્થ રાજાના સૈન્યને ધુળ ફાકતું કરી નસાડયું છે. એ કંઇ સાધારણ કીર્તિ નથી.

સિંધુસદનના જંગી સરઘસમાંથી આપણને બે કોહીનુરરત્ન મળ્યાં છે, એક મણિપુરના મહારાજા ચિત્રસેનની કુમારી વસંત અને બીજા આપ સર્વની મધ્યમાં બિરાજેલા વીર પુરૂષ નવિનચંદ્રજી.

વસંત એ શબ્દ શ્રવણ કરતાંવત્ કેસરીની મુખમુદ્રા બદલાઇ અને તે નીચો ઉંચો થવા લાગ્યો, તેના હસ્ત વારંવાર પીસ્તોલ અને તલવાર ઉપર જવા લાગ્યા, જે સુંદરીને માટે રાજ, પાટ, મિત્રો અને સર્વ સુખનો ત્યાગ કર્યો છે, તેજ વસંત અત્રે છે એ સાંભળી તે અતિશય હર્ષવશ થયો.

સર્વના વચમાં ઉભા રહી ભાષણ કરતાં જોરાવરની દ્રષ્ટિ કેસરી ઉપર પડી અને તે ચાલાક યોદ્ધાને શંકાથઇ, તેણે મનમાં નક્કી કર્યું કે નવિનચંદ્રને વસંત એ નામ સાથે કંઇ સંબંધ છે, અથવા તો તેમાં કંઇ છુપો ભેદ છે, ફીકર નહીં આગળ ઉપર તેની તપાસ થશે. મનમાંજ માંડવાળ કરી જોરાવરે ચલાવ્યું.

નવિનચંદ્રજી બહાદુર અને યુદ્ધકળામાં નિપૂણ છે, એ તેમની સાથે ગત દિવસે થયેલ વાતચિતથી હું તથા આપણા માનવંતા સરદાર સાહેબ સારી પેટે જાણીએ છીએ.

સિંધુસદનના રમખાણમાં આપણા ઘણા બહાદુરો માર્યા ગયા છે, એટલુંજ નહીં પણ કપ્તાન જાલિંમસિંહનું પણ ત્યાં મર્ણ થયું છે, એટલે ઘણી જગ્યાઓની ભરતી કરવાની હાલ તર્ત જરૂર છે.

નવિનચંદ્રજીનો એવો નિશ્ચય છે કે, જે લોકો નિરાધાર હોય અથવા જેમને ન્યાય ન મળતો હોય તેના પક્ષમાં રહી બનતી મદદ કરવી અને તેમ કરતાં દેહ પડે તો પણ તેની પરવા નથી. એમ તેમના કહેવાથી અમે જાણ્યું છે, અને તે વાતમાં તેમણે સિંધુસદનનો દાખલો આપ્યો હતો કે, તેમને પ્રવાસમાં જતાં રાત્રિએ ખબર મળી કે કન્યા હરણ કરવાને બહારવટીઆ લોકો આવ્યા છે ત્યારે પોતાનું ગમન રોકી તેઓ એકલા આપણા સર્વના સામે થયા હતા અને જમીન ઉપર જખમી થઇ

પડયા પછી પણ તેમણે આપણા બળવાન વીસ યોદ્ધાઓને રામ શરણ કર્યા હતા.

મેં તથા સરદાર સાહેબે તેમને આપણો ઇતીહાસ કહ્યો છે કે ચિત્રસેન અમને રાજ્યનો અર્ધો ભાગ આપતો નથી અને તેથીજ અમારે આ માર્ગ લેવાની જરૂર પડી છે.

તર્તજ તેમણે આનંદપૂર્વક જણાવ્યું છે કે, હું તમને મદદ કરવાને તથા ચિત્રસેનને તાબે કરવાને સંપૂર્ણ રીતે તૈયાર છું. તેમ કરતાં મારે શરીરનો ભોગ આપવો પડશે તો પણ મને હરકત નથી. તેમણે પોતાના શુદ્ધ મનથી આ વાત અમને જાહેર કરી છે.

માટે સરદાર સાહેબના હુકમથી આ કપ્તાનપદ તેમને અર્પણ કરવામાં આવે છે. નં. ૩ તથા નં. ૨ ટુકડીના બસો યોદ્ધાઓએ તેમના હાથ નીચે નોકરી કરવી અને તેમનો હુકમ ઉઠાવવો અને મને આશા છે કે તેઓશ્રી પણ થોડા સમયમાં પોતાનાં બોલેલાં વચનોને ખરાં કરી બતાવશે.

આ પોષાક તથા હથિયારો અને કપ્તાનપદને ઘટતાં સર્વ સાધનો તેમને અર્પણ કર્યાં છે. તદુપરાંત આ કુસુમમાળા અર્પી આપ સર્વની પાસે હું બેસવાની રજા લઇશ. કેસરીના કંઠમાં એક મનોહર સુંદર પુષ્પમાળા પહેરાવી અને તાળીઓના ગડગડાટ તથા હરહર મહાદેવના પોકારોથી તેને વધાવી લેવામાં આવ્યો.

સરદાર બહાદુર સાહેબ ! જોરાવરસિંહજી અને બીજા બહાદુરો, મારે માટે આજે જે કંઇ કહેવામાં આવ્યું છે તે ઘણા જ ભારી શબ્દોમાં બોલાયું છે, હું તેને લાયક નથી. સરદાર બહાદુર તરફથી મને જીવતદાન મળ્યું છે માટે ચિત્રસેન જેવા હજારો હાથીઓનાં કુંભસ્થળ ચીરી નાખવાને હું તત્પર છું.

અને શ્રીહરિની ઇચ્છાથી થોડાજ વખતમાં સરદાર બહાદુરને મણિપુરની ગાદી ઉપર બેસાડવાને હું ભાગ્યશાળી થઇશ. ( તાળીઓના અવાજ ) મને જે પદ આપવામાં આવ્યું છે તેને હું યથાયોગ્ય જાળવી રાખીશ, અને મારી ફરજ બજાવી સર્વને પુરતો સંતોષ આપીશ.

જોરાવરસિંહની મારા ઉપર આટલી બધી પ્રીતિને માટે હું તેમનો આભાર માનું છું, મારૂં શરીર હજુ બરાબર સારૂં

થયું નથી માટે આટલું કહી હું બેસવાની રજા લઉં છું. (તાળીયોના ગડગડાટ) કેસરીએ મીઠી કાતર ચલાવી સર્વને સહર્ષ બનાવ્યા.

મ્હારા બહાદુર યોદ્ધાઓ જોરાવરસિંહ અને નવિનચંદ્રજી, આજનો સુમંગળદિન નિરવિઘ્ને પસાર થયો છે.

નવિનચંદ્રજીને આપેલો અધિકાર તેઓ બરાબર રીતે બજાવશે એમ મને ખાત્રી છે, તેઓ પોતાનાં વચનોને ખરાં કરશે ત્યારે હું રાજા, નવિનચંદ્ર અને જોરાવર કારભારી અને આપ સર્વ પ્રાંતના સુબા થશો એ ભવિષ્યવાણીને તમારા હૃદયમાં નોંધી રાખજો (તાળીઓનો ગડગડાટ) સમય ઘણો થયો છે માટે દરબાર બરખાસ્ત કરવામાં આવે છે. જયમલસિંહે આશાનાં મોજાંઓમાં ગોથાં ખાતાં કહ્યું અને હર હર મહાદેવના અવાજ સાથે કચેરી બરખાસ્ત થઇ સર્વ સ્વસ્થાને ગયા.

કેસરી પોતાના દિવાનખાનામાં આવ્યો, પલંગ ઉપર બેશી તે કુદરતની ખુબીને વખાણુવા લાગ્યો.

## હરિગીત.

કિરતારની કુદરત તણી કીર્તિ ભણાયે ના ભણી;
અકળિત કળા અવલોકવા—મ્હારી નજર પ્હોચે નહિં !
દરિયા મહીં મોજાં ઉડે, મીઠી લહર ત્યાં આવતી;
પણ મસ્ત પાણી માપવા—મ્હારી નજર પ્હોંચે નહિં !
નયને નિરખતાં નભ વિષે, અતિ તેજ તારા આપના;
લાખોની સંખ્યા લેખવા—મ્હારી નજર પ્હોંચે નહિ !
શશિ સૂર્યને પૃથ્વિ ગ્રહો, આધાર વિણુ અદ્ધર રહ્યા;
એ ભેદ અદ્દ્ભુત ભેદવા—મ્હારી નજર પ્હોંચે નહિં !
પાત્રો બન્યાં સૌ પૃથ્વિમાં, નાટક નરોતમજી તણું;
નિરખું સકળ પણુ સમજવા—મ્હારી નજર પ્હોંચે નહિં !

બોલતાં બોલતાં કેસરીનું હૃદય ભરાઇ આવ્યું, શું ત્યારે મ્હારી પ્રાણ પ્યારી વસંતજ આ પાપીઓનાં પંજામાં ફસાઇ છે. હા ? તેને કેવી રીતે છોડાવું ? અને શી રીતે તે મનોરમાને મદદ કરૂં? સહાસ ન કરતાં હવે કળથીજ કાર્ય પાર પાડવું ઠીક છે, સાહસ કરનારને કદાચ પસ્તાવામાં પણુ ઉતરવું પડે છે.

भये वा यदि वाहर्षे संप्राप्तेयो विमर्षयेत् ।
कृत्यं न कुरुते वेगान्नस संतापमाप्नुयात् ॥

અર્થઃ—જે માણસ ભયમાં અથવા હર્ષમાં મનના વેગ પ્રમાણે સાહસ કામ ન કરતાં વિચાર કરીને કરે છે, તેને પાછળથી પ્રશ્ચાત્તાપ કરવો પડતો નથી.

એક સીપાઇ દોડતો આવ્યો અને એક પાકીટ નવિનચંદ્રના સનમુખ મુકી ત્રણ સલામ ભરી ઉભો રહ્યો.

નવિનચંદ્રે તર્તજ તે પાકીટને ફોડી વાંચી જોયું અને સીપાઇને કહ્યું ઠીક જાઓ સરદારને સલામ કહેજો અને કહેજો કે હુકમ પ્રમાણે અમલ થશે.

નિરાશ થયેલો કેસરી આનંદમાં આવી ગયો, પોતાના ઓરડામાં તે કુદવા લાગ્યો અને હર્ષાવેષમાં દિવાના જેવો બની ગાવા લાગ્યો.

ગીતિ.

કઠિન કેફ પ્રીતિનો,
    શરીર જાયે તોજ એહ જાયે;
દુઃસહ દરદ માથાનું,
    શીશ દૂર થાતાંજ દૂર થાયે.

* * *

ઘાયલ થયા અમ તો,
    પ્રેમ તું પરે વ્હેમ સર્વ છોડી;
જીવાડો કે મારો,
    જીવ દીધો છે તમ સંગે જોડી.

* * *

લખ્યો પ્રેમનો રૂકકો,
    વિધિએ મુજ તકદીર મહીં જ્યાંથી;
નિઃશાસાની નગદી,
    જંગલની જહાંગીર મળી ત્યાંથી.

પ્રેમ ગીત બંધ થયું અને કેસરી પૂરીથી આવેલા હુકમને વાંચવા લાગ્યો:

શૂરવીર બહાદુર કપ્તાન શ્રી નવિનચંદ્રજી !

નં. ૧૧ ના દિવાનખાનામાં વસંત નામે એક સ્ત્રીને કેદ કરેલી છે, માટે રાત્રિએ તમારે તેનો યોગ્ય બંદોબસ્ત કરવો અને પ્રાતઃકાળે સુખ શાંતિની વરદી આપવી.

સરદાર જયમલસિંહના હુકમથી
લી. જોરાવરસિંહ.

કેટલોએક સમય વિચાર તરંગમાં ગુમાવ્યા પછી કેસરી રાત્રિના દશ વાગે થોડાક યોદ્ધાઓને સાથે લઇ તે દિવાનખાના પાસે ગયો.

ત્રણ બાજુએ પોતાના સીપાઇઓને દેખરેખ રાખવાનું સોંપ્યું અને દ્વાર પાસે એક આરામચેર નાખી પોતે મુકામ કર્યો. જોરાવર પોણા અગીઆર વાગે દેખરેખ માટે આવ્યો, અને સર્વ પ્રકારે બંદોબસ્ત થયેલો જોઇ તે કેસરીને ધન્યવાદ આપી ગયો. રાત્રીના બાર વાગ્યા એટલે તે ઓરડામાંથી એક હૃદયભેદક અવાજ ઉત્પન્ન થયો.

ગીતિ.

પ્રીતિ ધરી પીઉં છું,
    ખૂન જીગરનું શરાબ કરીને હું;
મસ્ત બનાવી પ્રેમે,
    ખાઉં જીગરના કબાબ કરીને હું.

* * *

એવા દિલ ઘા ઉપર,
    મલમ લગાવે કોણ તજું તાગી;
જેના દિલને જાલિમ,
    પ્રેમ કટારી અતિ કારી વાગી.

* * *

ભૂલ કરી બ્રહ્માએ,
    પ્રગટ કર્યાં નહિ દૂય દિલડાં પ્યારે;
એક ઇશ્કમાં ખોતાં,
    ભ્રષ્ટ એક દિલ બાકીનું મ્હારે.

પ્રેમ તણી કોરટમાં,
    મુજ ફરિયાદી સહુ લાજિમ લેખો;
સાચી સાક્ષી માટે,
    મુજ દિલડાંના દાગ માત્ર દેખો.

* * *

પ્રેમ ! તમારી પાસે,
    નમ્ર બનીને અરજ એજ કરીએ;
આપ તણી ગલી માંહે,
    અન્તિમ વખતે અમે બળી મરીએ.

વસંતનું હૃદય ભરાઇ આવ્યું તે પલંગમાં પડી ગઇ અને સહેજ બેભાન સ્થિતિ ભોગવવા લાગી, કેસરીએ એક છુપો સંદેશો દ્વારની પોલાણમાંથી ટેલીફોનરૂપે વસંતના હૃદયમાં પહોંચાડી તેને જાગૃત કરી.

**કાફી તાલ દીપચંદી.**

સહુ કરશે ભલી ભગવાન,
    ચિંતા ચિત્ત શાને કરેરે... ... સહુ૦

* * *

સદા પકડ મન શરણ પ્રભુની,
    કર તેના ગુણ ગાન;
કરશે ન કૃપા જશે કયાં ? જેનું,
    નામજ કૃપાનિધાન,
પીડા સર્વ પળમાં હરેરે... ... ... સહુ૦

* * *

તેની ઇચ્છા તેજ શ્રેષ્ટ,
    ને તે મંગળ મન માન;
'હાય હવે શું થાય અરેરે ?'
    બોલે જે નાદાન.
ભવસિંધુ ભટકિ મરેરે... ... ... સહુ૦

એક ચિત્તે શ્રવણ કરી રહેલી વસંત પલંગમાંથી ઝટ નીચે ઉતરી પડી અને દ્વાર પાસે આવી ધારી ધારીને જોવા લાગી અને

બોલી. આપ કોણ છો ? મને આ સંકટમાં ધીરજ આપવાનું આપને શું કારણ છે ? અને આપ મને સુખકારક કોઇ માર્ગ બતાવશો કે કેમ ? તે કૃપા કરીને કહો.

દુઃખીયારી દારા ! અમારા સરદાર સાહેબને તાબે થવું એજ ઉત્તમ સુખ સાધન છે. જો તારે કબુલ હોય તો હાલ તરતજ હું તને મુકત કરાવી દઉં. કેસરીએ કસોટી કરી.

તર્તજ વસંત ત્યાંથી ચાલી ગઇ પલંગ ઉપર જઇ પડી અને ક્રોધપૂર્વક બોલી.

દેહાન્તની કે દુઃખની મને પરવા નથી, શૂળીની કે ફાંસીની શીક્ષા કરશે તે મારે મંજુર છે, જળમાં ડુબાવશે કે અગ્નિમા બાળશે તો તે મારે મંજુર છે અને મારા શરીરના હજારો ટુકડા કરે તો તે પણ મને મંજુર છે પરંતુ આ દેહમાં જીવ છતાં, શંકરના વચન મુજબ મળેલા મારા સાચા પતિ વિના આ દેહ બીજાને અપાશેજ નહીં.

છે તે રૂપ ખરાબ આ જગતમાં, જે શિળ રાખે નહીં;
છે તે ધન્ય કુરૂપ નારી જનને, જે શીળ ચુકે નહીં.
છે તે ધિક્કક સદાય નારી જનને, જે શીળ ત્યાગી ફરે;
તે પાષાણુની પુતળી સમજવી, ના ધર્મને આચરે.

વસંતનાં નિશ્ચય વાળાં વચનો શ્રવણ કરતાં બરાબર કેસરી એ દ્વાર પાસેથી તેને ત્રણ ચાર વાર પોકાર કર્યો, વસંત ! વસંત ! આ તરફ આવી મ્હારી એક મિષ્ટ વાર્તા સાંભળી જા.

હું ત્હારો છું, ત્હારે માટે વન વગડામાં રખડું છું, તું જેને ખોળે છે તેજ છું, અને ત્હારે માટે તન, મન અને ધન સર્વનો ભોગ આપવાને તત્પર છું.

દ્વાર પાસે આવી વસંતે ધીમેથી પૂછ્યું. આપ મ્હારે માટે વનવગડામાં ફરો છો તેની સાબીતી શી છે ?

સાબીતી શી છે ? જો આ હૃદયમાં વાગેલી ગોળીનો ઘા હજી સુધી રૂઝાયો નથી, કુસુમ વાટિકામાં કરેલી ઇશારત ભુલ્યો નથી, અને સિંધુસદન ઉપર લાલ દીપક બતાવી ગચ્છીમાં બોલાવવામાં આવ્યો હતો તેથી હું અજાણુ નથી.

વિદેશી આપનું નામ ઠામ અને જાતથી હું અજાણુ છું, હું વિવાહિતા સ્ત્રી છું, પતિવૃતા છું અને મ્હારા પ્રાણજીવન વિના અન્ય પુરૂષ મારે મન ભ્રાતૃ સમાન છે મને શ્રીશંકરનું વરદાન હતું કે કુસુમવાટિકામાં તને ત્હારો સાચો પતિ મળશે, અને તે પ્રમાણે આપની મુલાકાત થઇ હતી, પરંતુ સખીઓના આવી પહોંચવાથી સર્વ હુકીકત પુછી લેવાને મેં આપને સિંધુસદનમાં નિમંત્રણ કર્યું હતું. દૈવ ઇચ્છાથી તેમ કરતાં તો આ મહાન્ આપૂત આવી પડી છે, ખેર ! પ્રારબ્ધમાં હશે તે બનશેજ પરંતુ આપ આપનો સત્ય હેવાલ મને જણાવો, અને દુઃખમાંથી મુકત કરો. વસંતે નમ્ર પ્રાર્થના કરી.

કેસરીના આનંદનો પાર રહ્યો નહીં અને પોતાની પ્રિયા વસંત આવી કઠીણ વિપત્તિમાં પણ ધર્મ ભ્રષ્ટ થવા નકાર કરે છે, એ જાણી તે અત્યંત પ્રસન્ન થયો.

રત્નપુરના મહારાજા કનકસેનનો હું પુત્ર છું, અને મ્હારૂં નામ કેસરી છે.

વચમાંજ વસંત બોલી ઉઠી કોણ કેસરી ! કેસરી ! ! ત્યારે તો આ શ્રૃગાલોના પંજામાંથી મને મુકત કરો અને આપના સુંદર મુખરવિંદનાં દર્શન કરાવો.

વસંત ! વ્હાલી વસંત ! ! જરા ધીરજ ધર, પથ્થર તળે આવેલો હાથ કળ વિના નીકળશે નહીં, છુટવાનો માત્ર એકજ માર્ગ છે અને તે પ્રમાણે કર્યા વિના છુટકો નથી. કેટલાએક દીવસના પરિચયથી તમામ માર્ગથી હું માહીતગાર થયો છું તોપણ આ ભયંકર સ્થાનમાંથી છટકી જવું એ બનવું અશકય છે.

જયમલ નિત્ય આવી ત્હારી પાસે પ્રેમયાચના કરે છે તેના જવાબમાં એટલુંજ કહેવું કે, મને શિવ પૂજન કરવાનું વ્રત છે, અને તે પૂર્ણ થયા પછી તમારી સાથે વરવાને મને હરકત નથી. બસ આ વાત કોઇ પણ રીતે હું કબુલ કરાવીશ, અને આ ગુફામાંથી બહાર નિકળ્યા પછી હું તેને સર્વ રીતે પહોંચી વળીશ કેસરીએ યુકિત બતાવી.

ભલે તેમ કરવાને તૈયાર છું; પરંતુ તમે મ્હારી સંપૂર્ણ સંભાળ રાખજો.

આ પ્રેમી જોડાની વાતો હજુ બાકી હતી, એટલામાં તો જોરાવર અને જયમલની સ્વારી તપાસને અર્થે આવી અને પ્રેમપટ બંધ થઇ ગયો.

બંને પ્રેમીઓ પોતાના મનના ઉભરાઓને મનમાંજ સમાવવા લાગ્યાં અને વિરહ તાપથી તપેલાં કામાગ્નિમાં દહન થવા લાગ્યાં.

### વસંત તિલકા.

રામા તણું રટણ રામ મૂકી કરાય,
કામે પ્રભાવથી અનર્થ અનેક થાય;
ભોગાશ લેશ ઉરથી અલગી ન થાય,
તે કામને મન થકી કયમ ના ત્યજાય.

*　　*　　*　　*

પેસે કદાપિ જન જો ગિરિ કંદરામાં,
બેસે વળી જઇ કદી વિવરે ધરામાં;
ત્યાં કામથી સ્મરણ સુંદરીનુંજ થાય,
તે કામને મન થકી કયમ ના ત્યજાય.





# પ્રકરણ ૨૬ મું.



"વસંતનું વ્રત અને શિવપૂજનની શરત."

### વસંત તિલકા.

જોતાં દિસે જગતમાં જીવ શત્રુ કામ,
જેના વડે બની શકે નહિ શુભ કામ;
ઉરે ન ધ્યાન પ્રભુનું ક્ષણ એક થાય,
તે કામને મન થકી કયમ ના ત્યજાય.



હે સુલોચને ! મ્હારૂં કહેવું કબુલ કર, મ્હારી સાથે પ્રીતિ કરવામાંજ તને સુખ છે; અને હવે સ્વપ્નામાં પણ મ્હારા હાથમાંથી તું છુટી શકવાની નથી.

"વ્હાતાને ચાહીએ સાચા જીગરથી."

હે વરાનને ! હું ત્હને મ્હારા અંતઃકરણ પૂર્વક ઇચ્છી રહ્યો છું, તું ધ્યાનમાં રાખજે કે આ અમારા નવા કપ્તાન કે જે મારી સાથે તારા સનમુખ ઉભા છે, તેમની મદદથી અલ્પ સમયમાં, ત્હારા પિતાનું રાજય પણ અમારે હસ્તજ થશે. બીજે દિવસે સવારના વસંતના ઓરડામાં જઇ જયમલે પ્રેમજાળ બીછાવી.

હે ચતુરે ! કબુલ કર ! કબુલ કર ! ! પારસમણી પાસે આવે તેને પટકો ન દે ! અને તેમ કરવામાં તને કંઇ હરકત હોય તો તે નિડરપણે સરદાર સાહેબ સનમુખ કહે, એટલે તેનું સમાધાન થશે કેસરીએ પ્રપંચ પાઠ ભણાવ્યો.

કપ્તાન સાહેબ તમારા સરદારથી હું ઘણીજ ડરૂં છું, પરંતુ તમે સાથે છો એટલે મને કંઇક ધીરજછે, માટે મારી નમ્ર અરજી રજુ કરૂં છું. સરદાર સાહેબ સાથે લગ્ન કરવાને મને જરા પણ હરકતથી પરંતુ મારે એવું વ્રત છે કે પ્રથથ શિવપૂજન કરી શિવ સનમુખજ પતિનો કર ગૃહણ કરવો. વસંતે સ્ત્રી ચરિત્ર પ્રારંભ્યું.

સરદાર અને કપ્તાન બંનેએ ખાનગી થોડો ઘણી વાતો કરી અને તર્તજ પરસ્પર તાળીઓ લઇ પ્રસન્ન વદનથી હાસ્ય વિનોદ કરવા લાગ્યા.

સુંદરી ! મ્હારાથી ડરવાનું કંઇજ કારણ નથી, હું ક્રૂર, ઘાતકી અને લુંટારાઓનો સરદાર છું પરંતુ તારો તો તાબેદાર અને હુકમ ઉઠાવવારજ છું.

હે વરાનને ! ત્હારી શરત મારે કબુલ મંજુર છે, તને મારો ડર લાગે છે તો અમારા કપ્તાન સાહેબ નવિનચંદ્રજીને સાથે રાખીશું, અને આજેજ શુભ દિન છે, ( શિવરાત્રી છે ) માટે અહીંથી બાર માઇલ ઉપર આવેલા કામનાથ મહાદેવમાં રાત્રીએ પૂજનાર્થે જઇશું અને ત્યાંજ પાણીગૃહણ થાય તો કેમ ? જયમલે કામાંધ દશામાં પૂછયું,

હા તેમ થાય તો મારે કબુલ છે પરંતુ કપ્તાન સાહેબને સાથે રાખજો વસંતે કહ્યું.

હે સુ વિચાર રસિકે ! ત્હારા કહેવા પ્રમાણેજ થશે, કામાંધ જયમલે સર્વ કબુલ કર્યું, વસંત અને કપ્તાનની બીછાવેલી જાળમાં તે પૂરે પૂરો સપડાયો. ખરેખર કામી પુરૂષની બુદ્ધિ નષ્ટ થઇ જાય છે.

**વસંત તિલકા.**

સુરેન્દ્ર કામવશ તે મુનિ રૂપ ધારી,
કીધો પ્રપંચ છળી ગૌતમ કેરી નારી;
પાપે સહસ્ત્ર ભગનો ઋષિ શાપ થાય,
તે કામને મન થકી કયમ ના ત્યજાય ?

*   *   *   *

નેત્રો છતાં મદન અંધપણું પમાડે
દ્રષ્ટિથી સુંદરી સુરા પઇને નચાડે;

તેથી ઘણા જીવથી તો નિશ્ચે જવાય,
તે કામને મન થકી કયમ ના ત્યજાય.

નવિનચંદ્ર તથા તેના તાબાના પચીસ સવારોને સાથે લઇ, યથાવિધિ પૂજન સાહિત્ય લઇ રાત્રિના આઠ વાગે નિકળી શ્રી કામનાથ મહાદેવમાં કામ પૂર્ણ કરવા માટે જવાનો હુકમ થયો વસંતને ભોજન વિગેરે લાવી આપવામાં આવ્યું અને તર્તજ દ્વાર બંધ કરી નવિનચંદ્ર તથા જયમલ પોતાના સ્થાનકે ગયા.

संसार तव निःसार पदवी नदवीयसी ।
अन्तरा दुस्तरा न स्युर्यदि रे मदिरेक्षणाः ॥

અર્થ:—હે સાર રહિત સંસાર જો તારી અંદર ઘણી મુશ્કેલીથી તરી શકાય તેવી અને જેમનાં મદ ભરેલાં લોચન છે. એવી સ્ત્રીઓ ન હોત તો તારો માર્ગ ઘણો દુર–વિકટ ગણાત.





# પ્રકરણ ૨૭ મું.

•૭✢✢✢✢✢૭•

"કામનાથમાં કામીઓનો ભોગ અને પતિપ્રિયાનો વિયોગ"

શું ઇશ્ક ચીજ એ ખબર ન હોયે ભાઇ,
તો પુછો કોઇ આશકની આગળે ધાઇ;
દિલ કેમ જાય છે ખબર ન એની હોયે,
તો પુછો મજનું કને જઇ સહુ કોયે.

* * * *

પ્યારીના હાથથી કતલ થઇ તરફડવું,
પુછો લિજ્જત બિસમિલ કહેશે શું ડરવું;
ઇશ્ક જખમની ઇજા નહીં જો જાણો,
નેણના ઘાયલા પાસ પુછી ઉર આણો.



કાળી અંધારી રાત્રિએ સમગ્ર ભૂતળ ઉપર રાજ સત્તા જમાવી ચક્રવર્તિ પદ ધારણ કર્યું હતું. સવિતાનારાયણ જેવા બુદ્ધિદાતા અને જગત્ પ્રિય અધિકારીને પદભ્રષ્ટ કર્યા હતા, ચંદ્ર જેવા અમૃતના અધિપતી હકીમ–વૈદ્યને હદ પાર કર્યો હતો, વિદ્યા, કળા, પ્રવૃતિ, વ્યાપાર અને શાંતિ વિગેરે અમલદારોને સસ્પેન્ડ કર્યા હતા, ન્યાય મંદિરોએ તાળાં દેવાયાં હતાં, શરાફની પ્હેડીઓ બંધ થઇ ગઇ હતી, શિક્ષણ શાળાઓ ઉઠી ગઇ હતી અને જ્ઞાન ગોષ્ટિ તથા બીજાં અનેક આત્મહિત કાર્યોનો લોપ થયો હતો.

તેને બદલે, ક્રિડા ભવનો, નાટક શાળાઓ, અને જાર તથા ચોર વિગેરે લોકોના કાર્યક્રમ ખુલ્લાં થયાં હતાં.

ધુવડ પ્રધાનપદે બિરાજતો હતો, ભય સૈન્યાધીપતિ હતો અને તિમિરનું મહાદળ પ્રકાશનો નાશ કરી રહ્યું હતું.

શ્રમિત થયેલા લોકો નિદ્રાપિંજરમાં કેદ થયા હતા અને સૃષ્ટિના ઉદયનો સર્વ વ્યવહાર બંધ થયો હતો.

આવા જગ વિરૂદ્ધ રાજ્ય કારભારમાં થતાં કાર્ય પણ તે-વાંજ હોય છે યથા રાજા તથા પ્રજા.

રાત્રિના બાર વાગી ગયા હતા, ડુંગરાઓની તળેટીમાં આ-વેલું એક વિશાળ સરોવર કે જેને માન સરોવર નામથી લોકો ઓળખતા હતા અને જે ભરતપુરના રાજ્યની માલીકાનું હતું.

ભરતપુરથી ચાર માઇલપર આવેલા આ વિશાળ સરોવરને સિંધુસરોવર, એવું નામ આપવામાં આવ્યું હતું.

સરોવરના પશ્ચિમ ભાગથી એક પુલ બાંધવામાં આવ્યો હતો અને તે પુલ સરોવરની અંદર એક માઇલ સુધી ગયો હતો અને પુલની સમાપ્તિ આગળ એક ભવ્ય શિવાલય બાંધવામાં આવ્યું હતું.

પ્રતિ શિવરાત્રી સોમવાર અને બીજા તહેવારના દિવસોએ ભરતપુરનાં હજારો સ્ત્રી પુરૂષો અને ખુદ મહારાજાની સ્વારી પણ દર્શનાર્થે પધારતી હતી.

તે શિવાય નગ્રના ગૃહસ્થ અને શોખીન લોકો ઉજાણી નિમિત્તે તથા ગમત નિમિત્તે આવતા અને બે બે ચાર ચાર દિવસ પર્યંત અત્યાનંદ પ્રાપ્ત કરી જતા.

ભરતપુરના મહારાજા પુષ્પસેનની પુત્રી મેનાનું લગ્ન રત્ન-પુરના મહારાજા રામસિંહજી સાથે કરવામાં આવ્યું છે, તથા એક પુત્ર મદન નામે હતો. પ્રિયપાઠક ! આપને યાદ હશે કે મેનાની ભૂલથી મદનનું ખુન થયું છે, એટલે પુષ્પસેનને પુત્ર મર્ણનો મહા શોક હતો.

જેથી ભરતપુરમાં સઘળે શોક છવાયો હતો હવે પુલ ઉપર દ્રષ્ટિ નાખવાની જરૂર છે.

એક માઇલ પુલ ઉપર ચાલીને જતાં થોડે થોડે અંતરે આવતાં ઝાખાં ફાનસો અને તેના પડતા પ્રકાશથી જળમાં બન્ને બાજુએ દેખાતા હજારો દીવાઓ તથા શિવાલય ઉપર થયેલી

લાઇટ અને ઘંટાનાદ, તથા નગારાંના ઘોષથી પથિકોને શ્રમ બીલકુલ જણાતો નહી.

શિવાયલની છેક નજીકમાં તો કંઇ નવુંજ જોવામાં આવ્યું, શ્રવણેંદ્રિય તે તરફ દોડી ગઇ અને શબ્દ ગ્રહણ કર્યો.

પાપી ! મને આમ ન સતાવ મેં ત્હારા ઉપર કેટલો ઉપકાર કર્યો છે, તેનો તું મને આ બદલો આપે છે ?

બસ ચુપકર ! તારા ઉપકારને હું ભુલી ગયો નથી, હાથ પગ બાંધી દાસીઓને હાથે ખાસડાં મરાવનાર અને ફાંસીએ લટકાવવાની ધમકી આપનાર તુંજ કે કોઇ બીજી ?

બોલ મ્હારી વાત કબુલ કરે છે કે નહિં ?

નીચ ! હિછકારા ! પરસ્ત્રી સાથે પ્રીતિ કરી કોઇ સુખી થયું નથી, પરસ્ત્રી વિષની જવાળ છે, જમનું દ્વાર છે અને દુઃખ ની જાળ છે, શા માટે એ મહા રોગને માગી લે છે.

વ્યભિચાર મૂકો કરોને વડાઇ,
ભુંડા નામની અંત થાશે ભવાઇ;
રિદ્ધિને તજાવે બુદ્ધિહીણ નારી,
નહિં સુખ પામો જુવોને વિચારી.

* * * *

હાડ માંસ નાડી ત્વચામાં છે લોહી,
અહર્નિશ તેમાં રહયો શું તું મોહી;
વિર્ય મુત્ર નર્ક ભરેલી નકારી,
નહિં સુખ પામો જુવોને વિચારી.

* * * *

તેમાં સર્વ વસ્તુ ભરી ભાઇ ભુંડી,
નારી પ્રીત ખોટી કે'વાસેજ કુડી;
જેવું ઓકેલું ધાન્ય તેવી એ નારી,
નહિં સુખ પામો જુવોને વિચારી;

* * * *

નારી સંગ મગ્ન રહે નર ઝાઝા,
તેથી દુઃખ પામ્યા ઘણા દેવ રાજા;
જાણો નારીએ નર્કની સત્ય બારી,
નહિં સુખ પામો જુવોને વિચારી.

વાંચીને તમે છંદનો ભેદ જાણો,
પ્રભુને ભજીને દયા ઉર આણો;
"મણિલાલ" પરનાર નિસ્ચે નઠારી,
તજી ના તેણે જીંદગી વ્યર્થ ગાળી.

સતિ ! હું તને ઓળખું છું, હવે ત્હારૂં ડહાપણુ કામ લાગશે નહિ. હુ એવો મૂર્ખ નથી કે તારા જેવી સુંદરીને હાથમાંથી છટકી જવા દઉં ?

અરે ! અધમ બુદ્ધિના અપરાધી જરા ઇશ્વરનો તો ડર રાખ્ય, ભલે તારાથી થાય તેમ કર. મારો બેલી શ્રી હરિ છે. ખરેખર કામી પુરૂષો કામાગ્નિમાં બળીજ રહ્યા છે.

वसन्ततिलका वृत्त.

विस्तारितं मकर केतन धीवरेण
स्त्रीसंज्ञितं बाडिशमत्र भवाम्बुराशौ ।
तेना चिरात्त दधरा मिष लोलमर्त्य-
मत्स्यान्विकृष्य स पचत्यनु रागवह्नौ ॥

અર્થ:—આ સંસાર સમુદ્રમાં કામદેવરૂપી મછી મારે સ્ત્રી નામનું બડિશ ( માછલાં મારવાનો લોઢાનો કાંટો ) નાખ્યો છે, તેથી સ્ત્રીના અધરોષ્ટરૂપી માંસની ઇચ્છાવાળાં મનુષ્યરૂપી માછલાંને ખેંચીને એ કામદેવરૂપી ( પ્રેમરૂપી ) અગ્નીમાં પકવે છે.

ચાલ સત્વર મારે તાબે થા, મ્હારે સ્વાધિન થવામાંજ મજાહ છે, કહે અત્યારે અહીં તારૂં કોણ છે ? યુવકે કહ્યું.

મારો પ્રભુ છે, તે મારૂં પતિવૃત્ત સાચવશે, જેણે સીતા દ્રૌપદી અને દમયંતિની લજ્જા રાખી છે તેજ મારી લાજ રાખશે, મને બચાવશે અને ત્હારા જેવા વિષયાંદ્ધના હાથમાંથી મુકત કરશે. બાળા બોલી.

અત્યાર સુધી જરા હદમાં રહેલો યુવક ગુસ્સે ભરાયો અને એકદમ ધસી ગયો, ગરીબ બિચારી નિરાધાર બાળાના ઉપર હુમલો કર્યો. તેણે મોટી ચીસ પાડી અને જમીન ઉપર પછાડ ખાધી. આ કોલાહલથી શિવાલયમાંથી પૂજારી મહારાજ દોડી આવ્યા.

કોણુ છે ? કોણુ છે ? શું ગરબડ છે ? કહી તેઓ એકદમ જમીન ઉપર પડેલી બાળા પાસે આવી ઉભા રહ્યા અને બોલ્યા, ગભરાઇશ નહીં. બહેન ! સત્ય કહે. આ પુરૂષ તારા ઉપર જુલમ કરતો હતો કે શું ? પુજારીએ પુછયું.

યુવક તો દિંગ થઈ ગયો, તે સમજ્યો. હાથમાંની બાજી કથળી ગઇ અને હવે આપણાથી આ ગુલઝાર ઉપર જુલમ થશે નહી, તે આપણી સાથે આવશે નહીં અને ધારણા પાર પડશે નહી.

ભાઇ તમે મ્હારા ધર્મના ભાઇ છો, તમારા દેખાવથી લાગે છે કે તમે બ્રાહ્મણુ છો અને આ શિવાલયના પુજારી હશો. કેમ ખરી વાત છે? બાળાએ રડતા હૃદયથી કહ્યું.

હા, બહેન ! ખરી વાત છે, મને આ તારી ખટપટમાં કંઇ સમજાતું નથી માટે સ્પષ્ટ કહે. પુજારીએ પૂછયું.

ભાઇ ! આ નીચનો અને મારો અરણ્યમાં સમાગમ થઇ ગયો, ત્યારથી તેણે મારા ઉપર મારી લાજ લેવાને અનહદ પ્રયત્નો કર્યાં છે; પરંતુ અત્યાર સુધી શ્રીહરિની કૃપાથી હું તેમાંથી બચી રહું છું. હમણાં વૃત્ત ભંગ થવાનો સમય આવ્યો હતો તેટલામાં પ્રભુએ આપને મોકલી આપ્યા અને મારી રંકની લજ્જા રાખી. બાળા બોલી.

મહારાજ ! આ દુષ્ટાચરણીના બોલવા ઉપર આપ ભરોંસો રાખશો નહિં, એણે હજારોને પાયમાલ કરી નાંખ્યા છે. આપ એને આપની સ્ત્રી તરીકે રાખો તેમાં મને બીલકુલ વાંધો નથી; પરંતુ જો આપનાથી તેમ બને તેમ ન હોય તો પછી મને મારૂં સુજતું કરવા ઘો. યુવકે મહારાજને ઘીના કુંડામાં હાથ મુકાવ્યો.

કામ કંઇ વિચિત્ર વસ્તુ છે, મહા સમર્થ જ્ઞાતાઓ અને ત્યાગીઓ પણ તેના ચર્ણમાં ગુલાંટ ખાય છે, મહારાજની બુદ્ધિ ફરી ગઇ.

**વસંત તિલકા.**

પોતા તણા નિધન અર્થ નિમાયલીને,
જોતાં પરસ્પર લઢયા, ફૂંડી કામિનીને;
સુંદોપસુંદ પણુ કામ થકી હણાય,
તે કામને મન થકી કયમ ના ત્યજાય.

જ્ઞાતા છતાં અનીતિ મારગ પાય દીધો,
સીતા હરિ કુળ સહિત વિનાશ કીધો;
લંકેશ કેરી મતિ કામથી ફેરવાય,
તે કામને મન થકી કયમ ના ત્યજાય.

* * * *

પાંચાળી ઉપર કુદ્રષ્ટિ જરા કરાતાં,
રોયો બહુ કીચક ભીમથી પ્રાણ જાતાં;
એવા કુટિલ જન કામ વડે હણાય,
તે કામને મન થકી કયમ ના ત્યજાય.

* * * *

દુર્યોધને દ્રુપદ પુત્રીની લાજ લેવા,
કીધી અનીતિ બહુ પાંડવ દુઃખ દેવા;
એ કામથી ભીમ ગદા કટિએ ઝૂકાય,
તે કામને મન થકી કયમના ત્યજાય.

હે જુવાન મુસાફર ! તું અત્રેજ ઉભો રહે અને હું આ કોમલાંગિને શિવાલય પાસેના દિવાનખાનામાં લઇ જઇ સમજાવું છું અને જોઉં છું કે તેના વિચારો કેવા અને કેટલા બળવાળા છે, કામવશ થઇ પુજારીજીએ કહ્યું.

ગરીબ બિચારી બાળાની પુરી કમબખ્તી આવી પડી, એક ને બદલે બેનો જુલમ તેના ઉપર થયો, દુષ્ટ યુવકે બ્રાહ્મણના મન ઉપર એવી અસર કરી નાંખી કે બહેન કહી બોલાવનાર પુજારી પણ બદલાઇ ગયો. દુર્જન પુરૂષ પોતાનું અહિત કરીને પણ બીજાને દુઃખ આપે છે.

कस्त्वं भद्र खलेश्वरोऽहमिह किं घोरे वने स्थीयते ।
शार्दूलादिभिरेवहिंस्रपशुभिः खाद्योऽहमित्याशया ॥
कस्मात्कष्टमिदं त्वया व्यवसितं मद्देह मांसा शिनः ।
प्रत्युत्पन्ननृमांस भक्षण धियस्ते घ्नन्तु सर्वान्नरान् ॥

અર્થઃ—"તું કોણ છું." ? "હું દુર્જનોનો રાજા છું." "આવા ઘોર વનમાં તું કેમ રહ્યો છું ?" સિંહ વિગેરે શીકારી પ્રાણીઓ મારૂં ભક્ષણ કરે એવી આશાથી હું અહીં રહ્યો છું.

"આવું કષ્ટ તારે શામાટે કરવું પડે છે?" મારા માંસને ખાવાથી શીકારી પ્રાણીઓની મનુષ્યનું માંસ ખાવાની બુદ્ધિ થાય અને પછી તેઓ સર્વે પુરૂષોને મારી નાખે, એવું ધારીને હું આ કષ્ટ કરૂં છું.

તે પ્રમાણે દુષ્ટ બુદ્ધિના યુવકે આ બાળા જયારે પોતાને વશ ન થઇ ત્યારે તેણે મહારાજને તેના મોહ કુંપમાં ગબડાવી પાડયા, પરંતુ દુર્જનતાને કલંક લાગવા દીધું નહીં.

મહારાજે આવી ઝટ હાથ ઝાલ્યો અને જોરથી દિવાનખાનાના બારણા તરફ ખેંચવા માંડી.

મધુરી હું તને બીજું કંઇજ કહેવા માગતો નથી માત્ર આ એકાંત ઓરડામાં આવી મ્હારી સાથે દીલ ખોલી તારા સુખ દુઃખની વાર્તા કહી જા.

બાળાએ બુમ પાડી. હાય ! હાય ! ! કોઇ આવો અને મને નિરાધારને બચાવો, આ પાપીઓ મારી લાજ લેછે. દોડો! દોડો!!

યુવક દોડી ગયો. એક તરફથી પુજારી અને બીજી તરફથી યુવકે પકડી અને દિવાનખાનામાં ઘસડી જવા લાગ્યા. ગરીબ બિચારી સુંદરી–બાળાના પોકારો અને કરૂણાજનક શબ્દોથી શંકર પ્રસન્ન થયા અને અચાનક–અણધારી મદદ મોકલી.

ઘોડાઓનો એડ સંભળાવા લાગી, ક્ષણવારમાં તો પચીસ ત્રીસ ઘોડેસ્વારોનું ઝુંડ આવીને ખડું થઇ ગયું.

પુજારી મહારાજ બાળાનો હાથ છોડી નાઠા અને મહાદેવના સન્મુખ જઇ ગૌમુખીમાં હાથ ઘાલી બગધ્યાન લગાવી બેઠા, યુવક પુલના એક પાસા ઉપર છુપાયો અને બાળા પણ તેની સામેની બાજુમાં છુપાઇ.

પુજારી મહારાજ બહાર આવો, ચાલો જલ્દી આવો, એક સીપાઇએ પોકાર કર્યો.

ધ્યાનસ્થ થયેલા બગલાજી બહાર આવ્યા અને બોલ્યા સરદાર સાહેબ તમારો જય થાઓ, શ્રીશંકર તમારો જય કરે અને મનની ઇચ્છાઓને પરિપૂર્ણ કરે.

મહારાજ મનની આશા પૂર્ણ થવાને તો હવે કંઇજ વિલંબ નથી. ચાલો તમે જરા તાકીદથી મને શિવપુજન કરાવી લ્યો અને

પછી ઝટપટ હસ્ત મેળાપ કરાવો. કહેતાં કહેતાં જયમલ ઘોડેથી નીચે ઉતર્યો. સર્વ કોઇ ઉતરી પડયા કેસરી અને વસંત પણ ઉતર્યાં, સીપાઇઓ સર્વત્ર બહાર રહ્યા અને આ ત્રીપુટિ, (કેસરી, જયમલ અને વસંત–શિવાલયમાં ગયાં.)

પહેલી ચોપડીમાં પહેલે નંબરે નાપાસ થયેલા બોઘા ભટ પુજારીએ, અગડમ બગડમ ભણવા માંડયું, ઘડી અડધી ઘડીમાં રૂપા નાણાની વાત આવવા લાગી અને શિવપુજન સમાપ્તિનો સમય થયો.

એક તરફ જ્યારે જયમલના આનંદનો પાર રહ્યો નહોતો ત્યારે બીજી તરફ તે આનંદ વાટિકાનો જડ મૂળથી નાશ કરવાને કેસરી ટાંપી રહ્યો હતો.

રાત્રીના સવા બે વાગ્યા જયમલે મહારાજને ઇસારો કરી કહ્યું. જરા જલ્દી કરો તમે જાણો છો કે અમો ત્રણ વાગ્યા પછી અત્રે ટકતા નથી.

ધનના દાસ, અધર્મના ઓઘ, કુકર્મના કુઠાર, પાપનાં પોટલાં અને અનાચારના ભંડારરૂપ આવા બ્રાહ્મણોથીજ ભારતની દુર્દશા થઇ છે.

દ્રવ્યાશાએ ગમે તેવાં કુકર્મ કરાવવાને તેવા હિછકારાઓ તત્પરજ હોય છે.

વિદ્વાન અને ગુણવાન કે કુળવાન ગણાતા તથા જેમના પાટલા પુજાય છે તેવાઓ, શૂદ્રાન્નને છોડતા નથી અને સ્વકલ્યાણ કરવાની લેશ ઇચ્છા રાખતા નથી.

પુજા સમાપ્તિ થઇ સરદાર અને વસંત બંને બ્રહ્મ દેવના કહેવાથી ઉભાં થયાં, હવે ત્રણ વાર શિવને નમન કરો અને પછી તમારા બંનેના હાથ મારા હાથમાં આપો, એટલે હું હાથે વાળો મેળવી આપું મહારાજે કહ્યું.

### ભુજંગી.

જુવે વાટ આશા ધરી નોતરાંની,
રૂડી રીત એનાથકી ચોધરાંની;
મરે છે ભુખે તોયરે' ટકમાં તે,
ફસી અંગ નીતે ભરે પેટ જાતે.

રૂડી બુદ્ધિ તું આપ એ આળસુને,
વિવેકી થઇને ચડે માર્ગ જુને;
ખરા વેદના માર્ગને જાણી શૂરે,
કરી શોધ ત્રિવર્ણની આશ પૂરે.

દક્ષણાની આશામાં ડુબેલા બ્રાહ્મણનો હુકમ શ્રવણ કરતાં બરાબર જયમલ ઉઠી ઉભો થયો, વસંત પણ ઉઠી અને જયમલે જમીન ઉપર પડી દંડવત્ પ્રણામ કરવા માંડયા.

વસંતે ઇસારો કર્યો, આ સમય ઠીક છે, હવે પછી આવો વખત મળશે નહીં, જલ્દી કરો.

"તેજીને ટકોરોજ બસ છે" એ નિયમાનું સાર કેસરી એ ઝટ તલવારને મ્યાનમાંથી કાઢી બળ કરીને ત્રીજી વારના દંડવત્ સમયે એવી તો વાપરી કે જયમલનું ધડ અને મુસ્તક બંને જુદાં થઇ ગયાં.

મોટી ચોસ પડી, પુજારીએ પોકાર કર્યો અને બહાર દોડી ગયો, કેસરીએ એક બે નળીની પીસ્તોલથી આ અધમ ચંડાળ જેવાં કૃત્ય કરનાર નામના બ્રાહ્મણનો–કામીનો ભોગ આપી દીધો.

બીજા યોદ્ધાઓ દોડી આવ્યા જમરી ઝપાઝપી થઇ અને તલવારોના અવાજથી ત્રાસ પામી થર થર કાંપતી તારૂણી બાળા પૂલનો એક થાંભલો પકડી ઉભી રહી હતી ડરથી અને પીસ્તોલો તથા બંદુકોના અવાજથી તે થાંભલો હાથમાંથો છુટી ગયો અને સમુદ્ર જેવા મોટા સરોવરમાં પડી ડુબકાં ખાતી ખેંચાવા લાગી.

બીજી તરફ રહેલો દુર્જન યુવક કે જે ગરિબડી બીચારી સ્ત્રી ઉપર જુલમ ગુજારતો હતો તેને ગોળી વાગી ઘાયલ થયો અને બેભાન થઇ માનસરોવરને વશ થયો.

કેસરી ઘાયલ થયો અને હવે તે પડશે, તથા લુંટારાઓની જીત થશે એમ ધારી યુદ્ધમાંથી જખમી થઇ નાઠેલી વસંતે શિવાલયની પાછળની ગચ્છોમાંથી કુદકો માર્યો અને સરોવરમાં પડી.

બળવાન કેસરીને સાત ઘા વાગ્યા હતા તોપણ તેણે શત્રુઓનો ઘાણ કાઢી નાખ્યો માત્ર ત્રણજ જીવતા રહ્યા અને તેમણે જીવ લઇ અગીઆરા ગણ્યા.

ક્ષણવારમાં આ દારૂણ યુદ્ધની સમાપ્તિ થઇ જમીન રૂધીરથી ખરડાઇ ગઇ અને શિવરાત્રીએ કામીઓનો ભોગ આપી, શંકરે બાળેલા કામને શાંત કર્યો.

પાછળ દ્રષ્ટિ કરી કેસરીએ કહ્યું, વ્હાલી વસંત જરા જલ્દીથી આ અસ્વ ઉપર આરૂઢ થઈ જા, આપણે બંન્નેને હાલ તરત આ ભયંકર સ્થાન છોડી જવાની જરૂર છે.

કોઇ બોલ્યું નહિં, મંદિરમાં જઇ તપાસ કરી પુલપર આમ તેમ જોયું બીજા ઓરડાઓમાં અને દીવાનખાનામાં જોતાં પણ પત્તો ન લાગ્યો ત્યારે કેસરી નિરાશ થયો અને અશ્વારૂઢ થઇ પુલ બહાર તપાસ કરવાને તત્પર થયો.

સ્નેહનું ફળજ દુઃખ છે સ્નેહીઓનું સુખ તે સુખ નહીં પણ શૂળી છે.

પ્રિયાની શોધમાં બેભાન બની પૂરતા કેસરીનું કરૂણાજનક ગીત.

ગઝલ.

હતો હું એહનો આશક મીઠી મોહક હતી મ્હારી;
મને નારાજ કરવાની કુબુદ્ધિ એ કરી કોણે ?

* * * * *

દુઃખી આ દિલ મ્હારાને અહા ! આરામ દેતી' તી;
મધુરૂં ગાન ગાતી'તી ગુણી ગાયક હરી કોણે ?

પ્યારમાં મસ્ત બની પુલ પરથી અસ્વને મારી મુકયો અને પ્રિયાની શોધમાં જીંદગી ગુમાવવાનો નિશ્ચય કર્યો.

માનસરોવરમાં એક યુવક એક બાળા અને વસંત એમ ત્રણ કામીઓનાં શરીર જળ તરંગો સાથે અથડાતાં, ઇશ્ક મજાહ ભોગવતાં હતાં.

માનસરોવરની પાળ ઉપર દ્રષ્ટિ કરતાં ચાર હજાર ઘોડેસ્વાર યોદ્ધાઓની વચમાં ઘેરાઇ ગયેલો કેસરી બોલી ઉઠયો આ વળી શું છે ?

આ ધાડ કયાંથી આવી ? વ્હાલા વસંત હવે કેવી રીતે મળશે ? પ્રિયાને મારા દુઃખનો સંદેશો કોણ કહેશે ? વિજયાને માફી પત્ર કોણ પહોંચાડશે ? ધનપાળ અને મગનના ઉપકારનો બદલો શી રીતે વળાશે ? અને મારા પરમ પૂજય પિતાજીના દુઃખી દીલની શાંતિ કોણ કરશે ? ખરેખર આ સંસારમાં જો કંઇ પણ હોય તો તે એક દુઃખ ! દુઃખ ! ને દુઃખજ છે.

**कृच्छ्रेणामेध्य मध्ये नियमित तनुभिः स्थीयते गर्भगर्ते
कान्ता विश्लेष दुःख व्यतिकर विषमे यौवने विप्रयोगः ।
नारीणामप्यवज्ञा विलसति नियतं वृद्ध भावोऽप्य साधुः
संसारे रे मनुष्या वदत यदिसुखं स्तोकमप्यस्ति किंचित् ॥**

**અર્થ:—પ્રથમ પ્રાણીઓ જરાયુ (ઓર) ના પડદાથી બંધાઇ ગર્ભરૂપી ખાડામાં અપવિત્રપણે રહે છે. પછી કાંતાના વિયોગના દુ:ખથી વિષમ એવા યોવનમાં વિયોગ થયા કરે છે અને વૃદ્ધાવસ્થામાં સ્ત્રી વિગેરેની અવજ્ઞા થવાથી તે અવસ્થા પણ નઠારી છે. તેથી હે મનુષ્યો ! આ સંસારમાં જો કાંઇ પણ સુખ હોયતો તે કહો!**

સંસારની ઘટમાળ નિત્ય ભરાય ને ઢલવાય છે,
જન્મે જગતમાં જેટલા તે, દુ:ખને વશ થાય છે;
આવ ન કામ કદાપી જે, પ્રેમે પથારી પાથરો,
સુખ છે નહિં સંસારમાં, શાને વૃથા ચિંત્તા કરો.

* * * * *

દિન રાત સાંજ સવાર, વારંવાર વિતી જાય છે,
હેમંત શિશિર વસંતનાં, આવાગમન પણ થાય છે;
ક્રીડા કરે છે કાળ, આયુષ્ય નિત્ય ઓછું થાય છે,
તોપણ અરે આશાપવનમાં, શું તણાતો જાય છે.

ૐ શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !



# ભરૂચમાં મોટી લુંટ !

## ઓય બાપરે ! એવી તે શાની લુંટ ?

ગભરાશો નહિ જરા ધીરજ રાખીને વાંચશો તો બધું એ સમજાશે.

## વૈદ્ય વીઠલદાસ નાહાનાભાઈની તાવની ચમત્કારી અકશીર ગોળીઓની.

—****✠****—

**દરેક જાતના તાવનો નાશ કરવામાં આ ગોળીઓની બરોબરી કરી શકે એમ દુનિયામાં છે નહીં અને છેતો આ ગોળીઓજ છે.**

આ ગોળીઓથી રોજીંદો, એકઆંતરો, દોઢીઓ, ચોથીઓ વીગેરે હાલના જમાનાના ઉડતા જંગલી ઝેરી તાવ વીગેરે દરેક જાતના તાવનો એક જાદુઇની માફક જડ મુળમાંથી નાશ કરી જઠરાઅગ્નિ પ્રદીપ્ત કરી શરીર નિરોગી બનાવે છે. એ સીવાય દરેક રોગની દવા ખાત્રી પૂર્વક મલશે.

ગોળી નંગ ૨૦ ની શીશી ૧ ના રૂા. ૦—૮—૦

૧—હુમારી તાવની ગોળીથી ફાયદો ના થાય તો પૈસા પાછા.
૨—દવા વાપરવાની સુચના દરેક દવા સાથે આપવામાં આવશે.
૩—હુમારી દવા વેચનારને સારૂં કમીશન આપવામાં આવશે.
૪—નાટપેટ કાગળ લેવામાં નહીં આવે, જવાબમાટે ટીકીટ બીડવી.
૫—એજન્ટો જોઇએ છીએ, પત્ર વહેવાર નીચેના સરનામે કરવો.

વૈદ્ય વીઠલદાસ નાહાનાભાઇ.
ઔષધાલય દવાખાનું.
વહાપાડા—ભરૂચ.

# જાહેર ખબર.

◆▬▬◆

## સુવાસીક અગરબતી,

તથા

## સુવાસીક દસાંક્ષ ધુપ.

—****—




### છુટક તથા જથાબંધ કીફાયત ભાવેથી મલશે.

જૈન ગ્રહસ્થોના દેરાસરો તથા મંદીરો, જરથોસ્તી ગૃહસ્થો વિગેરેના સરવે પવીત્ર સ્થળોમાં અતી ઉત્તમ સુગંધીદાર અને આનંદીત ધમકદાર સુવાસીક અગરબત્તીના ખાસ બનાવનાર તથા વેચનાર તે સીવાય ઉંચી મલબારી અત્તર બનાવવા લાયક સુખડ ( સંદલ ) તથા સુર્ય છાપનું ઉંચુ કેસર ( જાફરાન ), બત્રીસો ધુપ ( દશાંક્ષ ) તથા ઉંચી નેપાળી કસ્તુરી, અંબર, બરાસ સરવે જાતનો ઉંચી નીચી કવોલીટીનો તથા વાસકેપ, સાચી અસલ રૂદ્રાક્ષની માળાઓ તથા સોના રૂપાના વરખ, વાળાકુંચી, કપુર, ઉંચો જવખાર તથા ઉજમણાનો સામાન વીગેરે સરવે પ્રકારનો સુગંધી સામન પ્રમાણીકપણેથી શુદ્ધ અને નીખાલસ માલના વહેપારો. કોઇપણ જાતનો દગો ફટકો થવાની બીલકુલ ધાસ્તી રાખવી નહિ. ત્રીસ વરસના જુના અને લાંબા અનુભવથી એકે અવાજે ગુજરાત, દક્ષીણ, કોકણ, મદ્રાસ, મલબાર માલવા, મધ્ય પ્રદેશ, અજમેર, ઉત્તર હિંદુસ્તાન, મારવાડ વીગેરે સ્થળોમાં પ્રખ્યાતી પામેલી જોસીની અગરબત્તીથી પુજાઓ વીગેરે મંગળ કાર્યોમાં આનંદ ઉપજાવનાર સર્વોત્તમ સુગંધી છે. બહાર ગામના ઓર્ડર ઉપર પુરતું ધ્યાન આપીએછીએ. કાસીકરની સુગંધીદાર ફીતનાની ડબીઓ અમારે ત્યાંથી મળશે.

**જોશી લલ્લુભાઈ શંભુરામ અગરબતીવાળા,**

ઠો. ડોસીવાડાની પોળ સામે દુકાન નં. પર

**અમદાવાદ.**

# કોલેરાનો ઊપાય.

—*++++++++++++++++*—

## ઉલટી, ઝાડા, કોલેરા, સરદી, ચક્રી, મોળ, હુબકા, ગોટલાં ચડવાં વીગેરે દરદોને માટે

## જવેરીયનનું જીવન મીકચર.

—**********—

**ઘણોજ ખાત્રી ભરેલો ઉપાય છે, શીશી ૧ ના દશ આના.**

(હાથ ચક્ર ત્રીશુલ બીરાજે અલેક જગાઉ તેરી નગરીમે—એ રાહ.)

અજબ થશો નહી ગજબ દવા છે, ગુણમાં તેતો બહુ ભારી,
વિખ્યાત વિદેશે નામ કાઢતાં, જીવન મીકચર ગુણકારી;
વઇદ વખાણે દરદ મટયાથી, દવા તણી જોઇ હુશીયારી,
ફતેહમંદ ગુણ જાજા તેમાં, જીવન મીકચર ગુણકારી.

ફોકટ ફાંફાં મારો નહી સઉ, રાખો શીશી ઘરબારી,
અરધી રાતે કામ પડે ત્યારે, જીવન મીકચર ગુણકારી;
ઉલટી ઝાડા રોગ કોલેરા, ગયા તેનાથી જે હારી,
વિશ્વાસ રાખી દવા ખરીદો, જીવન મીકચર ગુણકારી.

પેટપીડ ગોળાના દરદો, સરદી હોએ નરનારી,
ઝટપટ મસળી પીયો તમે તો, જીવન મીકચર ગુણકારી;
મરકી મેલેરીયા તાવતરીયામાં, ચાલે નહી કોઇ હુશીયારી,
તેવા દરદો ખચીત જાશે, જીવન મીકચર ગુણકારી.

દાઢ દુખારો પીડ વીંછીની, રીડ પડાવે બહુ ભારી,
રડતાં હસતાં થાશો જલદી, જીવન મીકચર ગુણકારી;
બાલ રોગ સુવાવડ રોગે, જાશો નહી તેથી હારી,
અનેક રોગને હઠાવનારૂં, જીવન મીકચર ગુણકારી;
ખલાસી ચકલો ખાસ જવેરીયન, મુંબઇ નગરી ગુલજારી,
દવા મળે છે દોડે ઝટપટ, જીવન મીકચર ગુણકારી.

દવા મલવાનું ઠેકાણું

**વી. એચ. જવેરીયનની કું.**

ઠો. ખલાસી ચકલા—મુંબઇ.

---

ભરૂચમાં:—જથાબંધ તથા છુટક વેચનાર,

**આર. એમ. બ્રધર્સ.**

ફતેપોર બજાર—ભરૂચ.

# જાહેર ખબર.

—***✻***—

દરેક ઓફીસરો મીલો વેપારીઓ તથા ગ્રહસ્થને ખબર આપીએ છીએ કે હમોએ હાલ ભરૂચમા થોડોક વખત થયા નવું છાપખાનું નીચેને ઠેકાણે કાઢેલું છે તે હમારા છાપખાનામાં ચોપડીઓ, ચોપાનીયાઓ, પ્રાઇસ લીસ્ટો, લેટરપેપરો, સરક્યુલરો, હેંડબીલો, સરટીફીકેટો, લગનના તથા દરેક જાતના કારડો, રસીદ બુકો, બીલ બુકો, વગેરે ઘણુંજ સારી રીતે સફાઇદાર અને પુરતી કાળજીથી કીફાયત ભાવે કરી આપવામાં આવે છે. બહારગામોના ઓરડર ઉપર પુરતુ ધ્યાન આપીએ છીએ અને ટાઇમસર કરી આપીએ છીએ વાસ્તે એક વખત કામ પાડી ખાત્રી કરો.

**સામુદ્ર વિજય પ્રીંન્ટિગ પ્રેસ,**

ઠો. વેજલપુર ઘર નંબર ૧૧૫૧—**ભરૂચ.**



હમારી દુકાને સેન્ટ, સાબુ, લવન્ડર, અત્તર, પેટન્ટ દવાઓ, પેન ડ્રોપ્સ, કોલનવોટર વીગેરે છુટક તથા જથાબંધ વેચનાર.

**આર. એમ. બ્રધર્સ.**

ઠો. ફતેપોર બજાર—**ભરૂચ.**

વાંચો ! વાંચો !! વાંચો !!!

# જાહેર ખબર.

>*********<

## વાંચો નહિ તો પસ્તાશો.

## —* મોટો ફાયદો. *—

ડાકટરોને ઘેર પઇસા જતા અટકાવો.



## ફકત ઈન્ડીયા મેડીશાન કું. નું

સુરજ છાપનું

# પેન ડ્રોપ્સ—વાપરો.

પેટનો: દુખાવો, મરડો, ઉલટી, ઝાડા વીગેરે દરદો
તત્કાળ મટાડે છે.

## ઈન્ડીયા મેડીશાન કું. મુંબાઈ.

---

ભરૂચમાં વેચનાર—

આર. એમ. બ્રધર્સ.

ફતેપોર બજાર—ભરૂચ.

# અગાઉથી ખરીદનારનાં નામ.



શેઠ શાહ મહેતા અમરતલાલ જમનાદાસ મહીસાવાળા—પાલેજ.
,, દારબશાહ હોરમસજી એન્જીયર—ભરૂચ.
,, વજુભાઇ કેશવજી સૌટી બુકીંગ ઓફીસ—ભરૂચ.
,, કમ્પાઉન્ડર ભગુ મોરાર કોળી—ભરૂચ.
,, મગનલાલ ડાહ્યાભાઇ—ભરૂચ.
,, ચીમનલાલ નાથજી—ડભોઇ.
,, હરીલાલ બાપુલાલ અમીન—કારવણ.
,, છોટાલાલ નરોતમદાસ મહેતા—મીયાગામ કરજણ.
,, આબકારી ઇન્સ્પેકટર—મીયાગામ કરજણ.
,, કરીમભાઇ નુરભાઇ ચીફ. તરાવીલ એજન્ટસ—ભરૂચ.
,, વીઠલદાસ મુલજીભાઇ સારસાવાળા—કરજણ.
,, મેતા નારણરાવ કૃષ્ણાજીરાવ વીરજઇ. તા.—કરજણ.
,, પા. જીવાભાઇ પરશોતમ ઓસલામવાળા—કરજણ.
,, દેવી ભકત કૃષ્ણરાવ ભવાનીરાવ કદમ—વડોદરા.
,, મગનભાઇ ખુશાલભાઇ પટેલ—કરજણ.
,, તુળજારામ મોતીલાલ પથરવાળા—ભરૂચ.
,, ભોગીલાલ પટેલ ડાગરવાળા વેજલપોર—ભરૂચ.
,, જોશી પોપટલાલ મોતીરામ સ્ટામવેન્ડર—મીયાગામ કરજણ.



# બે દોસ્તદાર વચ્ચે થએલી વાતચીત.

**મનસુખરામ**—(પોતાના દોસ્તને એક હાથમાં કલશીઓ બીજો હાથ કમરે દીધેલો ને કટાણું મોઢું જોઇને) દોસ્ત આસારામ, રામ રામ આમ કેમ ઢીલા ઢચ ને લુલા લચ.

**આસારામ**—રામરામ ભાઇ રામરામ અરે યાર, (પેડુમાં દુઃખાવાને લીધે બરાબર બોલાતું નથી) આજ આઠ દીવસથી, "મરડો એવો સખત થયો છે કે ન પુછો વાત" બસ. એખલુ જલસ (આમ) લોહીજ પડે છે ને પેડુમાં તથા સફરામાં એવું દરદ થાય છે કે જાણે હમણાં જીવ નિકળી જશે. અને રાત દીવસ મળીને (પેટમાં અમલાટ થવાથી સેજ-વાર બોલવું બંધ કરીને) ઝાડાનો પાર નથી અને તેની સાથે ઉંઘનું પણ નામ નથી.

**મનસુખરામ**—અરે દોસ્ત આટલા બધા હેરાન થાઓ છો તો મને કેમ વાત કરતા નથી કે હું તમને તરત આરામ ને સુખ થાય તથા ચેનથી ઉંઘાય તેવી ગોળીઓ બનાવું.

**આસારામ**—(ઇન્તેજારીથી) ત્યારે કહોને ભાઇ તે ગોળીઓ કોને ત્યાં મળેછે.

**મનસુખરામ**—(આપણાં) ભરૂચમાં ઠો. માલીવાડમાં ભગુ. એમ. કોળીને ત્યાં ચાંદીનો વરખ ચડાવેલી ગોળી વીસની શીશીના આના પાંચ લેશે. પણ તરત ફાયદો કરશે ને દુઃખાવો નરમ પડશે.

**આસારામ**—પણ તેની કાંઇ ખાત્રી કરી છે કે નહીં.

**મનસુખરામ**—હાહા ભાઇ, મને પોતાને મરડો થયો હતો ને આમ (જલસ) ને લોહી સાથનો અમળાઇને ઝાડો થતો હતો તે વખતે મેં પોતે ખાત્રી કરી છે તથા ઘણા જણાના મોઢે સાંભળેલું છે કે ભગુની બનાવેલી મરડાની ગોળી ઘણીજ સરસ છે. બીજુ એ કે સુરતના પ્રદશનમાંથી ખાસ સર્ટી-ફીકેટ મળેલું છે આથી તે પછી કેવી ખાત્રી જોઇએ છે.

**આસારામ**—ઠીક ત્યારે તો હું હાલને હાલ મંગાવીને ઉપયોગ કરૂં છું.

મનસુખના કહેવાથી આસારામે એક શીશી ખરીદીને એક ગોળી સવારે, એક બપોરે ને એક રાત્રે (રાતના બે ગોળી સામટી ગળવા) એ રીતે ત્રણ વખત ગળી કે દુઃખાવો હતો તે તથા ઝાડો નરમ પડી ગયો એ ત્રણ દીવસ એ પ્રમાણે વાપરી એટલે તો આસારામ સારા થઇ ગયાં ને કામે ધંધે જવા લાગ્યા.

# બુકો મળવાનાં ઠેકાણાં,

---

ભરૂચ—બુકસેલર હુસેનઅલી નુરૂદીન કાગદી,
કતોપોર બજાર.

,, લેખક-હરિદાસ રેવાશંકર નાગેશ્વર
પોતાના મુકામ ઉપર.

અમદાવાદ—બુકસેલર સાકરલાલ બુલાખીદાસ
રીચીરોડ.

,, બુકસેલર સરફઅલી કીકાભાઇ
રીચીરોડ.

મુંબાઈ—બુકસેલર વસનજી પરમાનંદ ચાહવાલા
કાલબાદેવી રોડ

અંકલેશ્વર—સાલેભાઇ રમજાનઅલી
મોટા બજાર

મીયાગામ કરજન-મહુમદઅલી ઇભરામજી
બજારમાં

ડભોઇ—અંબાલાલ ગીરધરલાલ
મનાપોર ચકલા

જંબુસર—બુકસેલર ચુનીલાલ જમનાદાસ
સોની ચકલા.